નવા વધારા સાથે

પ્રકાશન નં. ૨૭૮

"મારી વાતો પહોંચાડો, ભલેને એક જ વાત હોય !"
(હદીસ શરીફ)

# તોહફ-એ-દુન્યા વ આખિરત

## (ભાગ-૧)

મકબૂલ અને મખ્સૂસ વઝાઈફ





પ્રકાશન વિભાગ :
દારુલ ઉલૂમ ભરૂચ, મહમૂદનગર,
મુ. પો. કંથારીઆ-૩૯૨૦૧૫,
તા. જિ. ભરૂચ (ગુજ.-ઈન્ડિયા).

પ્રકાશન નં. ૨૭૮

"મારી વાતો પહોંચાડો, ભલેને એક જ વાત હોય !"
(હદીસ શરીફ)

# તોહફ-એ-દુન્યા વ આખિરત

## (ભાગ-૧)

(મહાન ફઝીલતવાળા કલિમાત, દુરૂદ શરીફ અને દુઆઓ)

**નવા વધારા સાથે**

**મકબૂલ અને મખ્સૂસ વઝાઈફ**

: પુનરવલોકન :
(મવલાના) હસન ભડકોદ્રવી (સા.)



પ્રકાશન વિભાગ :
દારુલ ઉલૂમ ભરુચ, મહમૂદનગર,
મુ. પો. કંથારીઆ-૩૯૨૦૧૫,
તા. જિ. ભરુચ (ગુજ.-ઈન્ડિયા).

# તોહફ-એ-દુન્યા વ આખિરત (ભાગ-૧)

**નવા વધારા સાથે** (સંવર્ધિત આવૃત્તિ)


પ્રકાશન નં. : ૨૭૮

પ્રત : ૨૧૦૦

આવૃત્તિ : છઠ્ઠી (વધારા સહિત)

હિજરી સન : ૧૪૩૭

ઈસ્વી સન : ૨૦૧૬

કિંમત :







**પ્રકાશન વિભાગ :**

દારુલ ઉલૂમ અરબિય્યહ ઈસ્લામિય્યહ ભરૂચ,
મહમૂદનગર, મુ. પો. કંથારીઆ-૩૯૨ ૦૧૫,
તા. જિ. ભરૂચ (ગુજરાત-ઈન્ડિયા)

**PUBLICATION DEPARTMENT:**
**DARUL ULOOM BHARUCH, MAHMOODNAGAR**
**AT & PO. KANTHARIA, DIST. BHARUCH (GUJ)**
**PIN : 392 015, INDIA**

# અનુક્રમણિકા

બિસ્મિહી તઆલા

# ✪ પ્રકરણ–૧ ✪

## બેહિસાબ સવાબ અને ફઝીલતવાળા કલિમાત (બુનિયાદ)

### (૧) કલિમ–એ તય્યિબહ

[પહેલો કલિમહ પાકીનો]

لَآ اِلٰهَ اِلَّا اللّٰهُ مُحَمَّدٌ رَّسُوْلُ اللّٰهِ ط

**લા ઈલા-હ ઈલ્લલ્લાહુ મુહમ્મદુર્રસૂલુલ્લાહ.**

[**અર્થ :** અલ્લાહ તઆલાના સિવાય કોઈ પણ ઈબાદત કરવાને લાયક નથી અને હઝરત મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ અલ્લાહના રસૂલ છે.]

لَآ اِلٰهَ اِلَّا اللّٰهُ ط

**લા ઈલા-હ ઈલ્લલ્લાહ**

**ફઝીલતો :**

(૧) હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો ઈરશાદ છે કે જે માણસ દરરોજ ૧૦૦ (એક સો) વખત ''લા ઈલા–હ ઈલ્લલ્લાહ'' પઢશે તો અલ્લાહ તઆલા કિયામતના દિવસે તેને એવી હાલતમાં ઉઠાવશે કે તેનો ચહેરો રોશન, ચમકદાર અને ખૂબસૂરત હશે, જાણે ચૌદમી રાતનો ચાંદ. જે માણસ આ મુબારક કલિમહને દિવસે ૧૦૦ વખત પઢશે તો તે દિવસે તેનાથી અફઝલ (અને સારા) અમલવાળો તે જ માણસ હશે, જે એના કરતાં વધારે વખત આ મુબારક કલિમહને પઢયો હશે. *(ફઝાઈલે આ'માલ)*

(૨) જે માણસ આ મુબારક કલિમહને દિવસે યા રાતે એક વખત પણ પઢશે તો અલ્લાહ તઆલા તેના તે દિવસના ગુનાહોને માફ ફરમાવી દેશે તથા તે ગુનાહોને અલ્લાહ તઆલા નેકીઓમાં બદલી નાખશે.

*(ફઝાઈલે આ'માલ)*

(૩) નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નો ઈરશાદ છે કે કલિમએ તય્યિબહ અફઝલ ઝિક્ર છે. *(તિરમિઝી)*

(૪) જ્યારે કોઈ બંદો "લા ઈલા–હ ઈલ્લલ્લાહ" કહે છે તો તેના માટે જન્નતનાં દરવાજા ઉઘડી જાય છે અને એ કલિમો સીધો અર્શે ઈલાહી સુધી પહોંચી જાય છે; પરંતુ શર્ત એ છે કે એ કલિમાનો પઢનાર કબીરા (મોટા) ગુનાહોથી બચતો રહે. *(તિરમિઝી શરીફ)*

(૫) ''લા ઈલા–હ ઈલ્લલ્લાહ'' સઘળી ઝબાની નેકીઓમાં અફઝલ છે. *(અહમદ)*

(૬) ''લા ઈલા–હ ઈલ્લલ્લાહ'' વડે પોતાના ઈમાનને તાજું કરતા રહો. સાતેવ આસમાન અને જમીન પણ આ કલિમહના વજનનાં મુકાબલામાં હલકાં છે. *(નસાઈ)*

(૭) ''લા ઈલા–હ ઈલ્લલ્લાહ''થી વધીને બીજો કોઈ અમલ નથી અને આ કલિમહ કોઈ ગુનાહને બાકી છોડતો નથી. *(ઈબ્ને માજહ)*

(૮) જેનું અંતિમ વાકય ''લા ઈલા–હ ઈલ્લલ્લાહ'' હશે તે જન્નતમાં દાખલ થશે. *(અબૂ દાવૂદ શરીફ)*

(૯) ''લા ઈલા–હ ઈલ્લલ્લાહ''નો ઈક્રરાર કરવું જન્નતની ચાવીઓ છે. *(ફઝાઈલે આ'માલ)*

(૧૦) અર્શે ઈલાહીની સામે નૂરનો એક સુતૂન (થાંભલો) છે. જ્યારે કોઈ માણસ ''લા ઈલા–હ ઈલ્લલ્લાહ'' કહે છે ત્યારે તે સુતૂન (થાંભલો) હાલવા લાગે છે. અલ્લાહ પાકનો ઈરશાદ થાય છે કે થોભી જા. થાંભલો (સુતૂન) અર્ઝ કરે છે કે કેમ કેમ થોભું ? હાલાં કે કલિમ–એ તય્યિબહ પઢવાવાળાની હજુ મગફિરત નથી થઈ ! અલ્લાહ પાકનો ઈરશાદ થાય છે

કે સારું, મેં એ પઢવાવાળાની મગફિરત કરી દીધી ત્યારે તે સુતૂન (થાંભલો) થોભી જાય છે. *(ફઝાઈલે આ'માલ)*

(૧૧) ''લા ઈલા—હ ઈલ્લલ્લાહ'' પઢવાવાળાને ન કબ્રમાં વહ્શત (બીક) હશે અને ન મેદાને મેહશરમાં બીક હશે. *(ફઝાઈલે આ'માલ)*

**(૧૨) જે માણસ એ હાલતમાં મરે કે ''લા ઈલા—હ ઈલ્લલ્લાહુ મુહમ્મદુર્રસૂલુલ્લાહ''ની સાચા દિલથી ગવાહી આપતો હોય તો તે માણસ** જરૂરથી જન્નતમાં દાખલ થશે. બીજી હદીષમાં છે કે જરૂર એ માણસની અલ્લાહ પાક મગફિરત ફરમાવશે. *(ફઝાઈલે આ'માલ)*

(૧૩) મરનારાઓને ''લા ઈલા—હ ઇલ્લલ્લાહ''ની તલકીન કરતા રહો. *(મુસ્લિમ શરીફ)*

## (૨) કલિમ—એ શહાદત

[બીજો કલિમહ ગવાહીનો]

اَشْهَدُ اَنْ لَّآ اِلٰهَ اِلَّا اللّٰهُ وَاَشْهَدُ اَنَّ
مُحَمَّدًا عَبْدُهٗ وَرَسُوْلُهٗ ط

**અશહદુ અંલ્લા ઈલા-હ ઈલ્લલ્લાહુ વ અશહદુ અન્ન મુહમ્મદન અબ્દુહૂ વ રસૂલુહ.**

[**અર્થ :** હું ગવાહી આપું છું કે અલ્લાહ તઆલાના સિવાય કોઈ બંદગીને લાયક નથી અને હું ગવાહી આપું છું કે હઝરત મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ તેના બંદા અને રસૂલ છે.]

**ફઝીલતો :**

(૧) જે માણસ સારી રીતે વુઝૂ કરે (એટલે કે સુન્નતો અને આદાબનો

ખ્યાલ રાખીને) પછી આ કલિમો પઢે તો તે પઢનારનાં માટે જન્નતનાં આઠે આઠ દરવાજા ખુલી જાય છે. જે દરવાજેથી દિલ ચાહે તે દરવાજાથી જન્નતમાં દાખલ થાય.

**ફાયદો :** જન્નતમાં દાખલ થવા માટે તો ફક્ત એક દરવાજો પણ બસ (કાફી) છે. પછી આઠે આઠ દરવાજાઓનું ખુલી જવું એ માણસના એઝાઝ—ઈકરામના તોર પર છે. *(ફઝાઈલે આ'માલ)*

(૨) જે માણસ અઝાન સાંભળ્યા પછી આ દુઆ પઢે :

اَشْهَدُ اَنْ لَّآ اِلٰهَ اِلَّا اللّٰهُ وَاَشْهَدُ اَنَّ مُحَمَّدًا عَبْدُهٗ وَرَسُوْلُهٗ ط رَضِيْتُ بِاللّٰهِ رَبًّا وَّ بِالْاِسْلَامِ دِيْنًا وَّ بِمُحَمَّدٍ (صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ) نَبِيًّا وَّرَسُوْلًا ط

**અર્થ :** (હું ગવાહી આપું છું કે અલ્લાહ તઆલા સિવાય કોઈ બંદગીને લાયક નથી અને હું ગવાહી આપું છું કે હઝરત મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ તેના બંદા અને રસૂલ છે. હું અલ્લાહના પરવરદિગાર હોવાથી રાજી છું અને ઈસ્લામના દીન (ધર્મ) હોવાથી ખુશ છું. મેં મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને નબી અને રસૂલ હોવાને પસંદ કર્યા.)

તો એ માણસનાં ગુનાહો માફ કરવામાં આવે છે. *(મુસ્લિમ, તિરમિઝી શરીફ)*

## (3) કલિમ—એ તમજીદ

[ત્રીજો કલિમહ બુઝુર્ગીનો]

سُبْحَانَ اللّٰهِ وَالْحَمْدُ لِلّٰهِ وَلَآ اِلٰهَ

اِلَّا اللّٰهُ وَاللّٰهُ اَكْبَرُ وَلَا حَوْلَ وَلَا
قُوَّةَ اِلَّا بِاللّٰهِ الْعَلِيِّ الْعَظِيْمِ ط

**સુબ્હાનલ્લાહિ વલ્હમ્દુ લિલ્લાહિ વલા ઈલા-હ ઈલ્લલ્લાહુ વલ્લાહુ અકબર, વલા હવ્લ વલા કુવ્વ-ત ઈલ્લા બિલ્લાહિલ અલિય્યિલ અઝીમ.**

[**અર્થ :** અલ્લાહ તઆલાની ઝાત પાક છે અને સઘળા વખાણ અલ્લાહ તઆલાને માટે જ છે અને અલ્લાહ તઆલાના સિવાય કોઈ ઈબાદત (બંદગી)ને લાયક નથી અને અલ્લાહ તઆલા ઘણો મોટો છે. નથી કોઈને કશી કુદરત અને નથી કોઈને કશી તાકત; પરંતુ અલ્લાહ તઆલાને જ અને તે જ ઉચ્ચ અને મહાન છે.

سُبْحَانَ اللّٰهِ وَالْحَمْدُ لِلّٰهِ
وَلَآ اِلٰهَ اِلَّا اللّٰهُ وَاللّٰهُ اَكْبَرُ ط

**સુબ્હાનલ્લાહિ વલ્હમ્દુ લિલ્લાહિ વલા ઈલા-હ ઈલ્લલ્લાહુ વલ્લાહુ અકબર.**

[**અર્થ :** અલ્લાહ તઆલાની ઝાત પાક છે અને સઘળાં વખાણ અલ્લાહ તઆલા માટે જ છે અને અલ્લાહ તઆલા સિવાય કોઈ ઈબાદતને લાયક નથી અને અલ્લાહ તઆલા ઘણો મોટો છે.]

ઉપરોક્ત તસ્બીહની ફઝીલત વિવિધ હદીસોમાં નીચે પ્રમાણે આવેલી છે :

(૧) આ ચાર કલિમાત (બોલ) અલ્લાહ તઆલાને સૌથી વધુ પ્યારા છે.

(૨) આ ચારેવ કલિમાતને જે માણસ પઢતો રહેશે, તેના માટે આ કલિમાતના પ્રત્યેક અક્ષરના બદલામાં દસ નેકીઓ લખાય જશે.

(૩) હુઝૂર રસૂલે પાક સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું; આ ચાર કલિમાતનું પઢવું, દરેક તે વસ્તુથી મને વધુ પસંદ છે, જેના પર સૂરજ ઊગે છે. (એટલે કે, દુનિયા અને દુનિયામાંની બધી જ વસ્તુઓથી મહબૂબ છે.)

(૪) કુર્આન મજીદ પછી આ સૌથી અફઝલ કલામ છે અને હકીકતમાં તો આ કુર્આનના જ કલિમાત છે.

(૫) જન્નતની માટી ઘણી જ ઉમદા છે અને પાણી ઘણું જ મીઠું. જન્નત એક ખાલી મેદાન છે અને એના છોડવા આ ચાર કલિમાત જ હોય છે. (જે માણસ જેટલા વધુ પ્રમાણમાં એને પઢતો રહે છે, એટલા જ પ્રમાણમાં એની જન્નત હરિયાળી અને લીલીછમ રહે છે.)

(૬) એના પ્રત્યેક કલિમહના બદલામાં તમારા માટે એક છોડ રોપી દેવામાં આવે છે.

(૭) જહન્નમથી બચવા માટે ઢાલ સંભાળી લો. એટલે કે આ ચારેવ કલિમાતને પઢતા રહો, કારણ કે આ કલિમાત (પોતાના પઢનારની) ડાબી અને જમણી બાજુથી, આગળ અને પાછળથી (દરેક બાજુએથી બચાવવા માટે) આવશે અને આ જ બાકી રહેનાર નેકીઓ છે.

(૮) દરેક તસ્બીહ (સુબ્હાનલ્લાહ) સદકો (સવાબકારક) છે. દરેક તહમીદ (અલ્હમ્દુ લિલ્લાહ) સદકો છે. દરેક તહલીલ (લા ઈલા–હ ઈલ્લલ્લાહ) સદકો છે અને દરેક તકબીર (અલ્લાહુ અકબર) સદકો છે.

(૯) બેશક, અલ્લાહ તઆલાએ પોતાના કલામ (કુર્આનમાંથી) આ ચાર કલિમા પસંદ ફરમાવ્યા છે.

(૧૦) એક વખતે હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું : શું તમારામાંથી દરેક માણસ દર રોજ ઉહુદ પહાડ બરાબર અમલ કરવાથી લાચાર અને મજબૂર છે ? સહાબએ કિરામ (રદિ.)એ અરજ ગુઝારી; યા રસૂલલ્લાહ ! સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ એટલો અમલ તો વળી કોણ કરી શકે છે ? આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું; સુબ્હાનલ્લાહ ઉહુદથી ઘણો મોટો છે. લા ઈલા–હ ઈલ્લલ્લાહ પણ ઉહુદથી ઘણો મોટો છે.

અલ્હમ્દુલિલ્લાહ ઉહુદથી ઘણો મોટો છે. એ જ પ્રમાણે અલ્લાહુ અકબર પણ ઉહુદથી ઘણો મોટો છે.

(૧૧) સો (૧૦૦) વાર "સુબ્હાનલ્લાહ" પઢવું હઝરત ઇસ્માઈલ (અલૈ.)ની અવલાદમાંથી સો ગુલામ આઝાદ કરવા બરાબર છે. સો વખત "અલ્હમ્દુલિલ્લાહ" પઢવું સો જીન (પલાણ) કસેલા અને લગામ પહેરાવેલા ઘોડાઓ બરાબર છે, જેમના પર જિહાદ માટે (ગાઝીઓને) સવાર કરવામાં આવે. સો વાર "અલ્લાહુ અકબર" પઢવું ખુદાને ત્યાં એવા સો મકબૂલ ઊંટોના (સવાબ) બરાબર છે, જેમની ગરદનોમાં કુર્બાનીના હાર પડેલા હોય (અને જેમને મક્કામાં ઝુબહ કરવામાં આવે) અને "લા ઈલા—હ ઈલ્લલ્લાહ" તો જમીન અને આસમાન વચ્ચેની ફિઝા (અવકાશ)ને ભરી આપે છે. *(ફઝાઈલે આ'માલ)*

(૧૨) હઝરત અનસ બિન માલિક (રદિ.) બયાન કરે છે કે જનાબ નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું, ૧૦૦ વખત "લા ઈલા—હ ઈલ્લલ્લાહ", ૧૦૦ વખત "સુબ્હાનલ્લાહ" અને ૧૦૦ વખત "અલ્લાહુ અકબર" જે માણસ પઢશે તેને દસ (૧૦) ગુલામ આઝાદ કરવાનો અને સાત (૭) ઊંટ કુર્બાની કરવાનો સવાબ મળશે. *(ઈબ્ને અબીદુન્યા)*

(૧૩) હઝરત અબૂ દરદાઅ (રદિ.) બયાન કરે છે કે જનાબ નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું;

"સુબ્હાનલ્લાહિ વલ્હમ્દુ લિલ્લાહિ વલા ઈલા—હ ઈલ્લલ્લાહુ વલ્લાહુ અકબર વલા હવ્લ વલા કુવ્વ—ત ઈલ્લા બિલ્લાહ" પઢયા કરો. એ શબ્દો "બાકીયાતુસ્સાલિહાત"માંથી છે. જેમ ઝાડોના સૂકા પાંદડાં ખરી પડે છે તેમ તેના પઢનારનાં ગુનાહો માફ થઈ જાય છે. એ શબ્દો જન્નતનાં ખઝાનાઓમાંથી છે. *(ઈબ્ને માજહ)*

لَاحَوْلَ وَلَاقُوَّةَ اِلَّابِاللّٰهِ الْعَلِيِّ الْعَظِيْمِ

**લા હવ્લ વલા કુવ્વ-ત ઈલ્લા બિલ્લાહિલ અલિય્યિલ અઝીમ.**

(**અર્થ** : નથી કોઈને કશી કુદરત અને નથી કોઈને કશી તાકત, પરંતુ અલ્લાહ તઆલાને જ અને તે જ ઉચ્ચ અને મહાન છે.)

**મહાન ફઝીલતો :**

(૧) હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને કૈસ (રદિ.) ફરમાવે છે કે અમે નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) સાથે એક સફરમાં હતા. આપે મને સંબોધીને ફરમાવ્યું કે હે અબ્દુલ્લાહ ! શું હું તમને જન્નતના ખઝાનાઓમાંથી એક ખઝાનો ન બતાવું ? મેં અરજ કરી : જરૂર બતાવો તો આપે ફરમાવ્યું ;

لَاحَوْلَ وَلَاقُوَّةَ اِلَّا بِاللّٰهِ

(**અર્થ** : નથી કોઈને કશી કુદરત અને નથી કોઈને કશી તાકત; પરંતુ અલ્લાહ તઆલાને જ.) *(બુખારી, મુસ્લિમ શરીફ)*

(૨) હઝરત કૈસ ઈબ્ને સઅદ (રદિ.)થી રિવાયત છે કે રસૂલે ખુદા (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈર્શાદ ફરમાવ્યો કે શું તમને જન્નતના દરવાજાઓમાંથી એક દરવાજો બતાવું ? મેં અરજ કરી, જરૂર બતાવો. આપે ફરમાવ્યું કે આપ ઉપરોક્ત કલિમો પઢતા રહો.

(૩) હઝરત હાઝિમ ઈબ્ને હરમલા અસ્લમી (રદિ.) ફરમાવે છે કે હું નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) પાસેથી પસાર થયો. આપે ફરમાવ્યું, હે હાઝિમ ! "લા હવ્લ વલા કુવ્વ–ત ઈલ્લા બિલ્લાહ" વિપુલ પ્રમાણમાં પઢતા રહો, કારણ કે આ કલિમા જન્નતનાં ખઝાનાઓમાંથી છે. *(તિરમિઝી)*

(૪) હઝરત અબૂ હુરયરહ (રદિ.) ફરમાવે છે કે મને રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું, "લા હવ્લ વલા કુવ્વ–ત ઈલ્લા બિલ્લાહ" વિપુલ (ઘણા) પ્રમાણમાં પઢતા રહો, કારણ કે આ જન્નતના ખઝાનાઓમાંથી છે. *(તિરમિઝી, મિશ્કાત : ૫/૧૨૦)*

## આ કલિમહના ચાર ફાયદા :

**ફાયદો –૧ :** આ કલિમહ : લા હવ્લ વલા કુવ્વ–ત... અર્શની નીચેના જન્નતનો ખઝાનો છે અને જન્નતની છત અર્શે ઈલાહી છે. એને પઢવાથી નેક આ'માલ કરવાની અને ગુનાહોથી બચવાની તવફીક થાય છે. આ અર્થમાં એ જન્નતનો ખઝાનો છે.

**ફાયદો–૨ :** આ કલિમહ ૯૯ (નવ્વાણું) બીમારીઓની દવા છે, જે પૈકી સૌથી અદના અને નાની બીમારી ગમ (ફિકર) છે. જેનાથી માનવ શરીર ગળી જાય–ઓગળી જાય. અરબીમાં એને 'હમ' કહે છે.

હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે કે નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે, ''લા હવ્લ વલા કુવ્વ–ત ઈલ્લા બિલ્લાહ'' (દુનિયા અને આખિરત)ની ૯૯ (નવ્વાણું) બીમારીઓની દવા છે, જેમાંથી સૌથી અદના બીમારી ગમ (ફિકર) છે. ચાહે તે ગમ (ફિકર) દુનિયાની હોય અથવા આખિરતની હોય.) *(મિશ્કાત ૫/૧૨૧)*

**ફાયદો–૩ :** જ્યારે બંદો આ કલિમહ પઢે છે તો અલ્લાહ તઆલા અર્શ પર ફરિશ્તાઓને ફરમાવે છે કે મારો બંદો ફરમાંબરદાર (આજ્ઞાધીન) બની ગયો અને તેણે સરકશી યા નાફરમાની છોડી દીધી.

હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે કે રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું, શું હું તમને એવો ખઝાનો ન બતાવું જે અર્શની નીચે જન્નતનો ખઝાનો છે. તે ''લા હવ્લ વલા કુવ્વ–ત ઈલ્લા બિલ્લાહ'' છે. જ્યારે બંદો તેને પઢે છે તો અલ્લાહ તઆલા ફરિશ્તાઓને ફરમાવે છે કે ''અસ્લ–મ અબ્દી વસ્તસ્લ–મ'' અર્થાત્, મારો બંદો સંપૂર્ણ તાબેદાર બની ગયો અને તેણે સરકશી (અવજ્ઞા) છોડી દીધી તથા મારા બંદાએ દુન્યા અને આખિરતના તમામ રંજગમ મને સોંપી દીધા.

*(મિશ્કાત–મિરકાત ૫/૧૨૧–૧૨૨)*

આ નેઅમત શું ઓછી છે કે બંદો જમીન પર આ કલિમહ પઢે અને અલ્લાહ તઆલા અર્શ પર ફરિશ્તાઓના સમૂહમાં એનો ઉલ્લેખ ફરમાવે છે. અલ્લામહ તયબી (રહ.) ફરમાવે છે કે હદીસમાં આવેલા શબ્દો ઈસ્લામ અને ઈસ્તિસ્લામનો ભાવાર્થ આ છે કે મારા બંદાએ કાયનાતની તમામ

બાબતો મને સુપ્રત કરી દીધી અને ઈખ્લાસ સાથે પોતાના નફસને પણ મારા તાબે કરી દીધો.

**ફાયદો–૪ :** આ કલિમહ હઝરત ઈબ્રાહીમ (અલૈ.)નો પયગામ અને વસિય્યત છે, જે આપે હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને મેઅરાજની રાતે ઈર્શાદ ફરમાવ્યો હતો.

મેઅરાજની રાતે નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) હઝરત ઈબ્રાહીમ (અલૈ.) પાસેથી પસાર થયા તો આપે ફરમાવ્યું કે હે મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ! આપ પોતાની ઉમ્મતને હુકમ ફરમાવી દો કે **''લા-હવ્લ વલા કુવ્વ–ત ઈલ્લા બિલ્લાહ'' વડે જન્નતના બાગોને વધારી લે.** ***(મિશ્કાત ૫/૧૧૧)***

આ કલિમહને પઢવાથી વસિય્યતે ઈબ્રાહીમી પર અમલ કરવાની સઆદત પણ નસીબ થશે અને એની બરકતથી જન્નતનાં બાગોમાં પણ વધારો થશે.

**આ કલિમહને જન્નતનો ખઝાનો કહેવાનાં કારણો :**

(૧) આ કલિમહ ખઝાનાની માફક લોકોની નજરથી અદશ્ય અને મહફુઝ હતો અને હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) દ્વારા આપવામાં આવ્યો.

(૨) અથવા આ કારણે કે આ કલિમહ જન્નતનાં ભંડારોમાંથી છે.

(૩) અથવા આ કારણે કે જન્નતની ઉમદા–ઉમદા નેઅમતોને હાસિલ કરાવનાર છે.

(૪) અલ્લામહ નવવી (રહ.) ફરમાવે છે કે એ કારણે આ જન્નતનો ખઝાનો છે કે આ કલિમહ પઢનારનાં માટે જન્નતમાં ઉમદા સવાબનો ખઝાનો જમા કરે છે. *(શર્હે મિરકાત)*

**સઘળાં ગુનાહોથી માફી :**

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.)થી રિવાયત છે કે રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈર્શાદ ફરમાવ્યો કે પૃથ્વી (જમીન) પર

ચાલનારો કોઈ પણ માણસ જ્યારે આ નીચેના કલિમહ પઢે છે તો તેના તમામ સગીરહ (નાના) ગુનાહો માફ થઈ જાય છે. ચાહે તે સમંદરના કાંપ બરાબર કેમ ન હોય :

لَآ اِلٰهَ اِلَّا اللّٰهُ وَاللّٰهُ اَكْبَرُ وَلَا حَوْلَ
وَلَا قُوَّةَ اِلَّا بِاللّٰهِ ط

(અર્થ : અલ્લાહ તઆલાના સિવાય કોઈ બંદગીને લાયક નથી અને અલ્લાહ ઘણો મોટો છે અને નથી કોઈને કશી કુદરત અને નથી કોઈને કશી તાકત; પરંતુ અલ્લાહ તઆલાને જ.) *(તિરમિઝી શરીફ–નસાઈ)*

## (૪) કલિમ–એ તવહીદ

**[ ચોથો કલિમહ તવહીદનો ]**

لَآ اِلٰهَ اِلَّا اللّٰهُ وَحْدَهٗ لَا شَرِيْكَ لَهٗ ط
لَهُ الْمُلْكُ وَلَهُ الْحَمْدُ يُحْيِيْ وَيُمِيْتُ
بِيَدِهِ الْخَيْرُ وَهُوَ عَلٰى كُلِّ شَيْءٍ قَدِيْرٌ ط

**લા ઈલા-હ ઈલ્લલ્લાહુ વહ્દહૂ લા શરી-ક લહૂ, લહુલ મુલ્કુ વ લહુલ હમ્દુ યુહ્યી વ યુમીતુ બિયદિહિલ ખયુરુ વ હુ-વ અલા કુલ્લિ શય્ઇન કદીર.**

[અર્થ : અલ્લાહ તઆલા સિવાય કોઈ બંદગીને લાયક નથી, તે એક છે; તેનો કોઈ શરીક (ભાગીદાર) નથી, તેની જ બાદશાહી છે અને તમામ પ્રકારની તારીફ તેના જ માટે છે, તે જ જિવાડે છે અને તે જ મારે છે (અને)

તેના જ કબજામાં દરેક પ્રકારની ભલાઈ છે અને તે દરેક ચીઝ કરવા શક્તિમાન છે.]

**ફઝીલતો :** (૧) જે માણસ ઉપરના કલિમહને દસ વાર પઢશે તો એને એવો સવાબ મળે છે કે જેમ એણે હઝરત ઇસ્માઈલ (અલૈ.)ની અવલાદમાંના દસ (૧૦) ગુલામો આઝાદ કર્યા. *(બુખારી શરીફ)*

સય્યિદના ઇસ્માઈલ (અલૈ.)ની અવલાદમાંથી કોઈને ગુલામ બનાવી લેવામાં આવ્યો હોય તો એ સાફ વાત છે કે એવા ખાનદાની ગુલામને આઝાદ કરવાનો સવાબ પણ સૌથી વધુ હશે.

(૨) જનાબ રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના સહાબાઓમાંથી બે સહાબી રિવાયત કરે છે કે જનાબ રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું, ''જ્યારે કોઈ બંદો એ કલિમહને સાચા દિલે અને શુદ્ધ ભાવે પઢે છે તો અલ્લાહ તઆલાની કુદરતની નજર આકાશોને ચીરતી એની તરફ પહોંચે છે અને ખુદાવંદે કરીમ રહમતના સાથે, રહમતની નજરે એ બંદા તરફ જુએ છે તો એના પર એ હક થઈ જાય છે કે એ બંદો જે કંઈ માંગે તે એને આપી દેવામાં આવે. *(નસાઈ)*

(૩) હઝરત અમ્ર બિન શોએબ (રદિ.)ની રિવાયતમાં છે કે જનાબ રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : સરસ દુઆ તે છે જે અરફાના દિવસે હજના મેદાનમાં માંગવામાં આવે અને બેહતરીન કલિમહ આ છે, એ કલિમહ માત્ર મેં જ શીખવ્યો છે એમ નથી, બલકે મારા પહેલાનાં પયગમ્બરો પણ એ કલિમહની તાલીમ આપતા રહેતા હતા. *(તિરમિઝી શરીફ)*

એટલે કે ''લા ઈલા–હ ઈલ્લલ્લાહુ વહદહુ લા શરી–ક લહુ....'' છેવટ સુધી.

## (૫) કલિમ–એ રદ્દિ કુફ્ર

[પાંચમો કલિમહ કુફ્રને રદ કરવાનો]

اَللّٰھُمَّ اِنِّیۡ اَعُوۡذُبِکَ مِنۡ اَنۡ اُشۡرِکَ
بِکَ شَیۡئًا وَّاَنَا اَعۡلَمُ بِہٖ وَاَسۡتَغۡفِرُکَ
لِمَا لَا اَعۡلَمُ بِہٖ تُبۡتُ عَنۡہُ وَتَبَرَّأۡتُ مِنَ
الۡکُفۡرِ وَالشِّرۡکِ وَالۡمَعَاصِیۡ کُلِّھَا اَسۡلَمۡتُ
وَاٰمَنۡتُ وَاَقُوۡلُ لَاۤ اِلٰہَ اِلَّا اللّٰہُ مُحَمَّدٌ
رَّسُوۡلُ اللّٰہِ ط

**અલ્લાહુમ્મ ઈન્ની અઊઝુ બિ-ક મિન અન ઉશ્રિ-ક બિ-ક શય્અંવ્ વ અ-ન અઅ્લમુ બિહી વ અસ્તગ્ફિરુ-ક લિમા લા અઅ્લમુ બિહી તુબ્તુ અન્હૂ વ તબર્રઅ્તુ મિનલ કુફ્રિ વશિશર્કિ વલ મઆસી કુલ્લિહા અસ્લમ્તુ વ આમન્તુ વ અકૂલુ લા ઈલા-હ ઈલ્લલ્લાહુ મુહમ્મદુર્રસૂલુલ્લાહ.**

[**અર્થ :** હે અલ્લાહ ! હું તારી પનાહ માગું છું જાણીબુઝીને કોઈ ચીઝને તારી સાથે શરીક બનાવવાથી અને અજાણપણે (શિર્ક યા કોઈ ગુનાહ) થઈ જાય તો તેનાથી હું તારી માફી માગું છું (અને) એનાથી તવબા કરું છું અને હું બેઝાર થાઉં છું કુફ્ર, શિર્ક અને બધાં જ ગુનાહોથી. હું તારો તાબેદાર

બની ગયો અને હું ઈમાન લઈ આવ્યો અને હું સાચા દિલે ઈકરાર કરું છું કે અલ્લાહ તઆલાના સિવાય કોઈ બંદગીને લાયક નથી અને હઝરત મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ અલ્લાહ તઆલાના રસૂલ છે.]

શિર્ક ઘણું જ ગુપ્ત હોય છે, કારણ કે તે અંધારી રાતમાં કાળા પથ્થર પર કાળી કીડીની રફતારથી પણ વધુ બારીક છે. અર્થાત્ જેવી રીતે અંધારી રાતમાં કાળા પથ્થર પર કાળી કીડી ચાલતી હોય તે દેખાતી નથી એનાથી પણ વધુ ગુપ્ત રીતે શિર્ક દિલમાં દાખલ થઈ જાય છે અને એનાથી ઘણા ઓછા લોકો બચી શકે છે. શક્તિશાળી એટલે કે ઉમ્મતના ખાસ લોકો પણ બચી શકતા નથી તો કમઝોર ઈમાન ધરાવનારા લોકોનાં તો શું હાલ હશે ? *(મિરકાત ૧૦/૭૦)*

**ફઝીલત :** મજકૂર કલિમહને મા'મૂલ બનાવનારાઓ માટે શિર્કથી નજાતની ઝમાનત છે અને ઈખ્લાસની દૌલતથી માલામાલ થવાની બશારત છે



## દુરૂદે ઈબ્રાહીમ

اَللّٰهُمَّ صَلِّ عَلٰى مُحَمَّدٍ وَّعَلٰٓى اٰلِ مُحَمَّدٍ كَمَا صَلَّيْتَ عَلٰٓى اِبْرَاهِيْمَ وَعَلٰٓى اٰلِ اِبْرَاهِيْمَ اِنَّكَ حَمِيْدٌ مَّجِيْدٌ ط اَللّٰهُمَّ بَارِكْ عَلٰى مُحَمَّدٍ وَّعَلٰٓى اٰلِ مُحَمَّدٍ كَمَا بَارَكْتَ عَلٰٓى اِبْرَاهِيْمَ وَعَلٰٓى اٰلِ اِبْرَاهِيْمَ اِنَّكَ حَمِيْدٌ مَّجِيْدٌ ط

# ✪ પ્રકરણ–૨ ✪

## બેહિસાબ સવાબ અને ફઝીલતવાળા દુરૂદ શરીફ

**[૧]**

جَزَى اللّٰهُ عَنَّا مُحَمَّدًا مَّا
هُوَ اَهْلُهٗ ط

[**અર્થ :** અલ્લાહ તઆલા બદલો આપે મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને જે બદલો આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના શાનને લાયક હોય.]

**ફઝીલત :** જે માણસ આ દુરૂદ શરીફને એક વખત પણ પઢશે તો સિત્તેર (૭૦) ફરિશ્તાઓ એક હજાર (૧૦૦૦) દિવસ સુધી તે માણસના નામ–એ–આ'માલમાં સવાબ લખતાં લખતાં થાકી જશે. *(ફઝાઈલે આ'માલ)*

**[૨]**

جَزَى اللّٰهُ عَنَّا سَيِّدَنَا مُحَمَّدًا
بِمَا هُوَ اَهْلُهٗ

[**અર્થ :** હે અલ્લાહ તઆલા ! અમારા નબી મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) પર અમારા તરફથી એવી રહમત નાઝિલ ફરમાવ કે

જે આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના મરતબાને લાયક હોય.]

*(અનવારુદ્દ દુઆ)*

**ફઝીલત :** જે માણસ આ દુરૂદ શરીફ પઢશે તો ખરેખર સિત્તેર (૭૦) જેટલા ફરિશ્તાઓ એક હજાર (૧,૦૦૦) દિવસ સુધી તેનો સવાબ લખતાં લખતાં થાકી જશે. *(તબરાની)*

**[3]**

جَزَى اللّٰهُ عَنَّا مُحَمَّدًا صَلَّى اللّٰهُ
عَلَيْهِ وَسَلَّمَ بِمَا هُوَ اَهْلُهٗ

[**અર્થ :** અલ્લાહ તઆલા અમારા તરફથી મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને એવો બદલો આપે જે આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની શાનને લાયક હોય.]

**ફઝીલત :** ઈમામ શોઅરાની (રહ.) પોતાની કિતાબ ''કશફુલ ગમ્મહ''માં ફરમાવે છે કે જનાબ મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે જ્યારે કોઈ માણસ ઉપરના દુરૂદ શરીફને એક વખત પણ પઢશે તો સિત્તેર (૭૦) ફરિશ્તાઓ તે માણસના નામ–એ આ'માલમાં સવાબ લખતાં–લખતાં થાકી જશે. *(કશફુલ ગમ્મહ)*

**નોંધ :** આગળની કિતાબ ''શવકે આખિરત'' તથા પરચાઓમાં ભૂલથી એક હજાર દિવસને બદલે એક હજાર (૧,૦૦૦) વર્ષ છપાય ગયું હતું. માટે અલ્લાહ તઆલા છપાવનારની આ ભૂલને માફ કરે. સહીહ ફઝીલત ૧,૦૦૦ (એક હજાર) દિવસવાળી ફઝીલત છે.

## [૪]

## માફી માટેનું દુરૂદ શરીફ :

لَآ اِلٰهَ اِلَّا اللّٰهُ، اَللّٰهُمَّ صَلِّ عَلٰى
سَيِّدِنَا مُحَمَّدٍ ط

[**અર્થ :** અલ્લાહ તઆલા સિવાય કોઈ મા'બૂદ નથી (બંદગીને લાયક નથી). હે અલ્લાહ ! અમારા નબી મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) પર રહમત નાઝિલ ફરમાવ.]

**ફઝીલત :** જે કોઈ આ દુરૂદ શરીફને આ કલિમહ સાથે પઢશે તો તેના બધા ગુનાહો માફ થઈ જશે. આ કલિમહ એક લીલા રંગનાં પક્ષી જેવો દેખાય છે, જેની બે પાંખો હોય છે. તેની પહોળાઈ પૂર્વ અને પશ્ચિમ જેટલા વિસ્તારને ઢાંકી દે છે. આ પક્ષીનો અવાજ વીજળી જેવો હોય છે અને તે અવાજ જન્નતમાં જ્યાં અલ્લાહ તઆલાનો અર્શ–અર્શે મુઅલ્લહ છે ત્યાં સંભળાય છે. અલ્લાહ તઆલા પક્ષીને ખામોશ રહેવાનું કહે છે; પરંતુ પક્ષી કહે છે કે હું શા માટે ખામોશ રહું ? મને પઢનારની બખ્શિશ થઈ નથી. આ પ્રમાણે અલ્લાહ તઆલાના અને પક્ષીના ત્રણ વખત સવાલ–જવાબ થાય છે. છેવટે અલ્લાહ તઆલા ફરમાવે છે કે જા; તને પઢનારની મેં (અલ્લાહ તઆલાએ) બખ્શિશ કરી દીધી. ત્યાર બાદ પક્ષી ખામોશ થઈ જાય છે. *(મુનાસિરુલ હસનાત)*

## [૫]

اَللّٰهُمَّ صَلِّ عَلٰى مُحَمَّدٍ وَّعَلٰٓى اٰلِهٖ وَاَصْحَابِهٖ

وَاَوْلَادِهٖ وَاَزْوَاجِهٖ وَذُرِّيَّتِهٖ وَاَهْلِ بَيْتِهٖ
وَاَصْهَارِهٖ وَاَنْصَارِهٖ وَاَشْيَاعِهٖ وَاُمَّتِهٖ وَعَلَيْنَا
مَعَهُمْ اَجْمَعِيْنَ يَا اَرْحَمَ الرَّاحِمِيْنَ ط

[**અર્થ :** ખાસ રહમત નાઝિલ ફરમાવ મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) પર અને આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની આલ પર અને આપના સહાબા (રદિ.) પર અને આપની પવિત્ર બીવીઓ (રદિ.) પર અને આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના નસલની સઘળી અવલાદ પર અને આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના અહલે બૈત પર અને આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના દામાદો (જમાઈઓ) પર અને આપના મદદગારો પર અને આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના સાથીઓ પર અને આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની ઉમ્મત પર અને એમની સાથે અમારા સૌ પર.]

**ફઝીલત :** હઝરત હસન બસરી (રહ.) ફરમાવે છે કે જે માણસ ''હૌઝે કવસર''નો (જે હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો હૌઝ છે તે) લબરેઝ જામ પીવા ચાહતો હોય તો તેને જોઈએ કે આ દુરૂદ શરીફને પઢતો રહે. *[હઝરત હસન બસરી (રહ.)]*

**[૬]**

اَللّٰهُمَّ صَلِّ عَلٰى مُحَمَّدِ النَّبِيِّ عَدَدَ مَنْ
صَلّٰى عَلَيْهِ مِنْ خَلْقِكَ وَصَلِّ عَلٰى مُحَمَّدِ
النَّبِيِّ كَمَا يَنْبَغِيْ لَنَا اَنْ نُّصَلِّيَ عَلَيْهِ

وَصَلِّ عَلٰى مُحَمَّدِ النَّبِيِّ كَمَا
اَمَرْتَنَا اَنْ نُّصَلِّيَ عَلَيْهِ ط

[**અર્થ :** અય અલ્લાહ ! તારી ખાસ રહમત હઝરત મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) પર ઉતાર એટલી ગણતરીમાં કે જેટલી ગણતરીમાં તારી મખ્લૂકે તેમના (મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ઉપર દુરૂદ મોકલ્યા છે. જે પ્રમાણે દુરૂદ મોકલવું અમારા માટે યોગ્ય હોય અને તારી ખાસ રહમત એવી રીતે ઉતાર, એ પ્રમાણે કે જે પ્રમાણે તેં અમને તેઓ પર દુરૂદ મોકલવાનો હુકમ આપ્યો છે.]

**ફઝીલત :** જે માણસ ઉપરના દુરૂદ શરીફને દર રોજ સવારે દસ (૧૦) વખત પઢશે તો તે માણસ તેના કારણે તમામે તમામ મખ્લૂકના અમલોના જેટલો સવાબ હાસિલ કરે છે. (ઈન્સાનો, જિન્નાતો, ફરિશ્તાઓ, પશુઓ, પક્ષીઓ, પ્રાણીઓ, માછલીઓ, ઝાડો, તારાઓ વગેરે.) *(દૂર્રે મન્સૂર)*

**[૭]**

اَللّٰهُمَّ صَلِّ عَلٰى سَيِّدِنَا مُحَمَّدِ النَّبِيِّ
الْاُمِّيِّ وَاٰلِهٖ وَاَصْحَابِهٖ وَبَارِكْ وَسَلِّمْ
صَلٰوةَ الرِّضٰى وَارْضَ عَنْ اَصْحَابِهٖ
رَضَاءَ الرِّضٰى ط

[**અર્થ :** હે અલ્લાહ ! અમારા નબીએ ઉમ્મી મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) પર, તેમની આલ પર, આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના સહાબાઓ પર રહમત અને સુકૂન–શાંતિ નાઝિલ ફરમાવ. તારી

રઝામંદી મુતાબિક આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના સહાબાઓ પર સુકૂન–શાંતિ નાઝિલ ફરમાવ.]

**ફઝીલત :** આ દુરૂદ શરીફ પઢવાનો સવાબ સાત હજાર (૭,૦૦૦) દુરૂદ શરીફ પઢવા બરાબર છે. *(દલાઈલુલ ખયરાત)*

**[૮]**

اَللّٰھُمَّ صَلِّ عَلٰی سَیِّدِنَا مُحَمَّدٍ
عَدَدَ مَافِیْ عِلْمِ اللّٰہِ صَلٰوۃً دَائِمَۃً
بِدَوَامِ مُلْکِ اللّٰہِ ط

[**અર્થ :** હે અલ્લાહ તઆલા ! તું અમારા સરદાર હઝરત મુહમ્મદ (સલ.) પર દુરૂદ મોકલ (રહમત નાઝિલ ફરમાવ, એટલી સંખ્યામાં કે જે તારા ઈલ્મમાં છે) એવું દુરૂદ કે જે હંમેશા રહે અલ્લાહ તઆલાના મુલ્કના હંમેશા રહેવાની સાથે.]

**ફઝીલત :** આ દુરૂદ શરીફ પઢવાનો સવાબ ૧૨,૦૦૦ (બાર હજાર) દુરૂદ શરીફ પઢવા બરાબર છે. *(દલાઈલુલ ખયરાત)*

**[૯]**

اَللّٰھُمَّ صَلِّ عَلٰی سَیِّدِنَا وَمَوْلَانَا
مُحَمَّدٍ مَّا اخْتَلَفَ الْمَلَوَانِ وَ

تَعَاقَبَ الْعَصْرَانِ وَكَرَّ الْجَدِيْدَانِ
وَاسْتَقَلَّ الْفَرْقَدَانِ وَبَلِّغْ رُوْحَهٗ
وَاَرْوَاحَ اَهْلِ بَيْتِهٖ مِنَ التَّحِيَّةِ
وَالسَّلَامِ وَبَارِكْ وَسَلِّمْ عَلَيْهِ كَثِيْرًا ط

(روح البیان، ج ۷)

**ફઝીલત :** ઉપરોક્ત દુરૂદ શરીફ દુરૂદે મલવાનને એક વખત પઢવાથી દસ હજાર (૧૦,૦૦૦) દુરૂદ શરીફ પઢવાનો સવાબ મળશે. સૂવાથી પહેલાં ત્રણ વખત અને સૂઈને ઉઠવા પછી ત્રણ વખત પઢવાથી ૬૦,૦૦૦ (સાઠ હજાર) દુરૂદ શરીફ પઢવાનો સવાબ તે પઢનારને મળશે, ઇન્શાઅલ્લાહ.

*(તફસીરે રૂહુલ બયાન)*

**[૧૦]**

اَللّٰهُمَّ صَلِّ عَلٰى سَيِّدِنَا مُحَمَّدِ إِلنَّبِيِّ
الْاُمِّيِّ وَاٰلِهٖ وَاَصْحَابِهٖ وَبَارِكْ وَسَلِّمْ
بَحْرِ اَنْوَارِكَ وَمَعْدَنِ اَسْرَارِكَ وَلِسَانِ
حُجَّتِكَ وَعُرُوْسِ مَمْلَكَتِكَ وَطِرَازِ
مُلْكِكَ وَخَزَائِنِ رَحْمَتِكَ وَطَرِيْقِ

شَرِیْعَتِکَ الْمُتَلَذِّنِ بِتَوْحِیْدِکَ اِنْسَانِ
عَیْنِ الْوُجُوْدِ وَالسَّبَبِ فِیْ کُلِّ مَوْجُوْدٍ عَیْنِ
اَدْیَانِ خَلْقِکَ الْمُتَقَدَّمِ مِنْ نُّوْرِ ضِیَائِکَ
صَلٰوۃً تَدُوْمُ بِدَوَامِکَ وَتَبْقٰی بِبَقَائِکَ
لَامُنْتَهٰی لَهٗ دُوْنَ مَشِیَّتِکَ صَلٰوۃً
تُرْضِیْکَ وَتُرْضِیْهِ وَتَرْضٰی بِهَا عَنَّا
یَارَبَّ الْعَالَمِیْنَ ط

**ફઝીલત :** ઉપરના દુરૂદ પઢવાનો સવાબ સિત્તેર હજાર (૭૦,૦૦૦) દુરૂદ શરીફ પઢવા બરાબર છે. (દલાઇલુલ ખયરાત)

[૧૧]

## દુરૂદે "સલાતુલ બીર"

اَللّٰهُمَّ صَلِّ عَلٰی سَیِّدِنَا وَمَوْلَانَا
مُحَمَّدٍ وَّعَلٰۤی اٰلِ سَیِّدِنَا مُحَمَّدٍ
صَلٰوۃً دَائِمَۃً مَقْبُوْلَۃً تُؤَدِّیْ بِهَا

عَنَّا حَقَّهُ الْعَظِيْمَ ط

**ફઝીલત :** ''સલાતુલ બીર'' ઘણી જ ફઝીલતવાળું દુરૂદ શરીફ છે. આ દુરૂદ શરીફની જાણકારી કદાચ જ લાખોમાંથી કોઈ એકને હશે. આ ''સલાતુલ બીર''ને કારણે જ ''દલાઈલુલ ખયરાત''ના લેખકે ''દલાઈલુલ ખયરાત'' લખી છે. *(દલાઈલુલ ખયરાત)*

**[૧૨]**

اَللّٰهُمَّ صَلِّ عَلٰى سَيِّدِنَا مُحَمَّدٍ وَّعَلٰى
اٰلِ سَيِّدِنَا مُحَمَّدٍ عَدَدَ مَا فِيْ عِلْمِ اللّٰهِ
صَلٰوةً دَائِمَةً بِدَوَامِ مُلْكِ اللّٰهِ ط

**ફઝીલત :** જે કોઈ માણસ ઉપરના દુરૂદ શરીફને એક વખત પણ પઢશે તો તેને આખી ''દલાઈલુલ ખયરાત'' પઢવા બરાબર સવાબ મળશે.

*(દલાઈલુલ ખયરાત)*

**[૧૩]**

**ઈમાનની સલામતી માટેનું દુરૂદ શરીફ :**

اَللّٰهُمَّ صَلِّ عَلٰى سَيِّدِنَا

مُحَمَّدٍ وَّعَلٰى اٰلِهٖ وَصَحْبِهٖ وَسَلِّمْ

بِعَدَدِ كُلِّ حَرْفٍ جَرٰى بِهِ الْقَلَمُ ط

**ફઝીલત :** જે કોઇ ઉપરનું દુરૂદ શરીફ મગરિબની નમાઝ બાદ, કોઇની સાથે વાત કર્યા વગર દસ વખત પઢશે તો તે માણસ ઈમાનની સલામતી સાથે મૃત્યુ પામશે. (હુબ્બે નસીમ)

[૧૪]

## સિફારિશ માટેનું દુરૂદ શરીફ

اَللّٰهُمَّ اَعْطِ سَيِّدَنَا مُحَمَّدَ ا۟لْوَسِيْلَةَ

وَاجْعَلْ فِى الْمُصْطَفِيْنَ مَحَبَّتَهٗ وَفِى

الْعَالَمِيْنَ دَرَجَتَهٗ وَفِى الْمُقَرَّبِيْنَ دَارَهٗ ط

**ફઝીલત :** કોઇ પણ ફર્ઝ નમાઝ બાદ જે કોઇ આ દુરૂદ શરીફ પઢશે તે કિયામતના દિવસે સિફારિશ મેળવશે. (ઝાદુલ મુત્તકીન-પ્રકાશન નં- ૨૪૬)

[૧૫]

اَللّٰهُمَّ صَلِّ عَلٰى مُحَمَّدٍ وَّاَنْزِلْهُ الْمَقْعَدَ

الْمُقَرَّبَ عِنْدَكَ يَوْمَ الْقِيٰمَةِ ط

**અર્થ :** અય અલ્લાહ ! તારી ખાસ રહમત નાઝિલ ફરમાવ મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને કિયામતના દિવસે અને તારી પાસે નઝીદીકીની જગ્યા અતા ફરમાવ.

**ફઝીલત :** જે માણસ આ દુરૂદ શરીફને હંમેશા પઢતો રહેશે તો કિયામતના દિવસે તે માણસ માટે હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની શફાઅત વાજિબ થઈ જશે. *(ફઝાઈલે આ'માલ)*

**[૧૬]**

اَللّٰهُمَّ صَلِّ عَلٰی مُحَمَّدٍ وَّعَلٰٓی اٰلِ
مُحَمَّدٍ صَلٰوةً تَكُوْنُ لَكَ رِضَاءً
وَّلِحَقِّهٖ اَدَاءً وَّاَعْطِهِ الْوَسِيْلَةَ
وَالْمَقَامَ الَّذِیْ وَعَدْتَّهٗ ط

[**અર્થ :** અય અલ્લાહ ! તારી ખાસ રહમત જે તારી ખૂશનૂદી અને આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના હકની અદાયગીનું કારણ બને અને અતા કર આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને તે વસીલો અને મકામ જેનો તેં આપનાથી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) વાયદો કર્યો છે.

**ફઝીલત :** નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે જે માણસ આ દુરૂદ શરીફને પઢશે તેના માટે મારી શફાઅત વાજિબ થશે. એક રિવાયત આ પ્રમાણે પણ જોવામાં આવી છે કે એ દુરૂદ શરીફ પઢવાવાળા પર મારી શફાઅત ઝરૂરી અને લાઝિમી યાને વાજિબ છે.

*(દુરૂદો સલામ દારુલ ઉલૂમ–ભરૂચ, કંથારીઆ પ્રકાશન નં. ૨૪૭)*

## [૧૭]

اَللّٰهُمَّ صَلِّ عَلٰى مُحَمَّدٍ عَبْدِكَ وَرَسُوْلِكَ النَّبِيِّ الْاُمِّيِّ
وَعَلٰٓى اٰلِ مُحَمَّدٍ اَللّٰهُمَّ صَلِّ عَلٰى مُحَمَّدٍ وَّعَلٰٓى اٰلِ
مُحَمَّدٍ صَلٰوةً تَكُوْنُ لَكَ رِضًى وَّلَهٗ جَزَاءً وَّلِحَقِّهٖ اَدَاءً
وَّاَعْطِهِ الْوَسِيْلَةَ وَالْفَضِيْلَةَ وَالْمَقَامَ الْمَحْمُوْدَ
الَّذِىْ وَعَدْتَّهٗ وَاَجْزِهٖ عَنَّا مَا هُوَ اَهْلُهٗ وَاَجْزِهٖ اَفْضَلَ
مَاجَازَيْتَ بِهٖ نَبِيًّا عَنْ قَوْمِهٖ وَرَسُوْلًا عَنْ اُمَّتِهٖ
وَصَلِّ عَلٰى جَمِيْعِ اِخْوَانِهٖ مِنَ النَّبِيِّيْنَ وَالصَّالِحِيْنَ
يَا اَرْحَمَ الرّٰحِمِيْنَ ط

[**અર્થ :** અય અલ્લાહ ! તારી ખાસ રહમત નાઝિલ ફરમાવ મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની આલ–અવલાદ પર. અય અલ્લાહ ! તારી ખાસ રહમત નાઝિલ ફરમાવ મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) પર અને મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની આલ–અવલાદ પર. એવી રહમત જે તારી ખૂશ્નુદીનું અને એમના માટે બદલાનું અને આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના હકની અદાયગીનું કારણ બને અને આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને અર્પણ કર, તે વસીલો અને ફઝીલત અને મકામે મહમૂદ જેનો તેં આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)થી વાયદો કર્યો છે અને અમારા તરફથી આપને એવો બદલો અર્પણ કર, જેના આપ લાયક હોય અને આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને બદલો અતા કર એથી વધુ સારો બદલો જે કોઈ નબીને તેમની કોમ તરફ તેં અર્પણ કર્યો છે અને કોઈ રસૂલને પોતાની ઉમ્મત તરફથી બદલો આપ્યો છે અને તારી ખાસ રહમત નાઝિલ કર આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના ભાઈ સમાન

બધા નબીઓ પર અને બધા નેક બંદાઓ ઉપર, અય રહમ કરવા–વાળાઓમાં સૌથી વધુ રહમ કરનાર !

**ફઝીલત :** ઈમામ સખાવી (રહ.)એ ''અલ કવલુલ બદીઅ'' નામની કિતાબમાં ''ઈબ્ને અબી આસિમ''થી મરફૂઅન રિવાયત નકલ કરી છે કે જે માણસ ૭ (સાતેવ) જુમ્આ સુધી દર જુમ્આ (શુક્રવાર)એ સાત વખત ઉપરના દુરૂદ શરીફને પઢશે તો તેને માટે શફીઉલ મુઝનબીન (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની શફાઅત જરૂર થશે. આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) પર તે માણસની શફાઅત વાજિબ થઈ જશે. *(અલ કવલુલ બદીઅ)*

**[૧૮]**

اَللّٰهُمَّ يَادَائِمَ الْفَضْلِ عَلَى الْبَرِيَّةِ
يَابَاسِطَ الْيَدَيْنِ بِالْعَطِيَّةِ يَاصَاحِبَ
الْمَوَاهِبِ السَّنِيَّةِ صَلِّ عَلٰى سَيِّدِنَا
مُحَمَّدٍ خَيْرِالْوَرٰى سَجِيَّةً وَّاغْفِرْلَنَا
يَاذَالْعُلٰى فِىْ هٰذِهِ الْعَشِيَّةِ

[ **અર્થ :** હે અલ્લાહ ! હંમેશા કૃપાળુ, હે અલ્લાહ ! ઘણો જ સખી, હે અલ્લાહ ! ઊંચો મરતબો અર્પણ કરનાર અમારા નબી મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) પર રહમત નાઝિલ ફરમાવ કે જે તમામ મખ્લૂકમાં સર્વશ્રેષ્ઠ છે અને અમને માફ કર. હે સર્વથી મહાન (અલ્લાહ) ! આ રાત્રીના સમયના માલિક ! ]

**મહાન ફઝીલત :** જે માણસ ઉપરના દુરૂદ શરીફને જુમ્આની રાત્રે (જુમેરાતના સૂરજ ડુબવા પછી) દસ (૧૦) વખત પઢશે તો અલ્લાહ પાક તેના ૧૦ કરોડ ગુનાહ માફ કરી દેશે, ૧૦ કરોડ નેકીઓ આપશે તથા તેના ૧૦ કરોડ દરજ્જાઓ બુલંદ કરશે.

આ દુરૂદ શરીફ પઢનારને આખિરતમાં ઘણો જ મહાન અજર–બદલો મળશે.
*(હુબ્બે નસીમ)*

**[૧૯]**

اَللّٰهُمَّ صَلِّ عَلٰى سَيِّدِنَا مُحَمَّدٍ
وَّاٰلِهٖ اَلْفَ اَلْفَ مَرَّةٍ ط

[**અર્થ :** હે અલ્લાહ ! અમારા નબી મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) પર અને તેમની આલ પર હજારો–હજારો રહમત નાઝિલ ફરમાવ.]

**ફઝીલત :** જે માણસ જુમ્આના દિવસે ઉપર જણાવેલ દુરૂદ શરીફ એક હજાર (૧૦૦૦) વાર પઢશે તો જ્યાં સુધી તે માણસ જન્નતમાં પોતાનું સ્થાન–જગ્યા જોશે નહિં ત્યાં સુધી મૃત્યુ પામશે નહિ.
*(ફઝાઈલે આ'માલ–ફઝાઈલે દુરૂદ શરીફ)*

**[૨૦]**

اَللّٰهُمَّ صَلِّ عَلٰى مُحَمَّدِ نِ النَّبِيِّ
الْاُمِّيِّ وَعَلٰى اٰلِهٖ وَسَلِّمْ تَسْلِيْمًا ط

[**અર્થ :** હે અલ્લાહ ! અમારા નબી મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) અને તેમની આલ પર અને નબીએ ઉમ્મી પર રહમત નાઝિલ ફરમાવ અને ખુશનુદી નાઝિલ ફરમાવ.

**ફઝીલત :** જે માણસ જુમ્આના દિવસે અસરની નમાઝ પઢી લીધા બાદ પોતાની જગ્યાએથી ઊભો થવા પહેલાં આ મુબારક દુરૂદ શરીફને ૮૦ (એંસી) વખત પઢશે તો અલ્લાહ તઆલા તેના ૮૦ (એંસી) વરસના ગુનાહ માફ કરી દેશે તથા તેને ૮૦ (એંસી) વરસની ઈબાદતનો સવાબ મળશે.

*(ફઝાઈલે આ'માલ)*

હઝરત સખાવી (રહમતુલ્લાહિ અલયહ) બીજી હદીસ નકલ કરે છે કે હઝરત અનસ (રદિ.)થી રિવાયત છે કે, જે કોઈ આ દુરૂદ શરીફ એક વખત પઢશે અને જો અલ્લાહ તઆલા કબૂલ ફરમાવી લેશે તો તેના (૮૦) એંસી વર્ષના ગુનાહો માફ થઈ જશે, (ઈન્શા અલ્લાહ).

*(ફઝાઈલે આ'માલ, ઝાદુલ મુત્તકીન —દારુલ ઉલૂમ કંથારીઆ પ્રકાશન નં. ૨૪૬)*

## [૨૧]

હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ફરમાવે છે કે અલ્લાહ તઆલા ફરમાવે છે કે મારી બુઝુર્ગી, ઈઝઝત અને જલાલની કસમ ! જે કોઈ જુમ્આના દિવસે આ દુરૂદ શરીફ પઢશે તો કિયામતના દિવસે એનો હાથ મારા મહબૂબ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના હાથમાં હશે અને તે માણસ મારા મહબૂબ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના ઝંડા નીચે હશે તેમજ આ દુરૂદ શરીફના દરેક અક્ષરને બદલે તેને જન્નતમાં એક મહેલ આપીશ. તે મહાનતમ્ દુરૂદ શરીફ આ રહ્યું : *(શવકે આખિરત)*

اَللّٰهُمَّ اِنِّیْ اَسْئَلُکَ بِحَقِّکَ الْعَظِیْمِ
وَبِحَقِّ عَرْشِکَ الْعَظِیْمِ وَبِحَقِّ نُوْرِوَجْهِکَ

اَلْكَرِيْمِ وَبِحَقِّ مَا حَمَلَ كُرْسِيُّكَ مِنْ
عَظْمَتِكَ وَجَلَالِكَ وَجَمَالِكَ وَبَهَائِكَ
وَقُدْرَتِكَ وَسُلْطَانِكَ وَبِحَقِّ اسْمِكَ
الْمَخْزُوْنِ الْمَكْنُوْنِ الَّذِىْ سَمَّيْتَ بِهٖ
نَفْسَكَ وَاَنْزَلْتَهٗ فِىْ كِتَابِكَ اَوْعَلَّمْتَهٗ
اَحَدًا مِّنْ خَلْقِكَ اَوِاسْتَأْثَرْتَ بِهٖ فِىْ عِلْمِ
الْغَيْبِ عِنْدَكَ اَنْ نُّصَلِّىَ عَلٰى سَيِّدِنَا
مُحَمَّدٍوَّ عَلٰٓى اٰلِ سَيِّدِنَا مُحَمَّدٍ عَبْدِكَ
وَرَسُوْلِكَ وَاَسْئَلُكَ اَللّٰهُمَّ بِاسْمِكَ الَّذِىْ
وَضَعْتَهٗ عَلَى اللَّيْلِ فَاَظْلَمَ وَعَلَى النَّهَارِ
فَاسْتَنَارَ وَعَلَى السَّمٰوٰتِ فَاسْتَقَلَّتْ وَعَلَى
الْاَرْضِ فَاسْتَقَرَّتْ وَعَلَى الْجِبَالِ فَرَسَتْ
وَعَلَى الصَّعْبَةِ فَذَلَّتْ وَعَلٰى مَاءِ السَّمَآءِ
فَسَكَبَتْ وَاَسْئَلُكَ اَللّٰهُمَّ بِمَا سَئَلَكَ بِهٖ
سَيِّدُنَا مُحَمَّدٌ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ وَ

اَسْئَلُكَ اَللّٰهُمَّ بِمَا سَئَلَكَ بِهٖ سَيِّدُنَا اٰدَمُ
عَلَيْهِ السَّلَامُ وَاَسْئَلُكَ اَللّٰهُمَّ بِمَا سَئَلَكَ
بِهٖ سَيِّدُنَا مُحَمَّدٌ وَّاَنْۢبِيَائُكَ وَرُسُلُكَ
وَمَلٰئِكَتُكَ الْمُقَرَّبُوْنَ صَلَّى اللّٰهُ عَلَيْهِمْ
اَجْمَعِيْنَ وَاَسْئَلُكَ اَللّٰهُمَّ بِمَا سَئَلَكَ بِهٖ
اَهْلُ طَاعَتِكَ اَجْمَعِيْنَ اَنْ نُّصَلِّيَ عَلٰى سَيِّدِنَا
مُحَمَّدٍ وَّعَلٰۤى اٰلِ سَيِّدِنَا مُحَمَّدٍ عَدَدَ مَا خَلَقْتَ
مِنْ قَبْلِ اَنْ تَكُوْنَ السَّمَآءُ مُبَيِّنَةً وَّالْاَرْضُ
مُطْحِيَّةً وَّالْجِبَالُ مُرْسِيَّةً وَّالْعُيُوْنُ مُنْفَجِرَةً
وَّالْاَنْهَارُ مُنْهَمِرَةً وَّالشَّمْسُ مُضْحِيَّةً وَّالْقَمَرُ
مُنْدَيَاءً وَّالْكَوَاكِبُ مُنِيْرَةً ط عَدَدَ خَلْقِهٖ
وَرِضَا نَفْسِهٖ وَزِنَةَ عَرْشِهٖ وَمِدَادَ كَلِمَاتِهٖ
وَمَبْلَغَ عِلْمِهٖ وَمُنْتَهٰى رِضَائِهٖ ط

## [૨૨]
## દુરૂદે ઈબ્રાહીમ

اَللّٰهُمَّ صَلِّ عَلٰى مُحَمَّدٍ وَّعَلٰٓى اٰلِ مُحَمَّدٍ
كَمَا صَلَّيْتَ عَلٰٓى اِبْرَاهِيْمَ وَعَلٰٓى اٰلِ
اِبْرَاهِيْمَ اِنَّكَ حَمِيْدٌ مَّجِيْدٌ ط اَللّٰهُمَّ
بَارِكْ عَلٰى مُحَمَّدٍ وَّعَلٰٓى اٰلِ مُحَمَّدٍ كَمَا
بَارَكْتَ عَلٰٓى اِبْرَاهِيْمَ وَعَلٰٓى اٰلِ اِبْرَاهِيْمَ
اِنَّكَ حَمِيْدٌ مَّجِيْدٌ ط

[**અર્થ :** હે અલ્લાહ તઆલા ! તું હઝરત મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) પર અને આપની અવલાદ પર રહમત નાઝિલ ફરમાવ, જેવી રીતે કે તેં હઝરત ઈબ્રાહીમ (અલૈ.) અને એમની અવલાદ પર રહમત નાઝિલ ફરમાવી હતી. બેશક, તું તારીફને લાયક અને બુઝુર્ગીવાળો છે. હે અલ્લાહ તઆલા ! તું હઝરત મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) અને આપની અવલાદ પર બરકત નાઝિલ ફરમાવ, જેવી રીતે કે, તેં હઝરત ઈબ્રાહીમ (અલૈ.) અને એમની અવલાદ પર બરકત નાઝિલ ફરમાવી હતી. બેશક, તું તારીફને લાયક અને બુઝુર્ગીવાળો છે.] (બુખારી શરીફ)

**ફઝીલત :** આ દુરૂદ શરીફનું નામ ''દુરૂદે ઈબ્રાહીમ'' છે અને બધાં દુરૂદ શરીફો કરતાં આ દુરૂદ શરીફ સર્વશ્રેષ્ઠ છે. દરેક બુઝુર્ગે આ દુરૂદ શરીફ સર્વશ્રેષ્ઠ હોવાની ભલામણ કરી છે. અલ્લાહનાં નેક બંદાઓએ પોતાની કિતાબોમાં આ દુરૂદ શરીફની ઘણી જ તાકીદ કરેલી છે. ''તશહ્હુદ''માં પણ આ દુરૂદ શરીફ પઢવામાં આવે છે. (ફઝાઈલે દુરૂદ, ફઝાઈલે આ'માલ)

# દુરૂદ શરીફ પઢવાની બેશુમાર ફઝીલતો

[**મસ્અલો :** દુરૂદ શરીફ પઢવા માટે વુઝૂ કે ગુસલની ઝરૂરત નથી. વગર વુઝૂએ અને ગુસલ વગર દુરૂદ શરીફ પઢવું જાઈઝ છે; પરંતુ જો શરીર અને કપડાં પાક હોય તો એ સર્વશ્રેષ્ઠ છે.]

(૧) દુરૂદ શરીફ પઢતી વેળા અવયવોમાં શાંતિ અને ધીરજની સાથે દિલ લગાવી દુરૂદ શરીફ પઢવું જોઈએ.

(૨) દુરૂદ શરીફનો મરતબો ઝિક્રે ઈલાહીથી અફઝલ છે, કારણ કે દુરૂદ શરીફ પઢનારનો ઈલ્કાબ કસીરૂઝ ઝિક્ર (બહુ ઝિક્ર કરનાર) રાખવામાં આવે છે.

(૩) હઝરત અબૂ તલહા (રદિ.)થી રિવાયત છે કે એક દિવસ હું સરદારે દો–જહાં સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ખિદમતમાં હાજર થયો તે વખતે આપના મુબારક ચહેરા પર ઘણી જ ખુશીના આસાર મેં જોયા, જેથી અરજ કરી, યા રસૂલલ્લાહ ! આજે આપના મુબારક ચહેરા પર શા કારણે ખુશીના આસાર માલૂમ પડે છે. આપે ફરમાવ્યું, હે અબૂ તલહા ! શું આ ખુશીની વાત નથી કે જિબ્રઈલે મને કહ્યું કે આપની ઉમ્મતમાંથી જે આપની ઉપર એકવાર દુરૂદ શરીફ મોકલે છે તો અલ્લાહ તઆલા તેના દસ ગુનાહ માફ કરી દે છે, તેના નામ–એ આમાલમાં દસ નેકીઓ લખી દે છે અને તેના દસ દરજા બુલંદ કરી આપે છે.

(૪) હઝરત ઉબય ઈબ્ને કઅબ (રદિ.)થી રિવાયત છે કે મેં રસૂલે મકબૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને અરજ કરી કે આપ પર હું બહું જ દુરૂદ પઢયા કરું છું. મારે માટે એક ગણતરી નક્કી કરી દો, એટલા માટે કે હું તેને પૂરી કરતો રહું. આપે ફરમાવ્યું કે જેટલું તમારું દિલ ચાહે તેટલું પઢતા રહો. મેં અરજ કરી, મારા વખતોમાંથી એક ચતુર્થાંશ વખત નક્કી કરી લઉં ? હુઝૂરે ફરમાવ્યું, જેટલું તમો પસંદ કરો તેટલું; જો એથી પણ વધારે પઢવું બની શકે તો બેહતર છે. મેં અરજ કરી, અડધો વખત દુરૂદ માટે નક્કી કરી દઉં અને બાકીનો વખત બીજા વઝીફાઓ માટે ? આપે ફરમાવ્યું,

તમે જેટલું ચાહો તેટલું; અને જો એથી વધારે હોય તો તે તમારે માટે વધારે બેહતર છે. મેં અરજ કરી, યા રસૂલલ્લાહ ! (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) આખો વખત દુરૂદ શરીફ જ પઢયા કરીશ. આપે ફરમાવ્યું, અગર તમો એમ કરશો તો તમારી બધી જ ફિકરો અને પરેશાનીઓ દૂર કરી દેવામાં આવશે અને તમારા ગુનાહો માફ કરી દેવામાં આવશે. મતલબ એ છે કે અગર તમો દરેક વખત દુરૂદ પઢવામાં જ ગુઝારશો તો અલ્લાહ તઆલા તમારી બધી ઝરૂરતોનો જામિન ને જવાબદાર બનશે.

(૫) ફખ્રે બની આદમ (અલૈ.) ઈરશાદ ફરમાવે છે કે મેં હઝરત જિબ્રઈલ (અલૈ.) સાથે મુલાકાત લીધી ત્યારે તેમણે મને ખુશખબરી સંભળાવી કે અલ્લાહ તઆલા ફરમાવે છે, જે માણસ આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ઉપર દુરૂદ પઢશે તેના ઉપર હું રહમત ઉતારીશ અને જે આપ (સલ.) ઉપર સલામ મોકલશે તેના ઉપર હું સલામતી મોકલીશ. મેં એ ખુશખબરી સાંભળીને શુક્રનો સિજદો અદા કર્યો.

(૬) હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ પર દુરૂદ પઢવું ગુનાહોને મિટાવી દે છે અને સલામ મોકલવું ગુલામોને આઝાદ કરવા કરતાં વધારે સારું છે અને આપના સાથે મુહબ્બત કરવી અલ્લાહ પાકના રસ્તામાં જિહાદ કરવા કરતાં વધારે સારું છે.

(૭) તાજદારે મદીના સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું, જો કોઈ માણસે કિતાબમાં મારું નામ લખતી વેળા મારા ઉપર દુરૂદ પઢયું તો જ્યાં સુધી તે કિતાબમાં મારું નામ રહેશે ત્યાં સુધી ફરિશ્તાઓ તે માણસ માટે રહમતની દુઆ કરતા રહેશે.

(૮) અલ્લાહ પાકે ત્રણ ચીઝોને સાંભળવાની શક્તિ ઘણી વધારે બખ્શી છે :

૧. જન્નત–જ્યારે કોઈ બંદો જન્નતની માંગણી કરે છે ત્યારે જન્નત અરજ કરે છે કે ઈલાહી ! તારો ફલાણો બંદો મારી માંગણી કરી રહેલો છે, માટે તું મારી નેઅમતો તેને માટે વકફ કરી આપ. ૨. દોઝખ–જ્યારે કોઈ બંદો દોઝખથી પનાહ (રક્ષણ) માંગે છે ત્યારે દોઝખ હક તઆલાના દરબારમાં અરજ કરે છે, ઈલાહલ આલમીન ! તારો ફલાણો બંદો મારાથી પનાહની

માંગણી કરી રહેલો છે, માટે તું તેને પનાહ આપી દે અને મારા અઝાબથી તેની સંભાળ રાખ. ૩. ફરિશ્તા—જેઓને મુકર્રર કરવામાં આવેલા છે. જ્યારે કોઈ બંદો દુરૂદ પઢે છે ત્યારે તેઓ સાંભળી લે છે અને તરત જ આપને અરજ કરે છે કે યા રસૂલલ્લાહ ! (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ફલાણા માણસે આપ ઉપર દુરૂદ મોકલ્યું છે.

(૯) જ્યારે કોઈ માણસ લા ઈલા—હ ઈલ્લલ્લાહ પઢે છે અને એ પછી (અલ્લાહુમ્મ સલ્લિ અલા મુહમ્મદિન) પણ પઢે છે ત્યારે એ બન્ને શબ્દો તેના મોઢામાંથી લીલા પક્ષીની સૂરતમાં નીકળે છે. એ લીલા પક્ષી અલ્લાહના અર્શની પાસે જઈ બેચેન બનીને ફફડે છે. હક તઆલાનો હુકમ મળે છે, હે મારી અને મારા મહબૂબની તારીફ કરનાર સમૂહ ! થોભી જા. એ પક્ષી અરજ કરે છે; ઈલાહલ આલમીન ! આ બેચેની કેવી રીતે દૂર કરું ! હમણાં સુધી એ શબ્દોના પઢનારના ગુનાહની બખશિશની જાહેરાત તો થઈ જ નથી. બીજીવાર ફરી એને થોભી જવાનો હુકમ મળે છે, પરંતુ એ ફરી એ જ કહે છે. ત્રીજીવાર ઈરશાદ થાય છે : થોભી જા, મેં એ બંદાને બખ્શી દીધો અને એના ગુનાહ માફ કરી દીધા.

(૧૦) એક હજાર વાર દુરૂદ શરીફ પઢનાર મૃત્યુ પહેલાં પોતાની જગ્યા અને પોતાનો મુકામ જન્નતમાં જોઈ લે છે.

(૧૧) જે માણસ દરરોજ સો વાર દુરૂદ પઢે છે, તેની સો હાજતો પૂરી કરવામાં આવે છે. એમાંથી ત્રીસ દુનિયાની અને સિત્તેર આખિરતની.

(૧૨) દરરોજ સો વાર દુરૂદ પઢવું એ રાત—દિવસ ઈબાદત કરવા બરાબર છે.

(૧૩) એક સો વાર દુરૂદ પઢનારને એક લાખ નેકીઓ આપવામાં આવે છે અને એક લાખ ગુનાહ માફ કરી દેવામાં આવે છે તેમજ અલ્લાહ તઆલા તેના ઉપર એક હજાર રહમત મોકલે છે.

(૧૪) જે માણસ એક સો વાર દુરૂદ શરીફ જુમ્આની રાતે અથવા તો દિવસે પઢશે તો તેની એંસી વરસની ભૂલચૂક (ગુનાહ) માફ થઈ જશે.

(૧૫) જે માણસ સો વાર દુરૂદ શરીફ જુમ્આની રાતે અથવા તો દિવસે

પઢતો રહે છે તો તેને માટે એક ફરિશ્તો મુકર્રર કરી દેવામાં આવે છે. તે ફરિશ્તો તેના મરણના વખતે તેની પાસે જન્નતની ખુશખબરીનો તોહફો એવી રીતે લાવે છે કે જેવી રીતે તમો અરસપરસ એક બીજાને ત્યાં હદિયો મોકલ્યા કરો છો.

(૧૬) જે આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ઉપર દુરૂદ મોકલે છે તો તેના ઉપર ફરિશ્તા પણ દુરૂદ મોકલે છે, અને જેના ઉપર ફરિશ્તા દુરૂદ મોકલે છે તો અલ્લાહ પાક તેના ઉપર દુરૂદ મોકલે છે અને જ્યારે અલ્લાહ પાક દુરૂદ મોકલે છે ત્યારે તો વળી આકાશ અને ઝમીનમાંની કોઈ ચીઝ એવી નથી, જે તેના ઉપર દુરૂદ ન મોકલે !

(૧૭) એકવાર દુરૂદ શરીફ પઢનાર પર અલ્લાહ તઆલા સિત્તેર રહમતો મોકલે છે અને ફરિશ્તાઓ તેને માટે સિત્તેર વાર દુઆ કરે છે.

(૧૮) દુરૂદ પઢનારના ગુનાહ ત્રણ દિવસ સુધી 'કિરામન કાતિબીન' લખતા નથી અને તેની તૌબાનો ઈન્તિઝાર કરે છે. જો તે તૌબા ન કરે તો ત્રણ દિવસ પછી તેના ગુનાહ લખાય છે.

(૧૯) જે માણસ જ્યાં સુધી દુરૂદ પઢતો રહે છે ત્યાં સુધી ફરિશ્તા તેને માટે રહમતની દુઆ કરતા રહે છે. હવે તેને ઈખ્તિયાર છે, ચાહે વધારે દુરૂદ પઢે અથવા થોડું.

(૨૦) દુરૂદ પઢનારને જન્નતમાં ઘણી બીબીઓ અતા કરવામાં આવશે.

(૨૧) દુરૂદ પઢવાની ફઝીલતનો અસર તેના પઢનારની ઔલાદમાં થાય છે.

(૨૨) એક દુરૂદને કિયામતના દિવસે ઉહુદ પહાડ બરાબર વજનદાર કરવામાં આવશે, જેથી તરાઝુમાં વજન વધારી શકાય.

(૨૩) દુરૂદ પઢનારને અલ્લાહની રહમત ચોતરફથી ઢાંકી લે છે.

(૨૪) દુરૂદ પઢનાર રસૂલે ખુદા (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની સાથે જન્નતમાં એવી રીતે દાખલ થશે કે આપના ખભાની સાથે તેનો ખભો લાગેલો હશે. મતલબ કે એટલી નઝદીકી હાસિલ થશે.

(૨૫) દુરૂદ પઢનાર જ્યાં મરી જાય છે, ત્યાં તે દુરૂદ મય્યિતને માટે ઈસ્તિગફાર કરે છે.

(૨૬) દુરૂદ પઢનારના દિલમાં આપની મુહબ્બત વધતી જાય છે, મૌત વખતે સકરાત આસાન થાય છે.

(૨૭) દુરૂદ પઢનારને માટે એક ફરિશ્તો મુકર્રર કરવામાં આવે છે, જે દુરૂદને તે ફરિશ્તો હુઝૂર પુરનૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના રોઝા મુબારક ઉપર પેશ કરે છે.

(૨૮) જે માણસ આપના રોઝા મુબારક પાસે દુરૂદ અને સલામ પઢે છે તે નબી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) સાંભળે છે અને તેનો જવાબ પણ આપે છે.

(૨૯) જે માણસ મકાનમાં દાખલ થઈ ઘરવાળાઓને અસ્સલામુ અલયકુમ કહે છે અને તે પછી દુરૂદ પઢે છે તો તેના ઘરમાંથી રોઝીની તંગી દૂર થઈ જાય છે.

(૩૦) જે માણસ દુઆ માંગવા અગાઉ અને પછી દુરૂદ પઢે છે તો તે દુઆ અલ્લાહ તઆલા સુધી પહોંચી જાય છે, કારણ કે દુરૂદ પઢનારનું દુરૂદ કબૂલ થઈને જ રહે છે, તો એના ઝરીઆથી દુઆ પણ કબૂલ થઈને જ રહેશે.

(૩૧) દુરૂદ શરીફ અને કલિમહ પઢનાર જન્નતમાં શહીદોના નજદીક આબાદ હશે એટલે શહીદોના મકાનની પાસે જ એ દુરૂદ પઢનારનું મકાન બનાવી દેવામાં આવશે.

(૩૨) દુરૂદ શરીફ પઢનાર દોઝખના પુલ સિરાત પર સાબિતકદમ રહેશે અને પુલસિરાત ઓળંગતા તેઓના પગ ડગમગશે નહિ.

(૩૩) દુરૂદ શરીફ પઢનારને એટલો સવાબ મળે છે જેટલો સવાબ વીસ વખત જિહાદ કરવાથી હાસિલ થાય છે.

(૩૪) અગર કોઈ વાત ભૂલી જાય છે તો દુરૂદ શરીફ પઢવાથી યાદ આવી જાય છે.

(૩૫) જેની પાસે ખર્ચ કરવાને કંઈ જ ન હોય અને તે દુરૂદ શરીફ પઢી લે

તો તેને સદકાનો સવાબ મળે છે.

(૩૬) દુરૂદ શરીફ પઢનાર કંજૂસ કહેવાતો નથી, કારણ કે રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું છે કે જે મારા ઉપર દુરૂદ પઢતો નથી તે બખીલ–કંજૂસ છે.

(૩૭) જે મજલિસમાં દુરૂદ શરીફ પઢાય છે તો તે મજલિસની શોભા છે અને કિયામતમાં ચમકતું નૂર છે.

(૩૮) હઝરત અનસ (રદિ.)ની હદીસથી રિવાયત છે કે હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નો ઈરશાદ છે કે જે કોઈ મારી ઉપર જુમ્આની રાત્રે (જુમેરાતના સૂરજ ડુબવા પછી) યા જુમ્આના દિવસે ૧૦૦ વખત દુરૂદ પઢી મોકલાવશે તો અલ્લાહ પાક તેની ૧૦૦ હાજતો પૂરી કરશે, જેમાંથી ૩૦ દુનિયાની અને ૭૦ આખિરતની. *(હદીસ)*

## દુરૂદ શરીફ ન પઢનારની બરબાદી

(૧) હઝરત આયશા (રદિ.)ની રિવાયતમાં છે કે મેં એક દિવસ રિસાલતે મઆબ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નો બેહદ નૂરાની અને રોશન ચહેરો જોઈને કહ્યું કે આપનો મુબારક ચહેરો કેવો નૂરાની છે. આપે ફરમાવ્યું, હે આયશા ! તેને માટે મોટી ખરાબી છે, જે આ નૂરાની ચહેરાને કિયામતમાં જોવાથી મહરૂમ રહે. મેં અરજ કરી : હુઝૂર, તે કોણ બદકિસ્મત ઈન્સાન છે, જે એ નૂરાની શકલને જોવાથી ય મહરૂમ રહેશે ? ફરમાવ્યું : બખીલ ! મેં અરજ કરી : બખીલ કોણ છે ? ફરમાવ્યું : જેણે મારું નામ સાંભળ્યું અને મારા ઉપર દુરૂદ ન પઢયું.

(૨) તાજદારે મદીના (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : તે માણસ બરબાદ થાય કે જેની આગળ મારો ઝિક્ર થાય અને તે મારા ઉપર દુરૂદ ન મોકલે.

(૩) તેની નાક મટોડી સાથે લથબથ થાય કે જેણે આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નું નામ સાંભળ્યું અને આપ પર દુરૂદ નહિ પઢયું.

(૪) જે માણસ આપ ઉપર દુરૂદ મોકલવું ભૂલી ગયો તે જન્નતના રસ્તાથી આડો ફંટાયો.

(૫) જેણે આપનું મુબારક નામ સાંભળ્યું અને આપ પર દુરૂદ નહિ પઢયું તો તેણે આપ ઉપર ઝુલ્મ કર્યો તેમજ તે અલ્લાહ તઆલાની રહમતથી દૂર છે.

(૬) સરદારે દો જહાં સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની શાને અકદસ—પાક અઝમતની જે કોઈ એક વાર બેઅદબી કરે છે તો તેના ઉપર અલ્લાહ તઆલા બેહદ ગુસ્સે થાય છે. એટલું જ નહિ, પણ તે બેઅદબી કરનાર પર દસ લા'નતો ઉતારે છે.

**યા રબ્બિ સલ્લિ વ સલ્લિમ દાઈમન્ અબદન્ અલા હબીબિક ખયૃરિલ ખલ્કિ કુલ્લિહિમ.** *(દુરૂદો —સલામ પ્રકાશન નં. ૨૪૭ દારુલ ઉલૂમ—કંથારીઆ)*

## ઘણા જ મહત્ત્વના વીસ દુરૂદ શરીફ

દુરૂદ શરીફ—૧ **દુરૂદે ઈબ્રાહીમ**

اَللّٰهُمَّ صَلِّ عَلٰى سَيِّدِنَا مُحَمَّدٍ وَّعَلٰٓى
اٰلِ سَيِّدِنَا مُحَمَّدٍ كَمَا صَلَّيْتَ عَلٰٓى
سَيِّدِنَا اِبْرَاهِيْمَ وَعَلٰٓى اٰلِ سَيِّدِنَا
اِبْرَاهِيْمَ اِنَّكَ حَمِيْدٌ مَّجِيْدٌ ط اَللّٰهُمَّ
بَارِكْ عَلٰى سَيِّدِنَا مُحَمَّدٍ وَّعَلٰٓى اٰلِ
سَيِّدِنَا مُحَمَّدٍ كَمَا بَارَكْتَ عَلٰٓى

سَيِّدِنَا اِبْرَاهِيْمَ وَعَلٰٓى اٰلِ سَيِّدِنَا
اِبْرَاهِيْمَ اِنَّكَ حَمِيْدٌ مَّجِيْدٌ ط

હે અલ્લાહ ! અમારા આકા મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) પર રહમત નાઝિલ ફરમાવ જેવી રીતે કે તેં સય્યિદના હઝરત ઇબ્રાહીમ (અલૈ.) અને તેમની આલ–ઔલાદ પર નાઝિલ ફરમાવી. ખરેખર, તું જ વખાણને લાયક અને ગૌરવવંત છે. હે અલ્લાહ ! અમારા આકા મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) પર રહમત નાઝિલ ફરમાવ જેવી રીતે કે તેં સય્યિદના હઝરત ઈબ્રાહીમ (અલૈ.) અને તેમની ઔલાદ પર નાઝિલ ફરમાવી. ખરેખર, તું વખાણને લાયક અને ગૌરવવંત છે. *(બુખારી)*

આ દુરૂદ શરીફનું નામ દુરૂદે ઈબ્રાહીમ છે અને બધા દુરૂદ શરીફો કરતાં આ દુરૂદ શરીફ સર્વશ્રેષ્ઠ છે. દરેક બુઝુર્ગે આ દુરૂદ શરીફ સર્વશ્રેષ્ઠ હોવાની ભલામણ કરી છે. અલ્લાહના નેક બંદાઓએ પોતાની કિતાબોમાં આ દુરૂદ શરીફની ઘણી જ તાકીદ કરેલી છે. 'તશહ્હુદ''માં પણ આ દુરૂદ શરીફ પઢવામાં આવે છે.

મુહદ્દિસે દહેલ્વી હઝરત મૌલાના અબ્દુલ હક્ક સાહેબે પોતાની કિતાબમાં આ દુરૂદ શરીફની શ્રેષ્ઠતા વિષે દસ જેટલા અભિપ્રાયો દર્શાવેલ છે અને જાહેર કર્યું છે કે આ દુરૂદ શરીફની અફઝલિયત માટે જુદા જુદા અભિપ્રાયો કેવા છે તેની અફઝલિયત માટે હદીસ શરીફમાં સ્પષ્ટતા છે. તેની કેટલીક શરતો છે તથા કેટલા વખત તેને પઢવું તે વિષે મતભેદ છે. રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને ખ્વાબમાં જોવાથી તેમણે જુદા–જુદા દસ દુરૂદ શરીફ લખ્યાં છે. આ અતિ મહત્ત્વના દુરૂદ શરીફ વિષે ''હબ્બુન નસીમ''ના તંત્રીએ દસ જેટલી વિગતો લખી છે. ''મુનાસિરુલ હસનાત''ના તંત્રીએ પણ દસ વિગતો લખી છે. અંતમાં અલ્લાહના બંદા–ગુલામ નકશબંદીએ ગુજરાતીએ પણ ઘણા જ ચિંતન પછી કુલ વીસ જેટલાં દુરૂદ શરીફોનો સંગ્રહ કર્યો છે. આ ઘણા જ બરકતવંત દુરૂદ શરીફની બરકતથી હઝરત શાહ વલીય્યુલ્લાહ સાહેબે (રહ્મતુલ્લાહિ અલયહ) રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને ખ્વાબમાં જોયા હશે.

જ્યારે પણ આ દુરૂદ શરીફ પઢો ત્યારે બંને દુરૂદ શરીફો સાથે પઢવાં, તેનાથી ફકત એક જ દુરૂદ શરીફ ગણાશે.

**દુરૂદ શરીફ—૨ :**

اَللّٰهُمَّ صَلِّ عَلٰى سَيِّدِنَا مُحَمَّدٍ وَّعَلٰٓى اٰلِ
سَيِّدِنَا مُحَمَّدٍ كُلَّمَا ذَكَرَهُ الذَّاكِرُوْنَ
وَكُلَّمَا سَهٰى عَنْهُ الْغَافِلُوْنَ ط

હે અલ્લાહ ! અમારા પયગમ્બર મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) પર અને તેમની આલ—ઔલાદ પર રહમત નાઝિલ કર.

**દુરૂદ શરીફ—૩ :**

اَللّٰهُمَّ صَلِّ عَلٰى سَيِّدِنَا مُحَمَّدٍ كُلَّمَا
ذَكَرَهُ الذَّاكِرُوْنَ، وَكُلَّمَا غَفَلَ عَنْ
ذِكْرِهِ الْغَافِلُوْنَ ط

હે અલ્લાહ ! અમારા પયગમ્બર મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) પર રહમત નાઝિલ ફરમાવ, જે કોઈ તેમના પર સલામ મોકલે અને જેટલા વખત દુરૂદ શરીફ મોકલે તેટલા વખત તેમના પર રહમત નાઝિલ ફરમાવ.

*(હુબ્બે નસીમ)*

**દુરૂદ શરીફ–૪ :**

اَللّٰھُمَّ صَلِّ عَلٰی سَیِّدِنَا مُحَمَّدٍ
وَّعَلٰٓی اٰلِ سَیِّدِنَا مُحَمَّدٍ کَمَا ھُوَ
اَھْلُہٗ وَمُسْتَحِقُّہٗ ط

હે અલ્લાહ ! અમારા પયગમ્બર મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) અને તેમની આલ–અવલાદ પર આપની શાન અને મરતબા પ્રમાણે રહમત નાઝિલ ફરમાવ. *(મુનાસિરુલ હસનાત)*

દરેક માણસના હોઠ ઉપર બે ફરિશ્તાઓ દુરૂદ શરીફની હિફાઝત માટે મૂકવામાં આવ્યા છે. જે ''લખેલા'' અથવા ''પઢેલા'' દુરૂદ શરીફની હિફાઝત કરે છે.

**દુરૂદ શરીફ–૫ :**

اَللّٰھُمَّ صَلِّ عَلٰی سَیِّدِنَا مُحَمَّدٍ
کَمَا ھُوَ اَھْلُہٗ وَمُسْتَحِقُّہٗ ط

હે અલ્લાહ ! અમારા નબી મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) પર તેમના લાયક અને શાન તથા મરતબા મુતાબિક રહમત નાઝિલ ફરમાવ. *(હુબ્બે નસીમ)*

**દુરૂદ શરીફ–૬ :**

اَللّٰھُمَّ صَلِّ عَلٰی سَیِّدِنَا مُحَمَّدٍ

وَّعَلٰى اٰلِ سَيِّدِنَا مُحَمَّدٍ كَمَا
اَنْتَ اَهْلُهٗ ط

હે અલ્લાહ ! તારી પ્રભાવશાળી અને ગૌરવપૂર્ણ પાક ઝાતના મરતબા મુજબ અમારા નબી મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) પર તારી રહમત વરસાવ અર્થાત્ નાઝિલ ફરમાવ. *(મુનાસિરુલ હસનાત)*

**દુરૂદ શરીફ–૭ :**

اَللّٰهُمَّ لَكَ الْحَمْدُ كَمَا اَنْتَ اَهْلُهٗ،
فَصَلِّ وَسَلِّمْ عَلٰى سَيِّدِنَا مُحَمَّدٍ
كَمَا اَنْتَ اَهْلُهٗ، وَافْعَلْ بِنَا مَا
اَنْتَ اَهْلُهٗ، فَاِنَّكَ اَهْلُ التَّقْوٰى
وَاَهْلُ الْمَغْفِرَةِ ط

હે અલ્લાહ ! તારા જ માટે બધા વખાણ છે. તારા મરતબા અને શાન મુજબ અમારા નબી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) પર તારી રહમત અને કરીમી નાઝિલ ફરમાવ અને અમારી સાથે પણ તેવો જ સુલૂક–વર્તાવ કર જે તારી પ્રભાવશાળી પાક ઝાતને લાયક હોય. ફક્ત તારી પાક ઝાતથી જ અમે ડરીએ છીએ, જેથી અમારા ગુનાહો માટે તું અમને માફ ફરમાવ અર્થાત્ અમારા ગુનાહ માફ કર. *(મુનાસિરુલ હસનાત)*

આ દુરૂદ શરીફ અત્યંત બરકતવંતું છે. ફર્ઝ નમાઝ બાદ તેને દરરોજ એક વખત નિયમિત પઢતાં રહેવું. આ દુરૂદ શરીફ પઢનારને અલ્લાહ તઆલા વીસ ગણો સવાબ આપે છે.

**દુરૂદ શરીફ–૮ :**

اَللّٰهُمَّ صَلِّ عَلٰى سَيِّدِنَا مُحَمَّدٍ
وَّعَلٰۤى اٰلِ سَيِّدِنَا مُحَمَّدٍ اَفْضَلَ
صَلَوَاتِكَ عَدَدَ مَعْلُوْمَاتِكَ ط

હે અલ્લાહ ! તારી ખુસૂસી હિકમત પ્રમાણે અમારા નબી મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) અને આપની આલ–ઔલાદ પર તારી બેહતરીન–સર્વશ્રેષ્ઠ રહમતની વૃષ્ટિ નાઝિલ ફરમાવ. *(બુસ્તાને આઈશા)*

**દુરૂદ શરીફ–૯ :**

اَللّٰهُمَّ صَلِّ عَلٰى سَيِّدِنَا مُحَمَّدِ
النَّبِيِّ الْاُمِّيِّ وَعَلٰى كُلِّ نَبِيٍّ وَّمَلَكٍ
وَّوَلِيٍّ عَدَدَ كَلِمَاتِكَ التَّآمَّاتِ
الْمُبَارَكَاتِ ط

હે અલ્લાહ ! અમારા નબીએ ઉમ્મી મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) પર, બધા પયગમ્બરો અને ફરિશ્તાઓ પર અને અવલિયાએ કિરામ (રહ.) પર તારી હંમેશા કાયમ રહેનાર અમર–અગણિત રહમત નાઝિલ ફરમાવ. *(મુનાસિરુલ હસનાત)*

**દુરૂદ શરીફ–૧૦ :**

اَللّٰهُمَّ صَلِّ عَلٰى سَيِّدِنَا مُحَمَّدِ
اِلْاُمِّيِّ وَعَلٰى كُلِّ نَبِيٍّ وَّمَلَكٍ وَّوَلِيٍّ
عَدَدَالشَّفْعِ وَالْوَتْرِ وَعَدَدَ كَلِمَاتِ
رَبِّنَا التَّآمَّاتِ الْمُبَارَكَاتِ ط

હે અલ્લાહ ! અમારા નબીએ ઉમ્મી મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) પર, બધા પયગમ્બરો, ફરિશ્તાઓ, અવલિયાએ કિરામ (રહ.) અને તેઓની સંખ્યા મુજબ તેઓ પર તારી શાન મુતાબિક રહમત નાઝિલ ફરમાવ. *(હુબ્બે નસીમ)*

**દુરૂદ શરીફ–૧૧ :**

اَللّٰهُمَّ صَلِّ عَلٰى سَيِّدِنَا مُحَمَّدٍ
عَبْدِكَ وَنَبِيِّكَ وَرَسُوْلِكَ النَّبِيِّ
الْاُمِّيِّ وَعَلٰٓى اَزْوَاجِهٖ وَذُرِّيّٰتِهٖ
عَدَدَ خَلْقِكَ وَرِضٰى نَفْسِكَ

وَزِنَةَ عَرْشِكَ وَمِدَادَ
كَلِمَاتِكَ ط

હે અલ્લાહ ! અમારા નબી મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) પર, તારા બંદાઓ પર, તારા નબી અને પયગમ્બર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) કે જે ઉમ્મી છે તેમના પર, આપની બીવીઓ–ઉમ્મુલ મુઅમિનીન અને આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની આલ–ઔલાદ પર તારી મખ્લૂકની સંખ્યા મુજબ અને તારી રઝામંદી મુતાબિક તારા અર્શના વજન બરાબર અને તારા કૌલ મુજબ રહમત નાઝિલ ફરમાવ.

*(મુનાસિરુલ હસનાત)*

**દુરૂદ શરીફ–૧૨ :**

اَللّٰهُمَّ صَلِّ عَلٰى سَيِّدِنَا مُحَمَّدٍ
عَبْدِكَ وَنَبِيِّكَ وَرَسُوْلِكَ النَّبِيِّ
الْاُمِّيِّ وَعَلٰى اٰلِهٖ وَاَزْوَاجِهٖ وَذُرِّيَّتِهٖ
وَسَلِّمْ عَدَدَ خَلْقِكَ وَرِضٰى
نَفْسِكَ وَمِدَادِ كَلِمَاتِكَ ط

હે અલ્લાહ ! અમારા નબી મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)

(૨૨) અમીરુલ મુઅમિનીન હઝરત ઉસ્માન (રદિ.) બયાન કરે છે કે જનાબ સરકારે દો–આલમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું, ''જેણે પૂરેપૂરું વુઝૂ કર્યું અને ફર્ઝ નમાઝ પઢવા ઘરેથી નીકળ્યો અને મસ્જિદમાં જઈ ઈમામની સાથે નમાઝ પઢી તો તે માણસના સર્વે ગુનાહો માફ થઈ ગયા.'' *(ઈબ્ને ખુઝયમહ)*

(૨૩) હઝરત અબૂ કસ્સાફા (રદિ.)થી રિવાયત છે કે જનાબ નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું, ''મસ્જિદમાં કચરો–પૂંજો સાફ કરવું હુરોની મહેર છે.'' *(તબરાની)*

મતલબ કે જે માણસ મસ્જિદનો કચરો–પૂંજો સાફ કરે છે તે જન્નતની હુરોની મહેર અદા કરે છે.

(૨૪) હઝરત અનસ ઈબ્ને માલિક (રદિ.)થી રિવાયત છે કે જનાબ નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું છે કે,

''૪૦ દિવસો સુધી તકબીરે ઉલાની સાથે જમાઅતથી નમાઝ અદા કરનાર જહન્નમ (દોઝખ)અને નિફાકથી છૂટકારો મેળવી લે છે.'' *(તિરમિઝી શરીફ)*

જ્યારે ૪૦ દિવસોની નમાઝનો અજર એટલો બધો છે તો જે લોકો હંમેશા નમાઝની પાબંદી કરે છે તેમનાં અજરનું તો પૂછવું જ શું !

(૨૫) હઝરત અનસ ઈબ્ને માલિક (રદિ.) ફરમાવે છે કે જનાબ સરકારે દો આલમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નો ઈર્શાદ છે કે ત્રણ બાબતો, 'કફ્ફારાત' છે, ત્રણ બાબતો 'દરજાત' છે અને ત્રણ બાબતો 'મુનજ્જીયાત' છે.

એટલે છુટકારો અપાવનારી **કફ્ફારાત (ગુનાહ દૂર કરવાનાં બદલાઓ)**ની ત્રણ બાબતો : (૧) ઠંડીની મોસમમાં વુઝૂ સારી રીતે કરવું. (૨) એક નમાઝ પછી બીજી નમાઝની વાટ (રાહ) જોવી અને (૩) જમાઅત સાથે નમાઝ પઢવા માટે ચાલવું.

**દરજાતની ત્રણ બાબતો આ છે :** (૧) ખાણું ખવડાવવું. (૨) વધુ પ્રમાણમાં સલામ કરવી (૩) રાતે જ્યારે લોકો સૂતા હોય ત્યારે નમાઝ પઢવી.

**“મુનજ્જીયાત”** **આ છે :** (૧) ગુસ્સો અને ખુશી બન્ને હાલતમાં અદલ–ઈન્સાફ કરવો. (૨) ગરીબી અને અમીરી બંને હાલતમાં મધ્યમતા જાળવવી અને (૩) છુપી અને ઝાહિરી બંને રીતે અલ્લાહથી ડરતા રહેવું.

*(બયહકી–બઝઝાર)*

(૨૬) હઝરત સહલ ઈબ્ને મુઆઝ (રદિ.) પોતાનાં વાલિદ (રદિ.)થી રિવાયત કરે છે કે જનાબ નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું, “જે માણસ સવાર (ફજર)ની નમાઝ પઢી પોતાની જગ્યાએ બેસી રહ્યો અને જેણે ભલી વાતો સિવાય કોઈ વાત ન કરી ને ફરી સૂરજ નીકળ્યા પછી બે રકાતો ઈશરાકની પઢી તો એ માણસના સર્વે ગુનાહો માફ કરી દેવામાં આવે છે. ચાહે એ ગુનાહો દરિયાનાં ફીણની બરાબર કેમ ન હોય?” *(અહમદ)*

મતલબ કે ગુનાહો ગમે એટલા હોય, બધાં જ માફ થઈ જશે.

(૨૭) હઝરત સવબાન (રદિ.) બયાન કરે છે કે જનાબ રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું, “જે માણસ મને વચન આપે કે તે લોકોથી માંગશે નહિ તો હું એવા માણસ માટે જન્નતનો ઝામિન થવા તૈયાર છું.” *(અહમદ, નસાઈ, ઈબ્ને માજહ)*

(૨૮) હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ (રદિ.)થી રિવાયત છે કે જનાબ નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે,

“જે માણસે અલ્લાહ તઆલા માટે એક દિવસનો પણ ‘એઅતિકાફ’ કર્યો તો અલ્લાહ તઆલા તેને જહન્નમથી ત્રણ ખાઈઓ જેટલો દૂર કરી દેશે.” (એક ખાઈનું અંતર આસમાન અને જમીનની વચ્ચેનાં અંતર કરતાં પણ વધુ હોય છે.) *(તબરાની)*

(૨૯) હઝરત સહલ ઈબ્ને હનીફ (રદિ.) બયાન કરે છે કે જનાબ નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું, “જે માણસ સાચા દિલે અલ્લાહ તઆલા પાસે ‘શહાદત’ માંગે છે તો અલ્લાહ તઆલા તેને શહીદોનો મરતબો આપે છે. ભલે, પછી તે માણસ પોતાની પથારી ઉપર જ મરણ પામે.” *(મુસ્લિમ શરીફ)*

મતલબ એ છે કે સાચા દિલે દુઆ કરનાર શહીદ થાય અથવા ન થાય તેને 'શહાદત'નો સવાબ મળી જાય છે.

(૩૦) હઝરત આયશા (રદિ.)થી રિવાયત છે કે જનાબ નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું, ''જે માણસ આખો દિવસ પોતાના હાથની મહેનતનાં કારણે થાકી ગયો અને એવી હાલતમાં સાંજ પડી ગઈ તો એ માણસની મગફિરત કરી દેવામાં આવે છે.'' *(તબરાની)*

એટલે કે દિવસભરનો થાકેલો–પાકેલો મઝદૂર રાતે બખ્શી દેવામાં આવે છે.

(૩૧) હઝરત અબૂ સઈદ ખુદરી (રદિ.)થી રિવાયત છે કે જનાબ નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું,

''એક સાચો અને પ્રમાણિક વેપારી કિયામતમાં નબીઓ, સિદ્દીકો અને શહીદોની સાથે રહેશે.'' *(તિરમિઝી શરીફ)*

(૩૨) હઝરત જાબિર (રદિ.)થી રિવાયત છે કે જનાબ નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું, 'જો કદી કોઈ લુકમો–કોળિયો હાથથી પડી જાય તો તેને સાફ કરી ખાઈ લો, તેને શયતાનને માટે છોડો નહિ. ખાધા પછી આંગળીઓ ચાટી લો. કોને ખબર કયા ખાવામાં બરકત છે ? જે માણસે ખાઈ લીધા પછી નીચેનાં શબ્દો કહ્યાં તો અલ્લાહ તઆલા તે માણસના પાછલા બધાં જ ગુનાહો માફ કરી આપે છે. તે શબ્દો આ રહ્યાં :

اَلْحَمْدُ لِلّٰهِ الَّذِىْ اَطْعَمَنِىْ هٰذَا
الطَّعَامَ وَرَزَقَنِيْهِ مِنْ غَيْرِ حَوْلٍ
مِّنِّىْ وَلَا قُوَّةٍ ط

## અલ્હમ્દુ લિલ્લાહિલ્લઝી અત્અમની હાઝત્તઆમ વ રઝકનીહિ મિન ગય્રી હવ્લિમ મિન્ની વલા કુવ્વહ.

**અર્થ :** તમામ તારીફો અલ્લાહ માટે જ છે. જેણે મને આ ખાણું ખવડાવ્યું અને મારી શક્તિ તથા કોશિશ વિના મને આ ખાણું નસીબ કર્યું !

*(મિશ્કાત, અબૂ દાવૂદ શરીફ)*

(૩૩) હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.)થી રિવાયત છે કે જનાબ નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું, ''જેણે રમઝાનુલ મુબારકનાં ફર્ઝ રોઝા રાખ્યા અને તેનાં પછી શવ્વાલ મહિનામાં છ (૬) રોઝા રાખ્યા તો તે માણસ પોતાના ગુનાહોથી એવો પાક–સાફ થઈ ગયો કે જાણે આજે જ પોતાની માંના પેટે જન્મયો હોય.'' *(તબરાની)*

(૩૪) અમીરુલ મુઅમિનીન હઝરત અલી (રદિ.)થી રિવાયત છે કે જનાબ નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું,

તહજ્જુદની નમાઝ પઢનાર બંદાઓને જન્નતનાં પોશાક અને પાંખવાળા ઘોડાઓ આપવામાં આવશે, એ ઘોડાની લગામો મોતી અને માણેકની હશે. એ ઘોડાઓ મળ–મૂત્રથી પાક હશે. તહજ્જુદ પઢનારાઓ એ ઘોડાઓ પર સવાર થઈ જ્યાં ચાહશે ત્યાં ઊડતા અને સહેલ કરતા હશે. એ લોકોને એ હાલતમાં જોઈ બીજા લોકો પૂછશે કે હે રબ ! તારા એ કોણ બંદા છે ? એ લોકો એ મરતબે કેવી રીતે પહોંચ્યા ?

તો તેમને જવાબ મળશે કે એ લોકોને એ મરતબો રાતની ઈબાદતના બદલામાં મળ્યો છે. જ્યારે તમે રાત્રે સૂતા રહેતા હતા ત્યારે એ તહજ્જુદની નમાઝ પઢયા કરતા હતા. *(ઈબ્ને અબીદ દુન્યા)*

(૩૫) હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ (રદિ.)થી રિવાયત છે કે જનાબ નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું, ''જે બંદો રાતે ઈબાદત કરવા ખાતર ઓછું ખાય–પીએ છે તેની આસપાસ આખી રાત હૂરો એકઠી થઈ રહે છે.'' *(તબરાની)*

(૩૬) હઝરત ઉકબહ બિન આમિર (રદિ.)થી રિવાયત છે કે જનાબ નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે, ''કિયામતના દિવસે જ્યાં સુધી લોકો હિસાબ–કિતાબમાં ફસાયલા હશે ત્યાં સુધી સદકો

(ખૈરાત) કરનાર પોતાની ખૈરાતના છાંયડામાં રહેશે.'' *(અહમદ, ઈબ્ને ખુઝૈમહ)*

(૩૭) હઝરત અબૂ સઈદ (રદિ.)થી રિવાયત છે કે જનાબ રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું, ''જે માણસ અલ્લાહ માટે એક દિવસનો રોઝો રાખે છે તે માણસને અલ્લાહ તઆલા જહન્નમથી ૭૦ (સિત્તેર) વરસનાં રસ્તા જેટલો દૂર કરી દે છે.'' *(બુખારી–મુસ્લિમ)*

(૩૮) હઝરત અબૂ દરદા (રદિ.)થી રિવાયત છે કે જનાબ નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે, ''જે માણસ અલ્લાહ માટે એક દિવસનો રોઝો રાખે છે તો એ રોઝદાર અને જહન્નમ (દોઝખ)ની વચ્ચે એક એવી ખાઈ કાયમ કરવામાં આવશે કે જેનું અંતર આસમાન અને જમીન વચ્ચેનાં અંતરની બરાબર હશે.'' *(તબરાની)*

(૩૯) હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે કે જનાબ નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે, ''જે માણસે અલ્લાહ માટે જ એક નફલી રોઝો રાખ્યો તો તેને એટલો બદલો મળે છે કે જો તેને જમીન ભરીને સોનું આપી દેવામાં આવે તો યે કિયામતમાં એનો સવાબનો મુકાબલો થઈ શકતો નથી.'' *(તબરાની)*

(૪૦) હઝરત અબૂ મૂસા (રદિ.)થી રિવાયત છે કે જનાબ નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે, ''હાજી (હજ કરનાર) પોતાના ખાનદાનનાં ૪૦૦ (ચાર સો) માણસોની શફાઅત કરશે. હાજી પોતાના ગુનાહોથી એવો પાક–સાફ થઈ જાય છે કે જાણે આજે જ પોતાની માંના પેટે પેદા થયો હોય.'' *(બઝઝાર)*

(અલ્લાહ તઆલા આપણને બધાને જ રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની હદીસો પર અમલ કરવાની તૌફીક નસીબ ફરમાવે, આમીન.

**વો ચલતે ગયે, તો ઉન્હેં મંઝિલોને પનાહ દે દી,**
**હમેં વસવસોને ડરા દિયા, હમ કદમ–કદમ પર રૂક ગયે.**



اَللّٰهُمَّ رَبَّ هٰذِهِ الدَّعْوَةِ الْقَآئِمَةِ وَالصَّلٰوةِ النَّافِعَةِ صَلِّ
عَلٰى مُحَمَّدٍ وَّارْضَ عَنِّىْ رِضًا لَا تَسْخَطُ بَعْدَهٗ اَبَدًا ط (مسند احمد)

# ✪ પ્રકરણ—૭ ✪

## નફલ નમાઝોનું વર્ણન

મુઅમિન બંદાઓએ ફર્ઝ નમાઝોની પૂરી પાબંદી સાથે નફલ નમાઝોનું ભાથું પણ પોતાની સાથે લઈ જવું જોઈએ. એમ તો જેટલી પણ નફલો પઢશે એનો સવાબ પામશે; પરંતુ જે નવાફિલની ખાસ ખાસ ફઝીલતો અહાદીસે શરીફહમાં આવેલી છે, તેમને પઢવામાં ઘણો જ સવાબ છે. એ કારણે એમની ફઝીલતો અહિંયા લખવામાં આવે છે. વાંચો અને એના પર અમલ કરો.

## તહિય્યતુલ વુઝૂ

તહિય્યતુલ વુઝૂની બે રકા'ત છે. વુઝૂ કર્યા પછી પઢાય છે.

*(મુસ્લિમ : ૧/૧૨૦, નસાઈ : ૧/૩)*

**ફઝાઈલ :** (૧) હદીસ શરીફમાં છે કે જે માણસ કામિલ તરીકાથી વુઝૂ કર્યા બાદ બે રકા'ત નફલ એવી રીતે પઢે કે પોતે—જાતે વિચારો ન લાવે તો તેના તમામ (સગીરહ) ગુનાહો માફ થઈ જાય છે. *(તિરમિઝી શરીફ)*

(૨) હઝરત ઉકબહ ઈબ્ને આમિર (રદિ.)થી રિવાયત છે કે રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું; જે કોઈ માણસ વુઝૂ કરે અને ખૂબ સારી પેઠે વુઝૂ કરે, પછી ઝાહિર અને બાતિનની સંપૂર્ણ તવજ્જુહ અને વ્યસ્તતા સાથે બે રકા'ત નમાઝ અદા કરે તો એના માટે જન્નત અવશ્ય વાજિબ થઈ જશે. *(મુસ્લિમ)*

(૩) હુઝૂર નબીએ અકરમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ હઝરત બિલાલ (રદિ.)ને ફરમાવ્યું કે હું જ્યારે પણ જન્નતમાં દાખલ થયો તો મેં પોતાની આગળ આગળ તમારી આહટ સાંભળી, જેથી બતાવો કે તમે મારા પહેલાં જન્નતમાં કેવી રીતે પહોંચી ગયા? (મતલબ આ છે કે રાતે મેં ખ્વાબમાં જોયું કે હું જન્નતમાં હરીફરી રહ્યો છું અને પોતાની આગળ આગળ તમારા

કદમોની આહટ સાંભળી રહ્યો છું. તો હું પૂછવા ચાહું છું કે આ તમારા કયા અમલની બરકત છે. તમે મને પોતાનો તે અમલ બતાવો, જેનાથી તમને સૌથી વધુ સવાબ અને રહમતની ઉમ્મીદ હોય.) એમણે અરજ કરી : યા રસૂલલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ! મેં જ્યારે પણ અઝાન દીધી તો મેં નફલ નમાઝની બે રકા'તો જરૂર પઢી છે અને જ્યારે પણ મારું વુઝૂ તૂટયું તો મેં તરત જ વુઝૂ કર્યું અને વુઝૂ પછી અલ્લાહ તઆલા માટે બે રકા'ત નમાઝ પઢવાની એવી પાબંદી કરી કે જાણે આ બે રકા'તો મારા શિરે ફર્ઝ છે. આ સાંભળીને રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું, આ જ બે રકા'તોને કારણે તમને આ દરજ્જો મળ્યો છે.

*(બુખારી શરીફ, મુસ્લિમ શરીફ, તિરમિઝી શરીફ)*

**વિવરણ :** આ હદીસની રૂહ અને એનો ખાસ પયગામ આ છે કે બંદો આ વાતની આદત પાડે કે તે જ્યારે પણ વુઝૂ કરે તો એનાથી તવફીક અનુસાર કંઈ નમાઝ જરૂર પઢે. ચાહે ફર્ઝ હોય, સુન્નત હોય કે નફલ.

**નિય્યત :** હું અલ્લાહ તઆલાના વાસ્તે તહિય્યતુલ વુઝૂની બે રકા'ત નફલ નમાઝ પઢવાની નિય્યત કરું છું, મુખ મારું કા'બા શરીફ તરફ, અલ્લાહુ અકબર.

## તહિય્યતુલ મસ્જિદ

આ નમાઝનો હેતુ મસ્જિદની તાઝીમ છે, જે વાસ્તવમાં અલ્લાહ તઆલાની જ તાઝીમ કરવા સમાન છે, કારણ કે મકાનની તાઝીમ મકાનવાળાની તાઝીમનો ખ્યાલ રાખીને કરવામાં આવે છે.

આ નમાઝ તે માણસ માટે મસ્નૂન છે, જે મસ્જિદમાં દાખલ થાય. મસ્જિદમાં આવ્યા પછી બેસવા પહેલાં બે રકા'ત પઢે, આ શર્તે કે કોઈ મકરૂહ સમય ન હોય. *(મુસ્લિમ : ૧/૨૪૮)*

**ફઝાઈલ :** (૧) રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો કે જ્યારે તમારામાંથી કોઈ મસ્જિદમાં દાખલ થાય તો તેણે બેસવા પહેલાં બે રકાત નફલ નમાઝ પઢી લેવી જોઈએ. *(બુખારી—મુસ્લિમ)*

**વિવરણ :** મસ્જિદને અલ્લાહ તઆલાથી એક ખાસ નિસ્બત છે અને આ નિસ્બતને કારણે જ એને ''અલ્લાહનું ઘર'' કહેવામાં આવે છે. આ જ કારણે એના હક્કો અને એમાં પ્રવેશવાના આદાબમાંથી એક આદાબ આ પણ છે કે ત્યાં જઈને બેસવા પહેલાં બે રકા'ત નમાઝ અદા કરવામાં આવે. આ જાણે બારગાહે ખુદાવંદીની સલામી છે. એટલે જ એને ''તહિય્યતુલ મસ્જિદ'' કહેવામાં આવે છે. (તહિય્યહનો અર્થ સલામી છે.)

બે રકા'ત નમાઝ પઢે, એ શરતે કે મકરૂહ સમય ન હોય. અર્થાત્ ઝોહર, અસર અને ઈશામાં પઢે.

*(બુખારી, મુઅત્તા માલિક, દુર્રે મુખ્તાર, બેહિશ્તી ગવહર)*

જો મકરૂહ સમય હોય તો માત્ર ચાર વખત આ કલિમાત પઢી લેવામાં આવે (તો એનાથી મસ્જિદનો હક અદા થઈ જશે) : સુબ્હાનલ્લાહ, અલ્હમ્દુ–લિલ્લાહ, વ લા ઈલા–હ ઈલ્લલ્લાહુ વલ્લાહુ અકબર. *(બેહિશ્તી ગવહર)*

(૨) હઝરત કઅબ ઈબ્ને માલિક (રદિ.)થી રિવાયત છે કે રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નો દસ્તૂર હતો કે સફરથી વાપસીમાં આપ દિવસે જ ચાશ્તના સમયે મદીનામાં તશરીફ લાવતા અને પહેલાં મસ્જિદમાં હાજર થતા અને ત્યાં બે રકા'ત નમાઝ પઢયા પછી (થોડો સમય) ત્યાં જ બેસી રહેતા હતા. *(બુખારી શરીફ–મુસ્લિમ શરીફ)*

**વિવરણ :** નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) પોતાના ઘરવાળાઓની મુલાકાતથી પણ પહેલાં બારગાહે ખુદાવંદીમાં હાજર થઈને તેના હુઝૂરમાં બંદાપણાનો હદિયો ધરતા હતા. પછી ત્યાર બાદ થોડી વાર મસ્જિદમાં જ તશરીફ રાખતા હતા અને આપની ઝિયારતના આશિકો ત્યાં જ આવીને આપથી મુલાકાતનું સૌભાગ્ય પ્રાપ્ત કરતા હતા. આ હતો મસ્જિદના સંબંધ વિષે આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નો ઉસ્વએ હસનહ ! અલ્લાહ તઆલા અમ ઉમ્મતીઓને એની રૂહને સમજવાની અને એની પેરવી કરવાની તવફીક દે, આમીન !

**નિય્યત :** હું અલ્લાહ તઆલાના વાસ્તે તહિય્યતુલ મસ્જિદની બે રકા'ત નફલ નમાઝ પઢવાની નિય્યત કરું છું. મુખ મારું કિબ્લા તરફ, અલ્લાહુ અકબર.

**મસાઈલ :**

(૧) જો મસ્જિદમાં એવા સમયે દાખલ થાય કે તે સમયે નમાઝ પઢવી મકરૂહ હોય, જેમ કે ઝવાલનો સમય હોય તો નમાઝ પઢયા વગર જ બેસી જાય. એવા સમયે તહિય્યતુલ વુઝૂ અને તહિય્યતુલ મસ્જિદ પઢે નહિ.

(૨) બે રકા'ત પઢવાની કશી ખુસૂસિયત નથી. જો ચાર રકા'ત પઢી લીધી તો પણ તહિય્યતુલ મસ્જિદ અદા થઈ જશે.

(૩) જો મસ્જિદમાં આવતાંવેંત કોઈ ફર્ઝ યા સુન્નત નમાઝ અદા કરી લીધી તો તે જ ફર્ઝ યા સુન્નત તહિય્યતુલ મસ્જિદના કાયમ મુકામ થઈ જશે. અર્થાત્ એને પઢવાથી તહિય્યતુલ મસ્જિદનો પણ સવાબ મળી જશે, ચાહે તહિય્યતુલ મસ્જિદની નિય્યત કરી હોય કે ન કરી હોય.

(૪) જો મસ્જિદમાં જઈને કોઈ માણસ બેસી જાય અને પછી તહિય્યતુલ મસ્જિદ પઢે તો પણ કશો વાંધો નથી, પરંતુ બેસવા પહેલાં પઢવી બેહતર છે.

(૫) વારંવાર મસ્જિદે આવનારે દિવસમાં એકવાર તહિય્યતુલ મસ્જિદ પઢી લેવી પૂરતી છે. ચાહે પહેલી વખત દાખલ થાય ત્યારે પઢે કે છેલ્લે પઢે.

*(શામી–૧)*

## ઈશરાકની નમાઝ

જ્યારે સૂરજ નીકળીને બુલંદ થઈ જાય અને સારી રીતે સફેદ અને સાફ જણાવા લાગે તો તે સમયે જે નફલ નમાઝ પઢવામાં આવે છે તેને ઈશરાકની નમાઝ કહે છે.

**ફઝાઈલ :**

(૧) હઝરત અનસ (રદિ.) કહે છે કે રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : જેણે જમાઅત સાથે ફજરની નમાઝ પઢી અને સૂરજ નીકળતાં સુધી મસ્જિદમાં રહ્યો. પછી બે રકા'ત નફલ નમાઝ પઢી તો એને એક હજ અને એક ઉમરહનો સવાબ મળશે. *(તિરમિઝી શરીફ)*

**નોટ :** ઈશરાકની નમાઝની રકા'તો હદીસમાં ચાર પણ આવેલી છે, જેથી

ચાર રકા'તો પઢી લે તો ઘણું જ સારું છે.

(૨) હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ એકવાર નજ્દ પ્રદેશ તરફ જિહાદ માટે લશ્કર મોકલ્યું, જે બહુ જલદી પાછું આવ્યું અને પોતાની સાથે ઘણો જ માલે ગનીમત લાવ્યું. લોકોને ઘણું જ આશ્ચર્ય થયું કે આટલી ટૂંકી મુદ્દતમાં આવડી મોટી કામિયાબી અને માલ–દોલત સાથે પાછું આવી ગયું ! હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો કે શું હું તમને આથી પણ ઓછા સમયમાં આ માલથી ઘણો વધારે માલે ગનીમત અને દોલત કમાનારી જમાઅત બતાવું ? ફરમાવ્યું : આ તે લોકો છે જેઓ ફજરની જમાઅતમાં શરીક થાય અને સૂરજ નીકળતાં સુધી એ જ જગ્યાએ બેસી રહે. સૂરજ નીકળ્યા પછી (૨૦ મિનિટે) બે રકા'ત (ઈશ્રાકની) નમાઝ પઢે. આ લોકો અત્યંત થોડા સમયમાં વધુ દોલત કમાનારા છે. *(ફઝાઈલે નમાઝ)*

(૩) હઝરત મુઆઝ ઈબ્ને અનસ (રદિ.)થી રિવાયત છે કે નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો : જે માણસ ફજરની નમાઝથી ફારિગ થઈને પોતાની જગ્યાએ બેસી રહે, અહિંયા સુધી કે ઈશ્રાકની બે રકા'ત અદા કરી લે અને બેસવા દરમિયાનમાં ખૈર સિવાય બીજી કોઈ વાત ન કરે તો એના ગુનાહ માફ કરી દેવામાં આવે છે, ચાહે સમુદ્રના કાંપથી પણ વધુ હોય. *(અબૂ દાવૂદ)*

(૪) **હદીસે કુદ્સી :** હઝરત અૂબ ઝર (રદિ.) રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)થી રિવાયત કરે છે કે અલ્લાહ તઆલા ફરમાવે છે કે હે માનવપુત્ર ! તું દિવસના પ્રથમ ભાગમાં મારા માટે ચાર રકા'તો પઢયા કર, હું તારા માટે તે દિવસના અંતભાગ સુધી તારી કિફાયત કરીશ. અર્થાત્ તારી સઘળી જરૂરતોને પૂરી કરીશ. *(તિરમિઝી શરીફ, તરગીબ વ તરહીબ)*

**વિવરણ :** અલ્લાહ તઆલાનો જે બંદો તેના આ વાયદા પર યકીન રાખીને સવારે (ઈશ્રાક યા ચાશ્તના વખતે) અલ્લાહ તઆલા માટે ચાર રકા'તો પઢશે તો ઈન્શાઅલ્લાહ તે આ હદીસે કુદ્સી અનુસાર જરૂર નિહાળશે કે માલિકુલ મુલ્ક તેના દિવસભરના કામો અને પ્રશ્નોને કેવી રીતે ઉકેલે છે.

(૫) જે માણસ ઈશ્રાકના સમયે બે રકા'ત નફલ પઢે છે તો એનાં બધાં જ

સગીરહ ગુનાહ માફ કરી દેવામાં આવે છે. *(તરગીબ વ તરહીબ)*

(૬) હઝરત અલી (રદિ.)થી નકલ થયેલી એક હદીસમાં છે કે સવારના વખતે જ્યારે સૂરજ આસમાન પર એટલે ઊંચે ચઢી જતો જેટલો અસરની નમાઝ વખતે હોય છે તો તે વખતે રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) બે રકા'ત નમાઝે ઈશ્રાક પઢતા હતા. *(શમાઈલે તિરમિઝી)*

(૭) સવારની ફર્ઝ નમાઝ પઢયા પછી ત્યાં બેસી રહે અને સૂરજ નીકળ્યા બાદ ૧૫ મિનિટ પછી ઈશ્રાક પઢે તો તે માણસ ૭૦,૦૦૦ (સિત્તેર હજાર) માણસોને બખ્શાવી જન્નતમાં લઈ જશે. *(હદીસ)*

*(સઆદતે દારૈન, મૌ. અશરફ અહમદ રાંદેરીની કિતાબ)*

**નિય્યત :** હું અલ્લાહ તઆલાના વાસ્તે ઈશ્રાકની બે રકા'ત નફલ નમાઝ પઢવાની નિય્યત કરું છું. મુખ મારું કિબ્લા તરફ, અલ્લાહુ અકબર.

**મસાઈલ :**

(૧) ઈશ્રાકની નમાઝ સૂર્યોદય પછી પંદરથી વીસ મિનિટે પઢવામાં આવે છે.

(૨) ફજરની નમાઝથી ફારિગ થઈને ઈશ્રાક સુધી અલ્લાહ તઆલાના ઝિક્રમાં મશગૂલ રહે. એમાં આ'લા–ઉચ્ચ દરજ્જો આ છે કે મસ્જિદમાં જે જગ્યાએ ફર્ઝ નમાઝ પઢી છે, ત્યાં જ બેસી રહે. મધ્યમ દરજ્જો આ છે કે મસ્જિદમાં કોઈ પણ જગ્યાએ બેસી જાય અને અદના દરજ્જો આ છે કે મસ્જિદની બહાર ચાલ્યો જાય; પરંતુ ઝિક્રે ઈલાહી ઝબાનથી સતત અદા કરતો રહે.

(૩) ફજરની નમાઝ પછી જો કોઈ માણસ દુન્યવી કામકાજમાં લાગી જાય. પછી ઈશ્રાકના સમયે ઈશ્રાકની નમાઝ પઢે તો આ રીત પણ દુરુસ્ત છે; પરંતુ આ રીતે પઢવાથી આ નમાઝનો સવાબ ઓછો થઈ જશે.

(૪) સ્ત્રીઓ ઘરોમાં ફજર પછી મુસલ્લા પર જ બેસીને ઝિક્ર–તિલાવત વગેરેમાં મશગૂલ રહે અને નમાઝે ઈશ્રાક પઢીને ત્યાંથી ઊઠે. *(હિસ્ન)*

# ચાશ્તની નમાઝ

હદીસોમાં ચાશ્તની નમાઝની ઘણી ફઝીલત આવી છે. દિવસનો એક તૃતીયાંશ ભાગ પસાર થઈ ગયા પછી ચાશ્તનો વખત શરૂ થાય છે અને ઝવાલ (મધ્યાહ્‌ન) સુધી એનો વખત રહે છે. ઉનાળામાં નવ વાગ્યા પછી અને શિયાળામાં દસ વાગ્યા પછી શરૂ થઈ જાય છે. અહાદીસમાં એનો સલાતુલ અવ્વાબીન તરીકે ઉલ્લેખ થયો છે, પરંતુ આપણી લોકભાષામાં મગરિબ પછીની નફલોને અવ્વાબીનની નમાઝ કહે છે. અહાદીસમાં ચાશ્તની નમાઝની બે, ચાર, આઠ, બાર વિવિધ પ્રકારની રકા'તો આવેલી છે, જેથી ઓછામાં ઓછી બે અને વધુમાં વધુ બાર રકા'તો ચાશ્તની પઢવી જોઈએ.

ચાશ્તની ઓછામાં ઓછી બે અથવા ચાર રકા'ત પઢવી મુસ્તહબ છે અને વધુમાં વધુ આઠ કે બાર રકા'ત, પરંતુ આઠ રકા'ત પઢવી અફઝલ છે. *(શામી–૧)*

હઝરત આયશા (રદિ.) આઠ રકા'ત પઢયાં કરતાં હતાં અને ફરમાવ્યા કરતાં હતાં કે જો મારાં માં–બાપ પણ કબરોમાંથી ઊઠીને આવી જાય તો (એમની ઝિયારત અને મુલાકાતની ખુશીથી ભરપૂર મશગૂલિયતમાં) પણ આ રકા'તો પઢવાનું છોડીશ નહિ. *(મિશ્કાત)*

હઝરત ઉમ્મે હાની (રદિ.) ફરમાવે છે કે રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફત્હે મક્કાના દિવસે મારા ઘેર આવીને ચાશ્તની આઠ રકા'તો પઢી અને આ જ હદીસની બીજી એક રિવાયતમાં છે કે તે સમય ચાશ્તનો હતો. *(બુખારી–મુસ્લિમ)*

હઝરત અલી (રદિ.)થી રિવાયત છે કે જ્યારે સૂરજ પૂર્વ તરફ એટલો ઊંચો થઈ જતો જેટલો ઝોહરની નમાઝ વખતે પશ્ચિમ તરફ હોય છે તો એ સમયે નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ચાશ્તની ચાર રકા'ત નમાઝ પઢતા હતા. *(શમાઈલે તિરમિઝી)*

**ફઝાઈલ :**

(૧) હઝરત અબૂઝર ગિફારી (રદિ.) કહે છે કે રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ

અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : દરેક સવારે તમારા શરીરના દરેક જોડ–સાંધા અને અવયવ પર સદકો વાજિબ થઈ જાય છે અને સુબ્હાનલ્લાહ કહેવું સદકો છે, અલ્હમ્દુલિલ્લાહ કહેવું સદકો છે, લા ઈલા—હ ઈલ્લલ્લાહ કહેવું સદકો છે, અલ્લાહુ અકબર કહેવું સદકો છે, ભલાઈની પ્રેરણા આપવી પણ સદકો છે અને બુરાઈથી રોકવું પણ સદકો છે અને ઈશ્રાકની બે રકા'તો આ સૌના તરફથી કાફી છે. *(મુસ્લિમ)*

(૨) આપે (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ફરમાવ્યું : જે માણસે ચાશ્તની બે રકા'તની પાબંદી કરી લીધી તો એના ગુનાહ માફ કરી દેવામાં આવશે, ચાહે તે સમુદ્રના કાંપ બરાબર હોય. *(અહમદ—તિરમિઝી, ઈબ્ને માજહ)*

(૩) ફરમાવ્યું : જેણે ચાશ્તની બાર રકા'ત પઢી લીધી તો એના માટે અલ્લાહ તઆલા જન્નતમાં સોનાનો એક મહેલ બનાવશે.

*(તિરમિઝી, ઈબ્ને માજહ)*

(૪) હઝરત અબૂ હુરયરહ (રદિ.) ફરમાવે છે કે મને મારા ખલીલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ત્રણ વાતોની વસિય્યત ફરમાવી છે :

(૧) દર મહિને ત્રણ રોઝા રાખવા,
(૨) ચાશ્તની બે રકા'ત પઢવી અને
(૩) સૂતાં પહેલાં વિત્ર પઢી લેવા. *(બુખારી—મુસ્લિમ)*

(૫) હઝરત અબૂ દરદાઅ (રદિ.) ફરમાવે છે કે મને મારા મહબૂબ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ત્રણ વાતોની વસિય્યત ફરમાવી છે, જેને હું જીવનભર છોડવાનો નથી :

(૧) દર મહિને ત્રણ રોઝા રાખવા,
(૨) ચાશ્તની બે રકા'ત પઢવી અને
(૩) સૂતાં પહેલા વિત્ર પઢી લેવા. *(બુખારી—મુસ્લિમ)*

(૬) એક હદીસમાં છે કે આ નમાઝ પઢવાવાળો કદી તંગદસ્ત થશે નહિ.

(૭) હઝરત મુઆઝહ અદ્‌વિય્યહ (રદિ.) બયાન કરે છે કે મેં હઝરત આયશા સિદ્દીકા (રદિ.)ને પૂછયું કે રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ

સલ્લમ) ચાશ્તની નમાઝ કેટલી રકા'તો પઢતા હતા ? એમણે ફરમાવ્યું કે (મોટા ભાગે) ચાર રકા'ત અને એનાથી વધુ જેટલી અલ્લાહ તઆલા ચાહતો. *(સહીહ મુસ્લિમ, મઆરિફુલ હદીસ)*

**નિય્યત :** હું અલ્લાહ તઆલાના વાસ્તે ચાશ્તની બે રકાત નફલ નમાઝ પઢવાની નિય્યત કરું છું, મુખ મારું કા'બા શરીફ તરફ, અલ્લાહુ અકબર.

**મસાઈલ :**

(૧) ચાશ્તની નમાઝની નિય્યત બે—બે રકા'ત કરીને પણ બાંધી શકાય છે અને ચાર—ચાર રકા'ત કરીને પણ. દરેક રીતે અધિકાર છે.

(૨) ઉલમાએ કિરામ ફરમાવે છે કે ચાશ્તની નમાઝ મુસ્તહબ છે. એને કદી પઢી લેવામાં આવે અને કદી છોડી દેવામાં આવે. હુઝૂરે અકરમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની મુબારક આદત મોટા ભાગે નવાફિલ ઈબાદતોમાં આવી જ હતી. (અર્થાત્ કદી પઢતા અને કદી છોડી દેતા.) સહાબા અને તાબિઈન (રદિ.)નો અમલ પણ આ જ પ્રમાણે હતો.

*(ઉસ્વએ રસૂલે અકરમ સલ.)*

હઝરત અબૂ સઈદ ખૂદરી (રદિ.)થી રિવાયત છે કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ (કદી કદી) ચાશ્તની નમાઝ (એટલી પાબંદીથી) પઢતા હતા કે અમે કહેવા માંડતા કે હવે (કદાચ) આપ એને કદાપિ છોડશે નહિ (અને એને બરાબર પઢતા જ રહેશે) અને (કદી કદી) એને (એવી રીતે) છોડી દેતા હતા કે અમે કહેવા માંડતા કે હવે (કદાચ) આપ એને પઢશે નહિ. *(તિરમિઝી શરીફ)*

## નમાઝે અવ્વાબીન

મગરિબનાં ફર્ઝ અને સુન્નતો પછી બબ્બે રકાત કરીને ઓછામાં ઓછી છ (૬) અને વધુમાં વધુ વીસ (૨૦) રકાત નફલ નમાઝ પઢવાને અવ્વાબીનની નમાઝ કહે છે.

**ફઝાઈલ :**

(૧) હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) મગરિબ પછી છ (૬) રકા'ત

નમાઝ પઢતા હતા અને ફરમાવતા હતા કે જે કોઈ બંદો મગરિબ પછી છ રકા'ત નમાઝ પઢી લેશે તો એના ગુનાહ માફ કરી દેવામાં આવશે, ભલેને તે સંખ્યા સમુદ્રના કાંપ બરાબર હોય. *(મઆરિફુલ હદીસ–તબરાની)*

(૨) આ નમાઝોનો સવાબ ૧૨ વર્ષની નફલોના બરાબર મળે છે.
*(મિશ્કાત, સુનને અબૂ દાવૂદ, બયહકી)*

હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે કે નબીએ અકરમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો : જે માણસ મગરિબની નમાઝ પછી છ (૬) રકા'ત નફલ પઢે, એવી રીતે કે દરમિયાનમાં કોઈની સાથે વાતચીત ન કરે તો આ એના માટે બાર વર્ષની ઈબાદતના બરાબર સવાબ છે. *(ઈબ્ને માજહ–તિરમિઝી)*

**નિય્યત :** હું અલ્લાહ તઆલાના વાસ્તે અવ્વાબીનની બે રકા'ત નફલ નમાઝ પઢવાની નિય્યત કરું છું, મુખ મારું કા'બા શરીફ તરફ, અલ્લાહુ અકબર.

**મસાઈલ :**

(૧) મગરિબના ફર્ઝ પછી બે સુન્નતો અને ચાર નફલો અથવા બે સુન્નતો અને અઢાર નફલો પઢી લેવી પણ કાફી છે. બે સુન્નતો પણ છ (૬) યા વીસ (૨૦)ની ગણતરીમાં આવી જશે; પરંતુ જો સુન્નતો પછી છ યા વીસ નફલો પઢી લીધી તો ઘણી જ સારી વાત છે.

(૨) આ રકા'તોની નિય્યત બબ્બે કરીને પણ કરી શકાય છે અને ચાર ચાર કરીને પણ, (પરંતુ બે સુન્નતોને અલગ કરીને જ પઢવી જરૂરી છે.)

## મગરિબ અને ઈશા દરમિયાન નવાફિલની ફઝીલત

મગરિબ અને ઈશા દરમિયાનનો વખત ઘણો જ કિંમતી લેખવામાં આવ્યો છે. આ મૂલ્યવાન સમયને ગનીમત સમજીને એમાં અમુક નવાફિલ

પઢી લેવા સવાબકારક અને અજરને પાત્ર છે. કુર્આને મજીદમાં આવા લોકોના વખાણ કરાયા છે :

**"ત-તજાફા જુનૂબુહુમ અનિલ મદાજિઈ....."** *(સૂ. સજદહ : ૧૬)*

(**અર્થ :** તેમનાં પડખાં બિછાણાઓથી અળગાં રહે છે.)

હઝરત અનસ ઈબ્ને માલિક (રદિ.) ફરમાવે છે :

''આ આયત તે સહાબએ કિરામ (રદિ.)ની તારીફમાં ઊતરી છે જેઓ મગરિબ અને ઈશા દરમિયાન નફલ નમાઝો પઢતા હતા અને હઝરત હસન (રહ.) ફરમાવે છે કે એનાથી તહજ્જુદની નમાઝ મુરાદ છે.'' *(અબૂ દાવૂદ)*

મુહમ્મદ ઈબ્ને નસ્ર મરવઝી (વફાત હિ. ૨૯૪)એ ''કિયામુલ્લયલ'' (પેજ—૫૬)માં ઘણા સહાબએ કિરામ (રદિ.)નો અમલ નકલ કર્યો છે કે તેઓ આ સમયમાં નવાફિલ પઢતા હતા.

હઝરત આયશા (રદિ.)થી રિવાયત છે કે નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો : માણસ મગરિબ અને ઈશા દરમિયાન વીસ (૨૦) રકા'ત નફલ પઢે તો અલ્લાહ તઆલા એના માટે જન્નતમાં મહેલ બનાવે છે. *(ઈબ્ને માજહ—તિરમિઝી)*

## ઈશા પછી નફલ નમાઝ

હઝરત આયશા સિદ્દીકા (રદિ.)થી રિવાયત છે કે કદી એવું થયું નથી કે રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ઈશાની નમાઝ પઢીને (આરામ ફરમાવવા માટે) મારી પાસે તશરીફ લાવ્યા હોય અને આપે ચાર યા છ રકા'તો ન પઢી હોય. *(અબૂ દાવૂદ : ૧/૨૦૧)*

**વિવરણ :** ઈશા પછી બે રકા'ત સુન્નતે મુઅક્કદહ છે. જાહેરી રીતે એવું જણાય છે કે રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ઈશા પછી અને આરામ ફરમાવવાથી પહેલાં આ બે રકા'ત સુન્નતે મુઅક્કદહ સિવાય કદી બે રકા'ત અને કદી ચાર રકા'ત વધુ નફલ પઢતા હતા. વલ્લાહુ અઅ્લમ.

*(મઆરિફુલ હદીસ : ૩/૩૨૭)*

## નમાઝે તહજ્જુદ

રાતે સૂઈને ઊઠીને નમાઝ પઢવાને તહજ્જુદ કહે છે.

હઝરત હસન બસરી (રહ.) ફરમાવે છે કે નમાઝે તહજ્જુદ પ્રત્યેક તે નમાઝને આવરી લે છે, જે ઈશા પછી પઢવામાં આવે. અલબત્ત, રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) અને સહાબએ કિરામ (રદિ.)ના તઆમુલ (નિત્યક્રમ) અનુસાર થોડીક ઊંઘ લીધા પછી જે નમાઝ પઢવામાં આવે તે નમાઝે તહજ્જુદ કહેવાશે. *(તફસીરે ઈબ્ને કસીર)*

મતલબ કે તહજ્જુદની નમાઝને ઊંઘ લીધા પછી પઢવું શર્ત નથી, કારણ કે કુર્આન મજીદમાં છે : **"વ મિનલ્લય્લિ ફ-તહજ્જદ્ બિહી....**(હે મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ !) રાતે તહજ્જુદ પઢતા રહો.'' તફસીરે મઝહરીમાં આ આયતનો ભાવાર્થ એવો વર્ણવાયો છે કે રાતના થોડાક ભાગમાં નમાઝ માટે સૂવાનું ત્યજી દો, ચાહે સૂઈને ઊઠયા પછી પઢો યા શરૂઆતમાં જ પઢીને સૂઈ જાઓ; પરંતુ સામાન્યપણે રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) અને સહાબએ કિરામ (રદિ.)ની મુબારક આદત રાતના અંત ભાગમાં ઊઠીને નમાઝે તહજ્જુદ પઢવાની હતી, એ કારણે સૂઈને ઊઠીને પઢવું અફઝલ લેખાશે. *(મઆરિફુલ કુર્આન)*

તહજ્જુદનો સમય ઈશાની નમાઝ પઢયા પછીથી લઈને સુબ્હે સાદિક સુધી છે; પરંતુ અડધી રાત પછી ઊઠીને પઢવી અફઝલ છે. *(શામી)*

## રાત્રિ જાગરણની ફઝીલતના અસ્બાબ

અલ્લામહ મહમૂદ નસફી (રહ.) પોતાની તફસીરે ખાઝિનમાં કિયામે લયલ (ઈબાદત–નમાઝ માટે રાત્રિ જાગરણ)ની ફઝીલત વર્ણવતા લખે છે :

''કારણ કે રાતે પોશીદગી યા ગુપ્તતા વધુ હોવાથી રિયાકારીથી હિફાઝત થાય છે. વળી, રાતનો અંધકાર એકાગ્રતા અને દિલના સુકૂનનું નિમિત્ત બને છે તથા ચીજો તરફ નજર માંડવાથી મહફૂઝ રહે છે. બસ, દિલ જ્યારે બાહ્ય ચીજોમાં પરોવાથી ફારિગ રહે છે તો તવજ્જુહ ઈલલ્લાહમાં તરક્કી થાય છે.

ઉપરાંત, રાતે ઊંઘનું વર્ચસ્વ રહે છે અને નફસને જાગવાનું મુશ્કેલ લાગે છે, જેથી મુજાહદહ (તપસ્યા)ના પ્રમાણમાં મુશાહદહ (નૂરે ઈલાહીનો દીદાર)માં વધારો થઈ જાય છે.'' *(કશ્કોલે મઅરિફત : ૨૯૫)*

## તહજ્જુદ શરૂઆતમાં ફર્ઝ હતી :

અલ્લાહ તઆલાનો ઈરશાદ છે :

**"વ મિનલ્લયૂલિ ફ-તહજ્જદ્ બિહી નાફિલતન્ લ-ક.....**

(હે મુહમ્મદ સલ !) રાતે તહજ્જુદ પઢતા રહો, આ ખાસ આપના માટે વધારાની ચીજ છે. આશા છે કે આપનો પરવરદિગાર આપને મકામે મહમૂદમાં સ્થાન આપશે.'' *(સૂ. બની ઈસરાઈલ : ૭૯)*

હકીમુલ ઉમ્મત હઝરત મવલાના અશરફ અલી સા. થાનવી (રહ.) આ આયતના વિવરણમાં લખે છે : તહજ્જુદ પહેલાં બધાં પર ફર્ઝ હતી. પછી ઉમ્મતના શિરેથી એની ફર્ઝિય્યત હટાવી લેવામાં આવી; પરંતુ હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના સંદર્ભમાં બે કથન છે. એક આ કે તહજ્જુદ આપ પર ફર્ઝ રહી હતી અને બીજું કથન આ છે કે તહજ્જુદ આપના શિરે પણ ફર્ઝ રહી ન હતી. આ બધી રિવાયતો દુર્રે મન્થૂરમાં છે. પ્રથમ કથન અનુસાર (આયતમાં આવેલા) ''નાફિલહ''નો શાબ્દિક અર્થ મુરાદ લેવાશે. યા'ની ફરીઝતન્ ઝાઈદતન્ લ–ક (એટલે કે તહજ્જુદ આપના માટે વધારાની ચીજ હતી.) બંને કથનોનું સમાધાન આ રીતે થઈ શકે છે કે પ્રથમ ઉમ્મતના શિરેથી એની ફર્ઝિય્યત હટાવી લેવામાં આવી. પછી આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના માટે પણ એની ફર્ઝિય્યત ખતમ કરી દેવામાં આવી. *(બયાનુલ કુર્આન : ૧/૫૭૮)*

**ફઝાઈલ :**

(૧) હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે કે રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો : શયતાન સૂતી વખતે તમારામાંથી દરેકની ગરદન પણ ત્રણ ગાંઠ વાળે છે અને ગાંઠ વાળતી વેળા કહે છે : રાત લાંબી છે, ખૂબ સૂઈ લે. જ્યારે બંદો (રાતે) જાગીને ઝિક્ર કરે

છે તો એક શયતાની ગાંઠ ખુલી જાય છે, જ્યારે વુઝૂ કરે છે તો બીજી ગાંઠ ખુલી જાય છે અને જ્યારે નમાઝ શરૂ કરે છે તો ત્રીજી ગાંઠ પણ ખુલી જાય છે અને તે ખુશખુશાલ હોવાની હાલતમાં સવાર કરે છે, નહિતર સવારે સુસ્ત અને ભારેખમ હોય છે. *(બુખારી–મુસ્લિમ)*

(૨) હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે કે રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : અલ્લાહ તઆલા રહમ ફરમાવે તે પુરુષ પર, જે પોતે તહજ્જુદ માટે ઊઠે અને પોતાની પત્નીને પણ જગાડે અને ન જાગવા પર તેના મોઢા પર પાણીનો છંટકાવ કરે. એ જ પ્રમાણે અલ્લાહ તઆલા તે અવરત પર રહમ ફરમાવે, જે પોતે તહજ્જુદ માટે ઊઠે અને પોતાના પતિને પણ ઉઠાડે અને ન ઊઠવા પર તેના મુખ પર પાણી છાંટે. *(અબૂ દાવૂદ–ઈબ્ને માજહ)*

(૩) હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને સલામ (રદિ.) ફરમાવે છે કે જ્યારે નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) મદીના–મુનવ્વરહ તશરીફ લાવ્યા તો લોકો ઉતાવળે આપની ખિદમતમાં હાજર થવા માંડયા. હું પણ આપની ઝિયારત કરવાના આશયે હાજર થયો. જ્યારે મારી નજર આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) પર પડી તો હું સમજી ગયો કે આ ચહેરો જૂઠા માણસનો હોઈ શકતો નથી. આપે (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) વાતચીત શરૂ કરતાં ફરમાવ્યું : હે લોકો ! સલામને ફેલાવો, લોકોને ખાણું ખવડાવો અને રાતે નમાઝ પઢો, જ્યારે કે લોકો સૂતા હોય. (આ આમાલ કરીને) સલામતીપૂર્વક જન્નતમાં દાખલ થઈ જાઓ. *(ઈબ્ને માજહ–તિરમિઝી)*

(૪) હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે રમઝાન પછી અફઝલ રોઝા અલ્લાહના મહિના મુહર્રમના રોઝા છે અને ફર્ઝ નમાઝ પછી અફઝલ નમાઝ તહજ્જુદની નમાઝ છે. *(મુસ્લિમ શરીફ)*

(૫) હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે કે રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : ફર્ઝ નમાઝ પછી સૌથી અફઝલ દરમિયાને રાતની નમાઝ છે (અર્થાત્ તહજ્જુદ).

*(સહીહ મુસ્લિમ, મઆરીફુલ હદીસ)*

(૬) નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું :

પોતાના શિરે રાતના કિયામ (તહજ્જુદ)ને લાઝિમ ઠરાવી લો, કારણ કે તહજ્જુદ પહેલેથી જ તમારા નેક પૂર્વજો–બુઝુર્ગોનો તરીકો રહ્યો છે અને તહજ્જુદ તમને પોતાના રબથી નજીક કરે છે તથા તમારા ગુનાહોનો કફ્ફારહ (પ્રાયશ્ચિત્ત) બની જાય છે અને ગુનાહોથી રોકે છે. *(તિરમિઝી શરીફ)*

(૭) નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : તમામ વખતોથી વધુ તહજ્જુદના વખતે બંદો પોતાના રબથી નજીક હોય છે, જેથી તમારાથી થઈ શકે તો તે સમયે અલ્લાહ તઆલાને યાદ કરી લો.

*(તિરમિઝી શરીફ)*

(૮) રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે દર રોજ રાતે જ્યારે એક તૃતીયાંશ રાત રહી જાય છે તો અલ્લાહ તઆલા ફરમાવે છે કે કોણ છે જે મારાથી દુઆ કરે તો હું તેની દુઆ કબૂલ કરું. કોણ છે કે જે મારાથી સવાલ કરે અને હું તેનો સવાલ પૂરો કરું; કોણ છે જે મારાથી મગફિરત ચાહે અને હું તેની મગફિરત કરું. કોણ છે જે એવાને કર્ઝ દે, જેની પાસે સર્વ કાંઈ છે, જે કંગાળ અને ઝાલિમ નથી. સવાર થતાં સુધી આ જ પ્રમાણે પુકાર થતી રહે છે. *(બુખારી–મુસ્લિમ)*

(૯) નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું, બેશક, જન્નતમાં બાલાખાનાઓ (અટારીઓ) છે. (જે એવાં સાફ, ચોખ્ખાચણક અને પારદર્શક છે કે) એમનો બહારનો ભાગ અંદરથી અને અંદરનો ભાગ બહારથી નજર આવે છે. આ બાલાખાનાઓ અલ્લાહ તઆલાએ તે લોકો માટે બનાવ્યાં છે, જેઓ નરમીથી વાત કરે છે અને (જરૂરતમંદને) ખાણું ખવડાવે છે અને પુષ્કળ પ્રમાણમાં રોઝા રાખે છે અને રાતે નમાઝ પઢે છે, જ્યારે કે લોકો નિંદર માણતા હોય છે. *(મિશ્કાત શરીફ)*

(૧૦) હઝરત મુગયરહ (રદિ.) ફરમાવે છે કે રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ એટલો લાંબો કિયામ ફરમાવ્યો કે આપના મુબારક કદમોને સોજો ચઢી ગયો. સહાબએ કિરામ (રદિ.)એ અરજ કરી કે આપ આટલો કષ્ટ કેમ ઉઠાવો છો? હાલાં કે અલ્લાહ તઆલાએ આપના આગલા અને પાછલા બધાં જ ગુનાહ માફ ફરમાવી દીધા છે. આપે (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ફરમાવ્યું કે શું હું ખુદાનો શુક્રગુઝાર બંદો ન બનું?

*(મિશ્કાત શરીફ)*

(૧૧) હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અમ્ર ઈબ્ને આસ (રદિ.) ફરમાવે છે કે મને હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો કે હે અબ્દુલ્લાહ ! ફલાણા માણસ જેવા ન બનશો કે જે રાતે ઉઠતો હતો (અર્થાત્ તહજ્જુદ પઢતો હતો.) પછી તેણે રાતે ઉઠવાનું (તહજ્જુદ–પઢવાનું) છોડી દીધું (એટલે કે તમે હંમેશા પાબંદીથી તહજ્જુદ પઢતા રહેજો.)

*(મિશ્કાત શરીફ)*

(૧૨) હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે કે એક માણસ હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની ખિદમતમાં હાજર થયો અને કહેવા લાગ્યો કે ફલાણો માણસ રાતે નમાઝ પઢે છે અને જ્યારે સવાર પડવા લાગે છે તો ચોરી કરે છે. આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : બેશક, નમાઝ એને બુરા કામથી રોકી દેશે. *(મિશ્કાત શરીફ–બયહકી)*

(૧૩) જે માણસ રાતે પોતાની અવરતને જગાડે અને બંને બે રકા'ત નમાઝ (તહજ્જુદ) પઢે તો એમને ઝાકિરીન અને ઝાકિરાતમાં લખવામાં આવે છે. *(અબૂ દાવૂદ–મિશ્કાત)*

(૧૪) હઝરત જાબિર (રદિ.)થી મરફૂઅન્ રિવાયત છે કે હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો, (હે જાબિર !) તમે રાતની નમાઝ કદાપિ છોડશો નહિ. (રાતે નમાઝ અવશ્ય પઢો.) ભલે, બકરીના દૂધ દોહવાના પ્રમાણમાં હોય. (અર્થાત્ વધુ સમય સુધી પઢવાનો મોકો યા હિંમત ન હોય તો થોડીવાર પણ પઢી લેવી જોઈએ.)

*(જમ્ઉલ ફવાઈદ)*

(૧૫) હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો કે રાતની નમાઝને દિવસની નમાઝ પર એવી ફઝીલત છે, જેમ કે ગુપ્ત સદકાને જાહેરી સદકા પર. *(મજમઉઝ્ ઝવાઈદ)*

(૧૬) અસ્માઅ્ બિન્તે યઝીદ હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)થી નકલ ફરમાવે છે કે તમામ લોકોને કિયામતના દિવસે એક જમીન પર એકત્ર કરવામાં આવશે. પછી એક પુકારનારો પુકારશે કે તે લોકો કયાં છે, જેઓ રાતે પોતાના પડખાંને પોતાના બિછાણાઓથી જુદા રાખતા હતા (અર્થાત્ તહજ્જુદ પઢતા હતા). બસ, આ લોકો ઊઠશે અને હિસાબ–કિતાબ વગર

જન્નતમાં દાખલ થઈ જશે અને આ લોકો સંખ્યામાં ઓછા હશે. પછી તમામ લોકોના હિસાબ–કિતાબનો હુકમ કરવામાં આવશે.

*(બયહકી–મિશ્કાત શરીફ–કલામે નુબુવ્વત : ૧/૩૯૯)*

(૧૭) જો રાતે તહજ્જુદ પઢવાનું રહી જાય તો પછી દિવસે એની તલાફી કરી શકાય છે. આ તલાફીના સિલસિલામાં વિવિધ રિવાયતો આવેલી છે. હઝરત આયશા (રદિ.) ફરમાવે છે કે જો હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નો કદી તકલીફ વગેરેના કારણે રાતનો વઝીફો રહી જતો તો દિવસે બાર રકા'તો પઢતા હતા. હઝરત ઉમર (રદિ.) ફરમાવે છે કે જે માણસનો પૂરો યા થોડોક વઝીફો પઢવાનો રહી જાય અને તે એને ફજર અને ઝોહરની નમાઝ દરમ્યાન પઢી લે તો એ રાતે પઢવા સમાન લેખાશે. એટલે કે જે સવાબ રાતે પઢવા પર મળત તે જ સવાબ હવે પણ મળશે.

*(મુસ્લિમ શરીફ–કલામે નુબુવ્વત : ૧/૩૯૦)*

જે માણસ રાતે તહજ્જુદ ન પઢી શકયો તો જો તે ઝવાલથી પહેલાં બાર રકા'ત પઢી લેશે તો ઈન્શાઅલ્લાહ તહજ્જુદનો સવાબ મળી જશે.

*(ફતાવા મહમૂદિય્યહ : ૨/૭૩)*

(૧૮) રાતે સૂતી વખતે તહજ્જુદ માટે જાગવાની નિય્યત કરે, કારણ કે જો આંખ ન ખુલી તો પણ અલ્લાહ તઆલા આ ઈરાદા પર તહજ્જુદનો સવાબ અતા ફરમાવશે. હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નો ઈરશાદ છે કે જ્યારે કોઈ માણસ તહજ્જુદના ઈરાદે બિસ્તર પર સૂઈ જાય છે અને પછી ઊંઘના વર્ચસ્વના કારણે ઊઠી ન શકે, અહિંયા સુધી કે સવાર પડી જાય તો અલ્લાહ તઆલા એની નિય્યતનો સવાબ પણ અતા ફરમાવે છે અને એનું સૂવું અલ્લાહ તઆલા તરફથી સદકો બની જાય છે.

*(ફઝાઈલે તહજ્જુદ : ૧૧૮)*

(૧૯) રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) રાતે જ્યારે નમાઝે તહજ્જુદ માટે ઊભા થતા તો પ્રથમ હલકી હલકી બે રકા'તો પઢતા હતા.

*(સહીહ મુસ્લિમ)*

અમુક વિવરણકારોએ લખ્યું છે કે આપ કદાચ આ પ્રમાણે એટલા માટે

કરતા હતા કે પ્રથમ હલકી હલકી બે રકા'તો પઢવાથી તબીઅતમાં ચુસ્તી અને સ્ફૂર્તિ ઉત્પન્ન થઈ જાય તો એ પછી લાંબી કિરાઅત સાથે નમાઝ પઢી શકાય.

(૨૦) હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નો આ ઈરશાદ પણ નકલ થયો છે કે જ્યારે તમારામાંથી કોઈ રાતે નમાઝ માટે ઊઠે તો પ્રથમ હલકી હલકી બે રકા'તો પઢીને નમાઝ શરૂ કરે. *(મુસ્લિમ શરીફ)*

(૨૧) હઝરત બરાઅ બિન આઝિબ (રદિ.) બયાન કરે છે કે જનાબ રસૂલે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું, જ્યારે તમે સૂવાનો ઈરાદો કરો તો નમાઝના જેવું વુઝૂ કરીને પથારી ઉપર જમણા પાસા એ સૂઈ જાવ અને ફરી આ કલામ પઢવાનું રાખો :

اَللّٰهُمَّ اَسْلَمْتُ نَفْسِىْ اِلَيْکَ
وَوَجَّهْتُ وَجْهِىَ اِلَيْکَ وَفَوَّضْتُ
اَمْرِىْ اِلَيْکَ وَلَجَئْتُ ظَهْرِىْ
اِلَيْکَ رَغْبَةً وَّرَهْبَةً اِلَيْکَ
لَامَلْجَاَ وَلَامَنْجَاَ مِنْکَ اِلَّا اِلَيْکَ ط
اَللّٰهُمَّ اٰمَنْتُ بِکِتَابِکَ الَّذِىْ
اَنْزَلْتَ وَنَبِيِّکَ الَّذِىْ اَرْسَلْتَ ط

**"અલ્લાહુમ્મ અસ્લમ્તુ નફસી ઈલય્ક વ વજ્જહ્તુ વજ્હિ-ય ઈલય્ક વ ફવ્વઝ્તુ અમ્રી ઈલય્ક વ લજઅ્તુ ઝહ્રી ઈલય્ક રગ્બતંવ્વ રહ્બતન્ ઈલય્ક લા મલ્જ-અ વલા મન્જ-અ મિન્ક ઈલ્લા ઈલય્ક અલ્લાહુમ્મ આમન્તુ બિકિતાબિકલ્લઝી અન્ઝલ્ત વ નબિય્યિકલ્લઝી અર્સલ્ત."**

**અર્થ :** યા અલ્લાહ ! મેં મારી જાતને તારા હવાલે કરી અને મેં મારા રૂખને અને મારી જાતને તારા તરફ એકધ્યાન કર્યાં અને મારા સર્વે કાર્યો તને સોંપ્યાં ને મેં તારો જ આસરો લીધો. મારું વલણ અને મારી આશાઓ પણ તારા ઉપર જ અવલંબિત છે. તારો જ ડર મને લાગેલો રહે છે ને તારી પકડ અને તારા અઝાબથી બચવા તારી ઝાત સિવાય કોઈ બચાવની જગ્યા નથી; ન કોઈ છુટકારાનો માર્ગ છે, પરંતુ તારા ગઝબથી બચવા માટે તારી રહમત વગર અને તારી પકડથી બચવા માટે તારી માફી વિના બીજો કોઈ આરો નથી. હે અલ્લાહ ! હું તારી ઉતારેલ કિતાબ ઉપર અને તેં મોકલેલ નબી ઉપર ઈમાન રાખું છું.

જે માણસ ઉપરનાં કલામ પઢી સૂઈ જશે, ને પછી કંઈ વાત ન કરશે તો એવો માણસ જો તે જ રાત્રે મરી જશે તો તેની મોત ફિતરતે સલીમા ઉપર થશે. *(બુખારી, મુસ્લિમ વગેરે)*

તિરમિઝીની રિવાયત છે કે જો એ માણસ એ જ રાતે મરી જશે તો જન્નતમાં જશે.

(૨૨) અમીરુલ મુઅમિનીન હઝરત અલી (રદિ.) બયાન કરે છે કે જનાબ નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું, તહજ્જુદ પઢનાર બંદાઓને જન્નતના પોષાક અને પાંખવાળા સોનાના ઘોડાઓ આપવામાં આવશે, એ ઘોડાની લગામો મોતી અને માણેકની હશે. એ ઘોડાઓ મળમૂત્રથી પવિત્ર હશે. તહજ્જુદ પઢનારાઓ એ ઘોડાઓ ઉપર સવાર થઈ જ્યાં ચાહશે ત્યાં ઉડતા અને સહેલ કરતા ફરશે. એ લોકોને એ હાલતમાં જોઈ બીજા લોકો પૂછશે, ''હે રબ ! તારા એ બંદા કોણ છે ? એ લોકો એ મરતબે કેવી રીતે પહોંચ્યા ?'' તો તેમને જવાબ મળશે કે, એ લોકોને એ મરતબો રાતની ઈબાદતના બદલામાં મળ્યો છે, જ્યારે તમે સૂતા પડયા

રહેતા હતા તો એ તહજ્જુદની નમાઝ પઢયા કરતા હતા.''

*(ઈબ્ને અબીદુન્યા)*

**મસાઈલ :**

(૧) રાતનો અંતિમ ભાગ તહજ્જુદનો અફઝલ સમય છે. એની ઓછામાં ઓછી બે રકા'તો અને વધુમાં વધુ બાર રકા'તો છે.

*(બુખારી, મુઅત્તા ઈમામ માલિક)*

(૨) પસંદનીય અને સર્વસંમત કથન અનુસાર વધુમાં વધુ આઠ રકા'ત છે. *(શામી)*

(૩) રાતે ઊઠવાની હિંમત ન હોય તો ઈશાની નમાઝ બાદ જ તહજ્જુદની નિય્યતે થોડીક રકા'તો પઢી લે, પરંતુ સવાબમાં કમી થઈ જશે. સૂઈને ઊઠીને તહજ્જુદ પઢવી અફઝલ છે. *(શામી)*

(૪) જો કોઈ માણસે શરૂ રાતમાં ઈશા પછી તહજ્જુદની નિય્યતે ચાર યા આઠ રકા'ત પઢી લીધી અને રાતના અંતભાગમાં જાગી ગયો તો પણ તહજ્જુદની નિય્યતે નવાફિલ પઢી શકે છે, કારણ કે એક રિવાયતથી અમલી રીતે બારથી વધુ; પરંતુ મર્યાદિત અને મૌખિક રીતે (કવ્લન) અમર્યાદિત તહજ્જુદની રકાતો સાબિત છે, એટલે કે તહજ્જુદની રકા'તોની એવી કોઈ હદ નથી, જેના પછીની નમાઝને તહજ્જુદ ન કહી શકાય.

*(બવાદિરુન્નવાદિર : ૧/૧૦૩)*

(૫) તહજ્જુદની નમાઝ મુસ્તહબ છે. ફુકહાએ કિરામે તેની રાતના મુસ્તહબ્બાતમાં ગણના કરી છે.

(૬) જે માણસ તહજ્જુદ પઢવા ટેવાયેલો હોય, એણે કોઈ પ્રકારની મજબૂરી વગર તહજ્જુદને છોડવી મકરૂહ છે.

(૭) ''મુફતા બિહી'' કથન અનુસાર તહજ્જુદની નમાઝમાં બે–બે રકા'તો પઢવી અફઝલ છે. જો કે ચારની પણ નિય્યત કરી શકાય છે.

(૮) રાતનાં અંતિમ ત્રીજા ભાગમાં નમાઝે તહજ્જુદ પઢવી વધુ અફઝલ છે.

(૯) જે માણસને પોતાની ઝાત પર રાતે ઊઠવાનો–જાગી જવાનો વિશ્વાસ

હોય તો તેણે રાતના અંતભાગમાં તહજ્જુદની નમાઝ સાથે વિત્ર પઢવા મસ્નૂન છે.

(૧૦) વિત્ર જો તહજ્જુદ પછી પઢે તો વિત્ર પછી કોઈ નફલ નમાઝ ન પઢે, અહિંયા સુધી કે ફજરની નમાઝનો સમય થઈ જાય તો ફજરના સુન્નત અને ફજરના ફર્ઝ અદા કરે.

## તહજ્જુદ માટે ઊઠવાના અસ્બાબ :

હુજ્જતુલ ઈસ્લામ હઝરત ઈમામ ગઝાલી (રહ.)એ નમાઝે તહજ્જુદ પઢવા માટે રાતે ઊઠવાના ત્રણ જાહેરી અસ્બાબ બયાન ફરમાવ્યા છે :

(૧) ખાણું વધુ ખાવું નહિ, એનાથી પુષ્કળ પાણી પીવાશે અને ઊંઘ ઘણી આવશે.

(૨) દિવસે એવાં કષ્ટદાયી અને પરિશ્રમભર્યા કામ ન કરે જેનાથી થાકીને ચૂર થઈ જવાય અને અવયવો સુસ્ત પડી જાય. એનાથી ખૂબ ઊંઘ આવે છે.

(૩) દિવસે ગુનાહોથી પરહેઝ કરે, એનાથી દિલ સખત થઈ જાય છે અને ગુનાહ રહમતના અસ્બાબ તથા બંદાના દરમિયાન અવરોધરૂપ બને છે.

## નમાઝે તૌબા

જ્યારે કોઈ માણસ અનિષ્ટ, અશ્લીલ અને ગુનાહિત કૃત્યનું આચરણ કરી બેસે તો તરત જ ઊભો થઈ જાય અને ગુનાહથી (પાક થવાની નિય્યતે) સારી રીતે ગુસલ યા વુઝૂ કરે, પછી બે રકા'ત નફલ ''નમાઝે તૌબા'' પઢે અને નમાઝ પછી ખૂબ કાકલૂદીપૂર્વક, રડી—કકડીને તૌબા કરે અને પોતાના કૃત્ય પર પસ્તાવો જાહેર કરે તથા ભવિષ્યમાં એવું કૃત્ય ન કરવાનો મક્કમ નિર્ધાર કરે અને અલ્લાહ તઆલાથી મગફિરત તલબ કરે તો આ રીતે કરવાથી અલ્લાહ તઆલાના ફઝલથી તે ગુનાહ માફ થઈ જાય છે.

*(હિસ્ને હસીન—બેહિશ્તી ઝેવર)*

**ફઝીલત :**

(૧) હઝરત અબૂબક્ર સિદ્દીક (રદિ.)થી રિવાયત છે કે રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો કે જો કોઈ માણસથી કોઈ ગુનાહ થઈ જવા પામે, પછી તે વુઝૂ કરીને નમાઝ પઢે અને ત્યાર બાદ અલ્લાહ તઆલાથી મગફિરત માંગે તો અલ્લાહ તઆલા તેને માફ ફરમાવી દેશે. પછી આપે આ આયતે શરીફહ તિલાવત ફરમાવી :

وَالَّذِيْنَ اِذَا فَعَلُوْا فَاحِشَةً اَوْظَلَمُوْٓا...... (ال عمران ٣:١٣٥)

(**અર્થ :** અને જ્યારે એમનાથી કોઈ ખુલ્લું ગુનાહનું કૃત્ય થઈ જાય છે અથવા તેઓ પોતાના હકમાં કોઈ ખોટું કામ કરી લે છે તો તરત જ અલ્લાહ તઆલાનો ઝિક્ર કરે છે અને પોતાના ગુનાહોની માફી માંગવા લાગે છે અને અલ્લાહ તઆલા સિવાય કોણ ગુનાહોને માફ કરી શકે છે ? અને તેઓ પોતાના (ખોટા) કૃત્યો પર જાણીબૂઝીને અડી પણ રહેતા નથી.

*(સૂરએ આલિ ઈમરાન : ૧૩૫)*

*(તિરમિઝી : ૧/૫૪, ઈબ્ને માજહ : ૧૦૧, તરગીબ વ તરહીબ)*

**નિય્યત :** હું અલ્લાહ તઆલાના વાસ્તે સલાતે તવબાની બે રકા'ત નફલ નમાઝ પઢવાની નિય્યત કરું છું, મુખ મારું કા'બા શરીફ તરફ, અલ્લાહુ અકબર.

પ્રસંગને અનુરૂપ હદીસ શરીફની રોશનીમાં, તવબાનો અન્ય તરીકો, તવબાની દુઆઓ અને તવબાની ફઝીલતનું વર્ણન પણ યોગ્ય અને હિતકર જણાય છે.

(૧) જ્યારે પણ કોઈ ખતા થઈ જવા પામે અથવા નાનો–મોટો ગુનાહ થઈ જાય અને અલ્લાહ તઆલાથી તવબા કરવા ચાહે તો અલ્લાહ તઆલા તરફ મુતવજ્જેહ (ધ્યાનસ્થ) થાય અને બંને હાથ અલ્લાહ તઆલા તરફ ઉઠાવીને આ દુઆ પઢે :

اَللّٰهُمَّ اِنِّیْ اَتُوْبُ اِلَیْکَ مِنْهَا
لَا اَرْجِعُ اِلَیْهَا اَبَدًا ؕ

(**અર્થ :** હે અલ્લાહ ! હું તારી સામે આ (ખતા યા ગુનાહ)થી તૌબા કરું છું અને (સંકલ્પ કરું છું કે) હવે પછી કદાપિ આ (ખતા યા ગુનાહ) નહિ કરું.)

હદીસ શરીફમાં છે કે જે માણસ આ રીતે તૌબા કરશે તો એના ગુનાહ માફ કરી દેવાશે, શર્ત આ છે કે બીજી વાર તે જ ગુનાહ ન કરે. *(હિસ્ન)*

**(૨) કોઈ ભયંકર અપરાધ થઈ જવા પામે તો આ શબ્દો ત્રણવાર પઢે :**

اَللّٰهُمَّ مَغْفِرَتُکَ اَوْسَعُ مِنْ
ذُنُوْبِیْ وَرَحْمَتُکَ اَرْجٰی عِنْدِیْ
مِنْ عَمَلِیْ ؕ

(**અર્થ :** હે અલ્લાહ ! તારી મગરિફત મારા ગુનાહોથી ઘણી જ વિશાળ છે અને મને પોતાના અમલની સરખામણીમાં તારી રહમતની ઘણી વધારે ઉમ્મીદ છે.)

હદીસ શરીફમાં આવ્યું છે કે એક માણસ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ખિદમતમાં (રડતો—કકડતો) ''હાય મારા ગુનાહ... હાય મારા ગુનાહ'' કહેતો કહેતો આવ્યો. આપે (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) તે માણસને ઉપર્યુક્ત દુઆ શીખવાડી. તેણે એ જ પ્રમાણે દુઆ કરી. આપે ફરમાવ્યું : ''બીજી વાર કહો.'' તેણે બીજી વાર આ જ શબ્દો કહ્યા. આપે

ફરમાવ્યું : ‘‘ત્રીજી વાર કહો.’’ તેણે ત્રીજી વાર આ જ શબ્દો કહ્યા. ત્યાર બાદ આપે ફરમાવ્યું : ‘‘ઊઠો, જાઓ, અલ્લાહ તઆલાએ (તમારા ગુનાહ) માફ કરી દીધાં.’’ *(હિસ્ન)*

(૩) એક માણસ રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની ખિદમતમાં હાજર થયો અને અરજ કરી : યા રસૂલલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ! અમારામાંથી કોઈ માણસ ગુનાહ કરી બેસે છે (તો શું થાય છે ?) હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : (તેના આ'માલનામામાં) લખી દેવાય છે. તેણે અરજ કરી : પછી તે આ ગુનાહથી તવબા અને ઈસ્તિગફાર કરી લે છે તો ? ફરમાવ્યું : તેની તવબા કબૂલ કરી લેવાય છે અને તેને માફ કરી દેવાય છે. તે માણસે અરજ કરી : બીજી વાર તે જ ગુનાહ કરી લે છે તો ? ફરમાવ્યું : ફરી એના શિરે લખી દેવામાં આવે છે. તેણે અરજ કરી : ફરી તે તવબા અને ઈસ્તિગફાર કરી લે છે તો ? આપે (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ફરમાવ્યું : ફરી એની તવબા કબૂલ કરી લેવાય છે અને એની મગફિરત કરી દેવાય છે અને (તમે યાદ રાખો) અલ્લાહ તઆલા (મગફિરતથી) થાકતો નથી, તમે જ થાકી જાઓ તો થાકી જાઓ (અર્થાત્ તમે તવબાથી થાકી જાઓ તો જુદી વાત છે). *(હિસ્ન)*

## સલાતુલ હાજત

જ્યારે કોઈ દીની યા દુન્યવી હાજત, જરૂરત અને મુશ્કેલી પેશ આવે તો અલ્લાહ તઆલાથી માંગવા માટે બે રકા'ત નફલ નમાઝ પઢવામાં આવે છે, તેને સલાતુલ હાજત કહે છે.

દરેક મુસલમાને માત્ર અલ્લાહ તઆલાને જ પોતાનો હાજત–રવા (કાર્યસાધક) અને મુશ્કિલ–કુશા (સંકટ નિવારક) માનવો જોઈએ અને જ્યારે કોઈ હાજત કે મુશ્કેલી પેશ આવે તો એનાથી જ મદદ માંગવી જોઈએ. એનો બેહતરીન તરીકો આ છે કે અત્યંત ખુશૂઅ અને ખુઝૂઅ સાથે બે રકા'ત નફલ નમાઝ પઢીને ખૂબ નમ્રતા, રૂદન અને કાકલૂદીપૂર્વક દુઆ કરી લે તો અલ્લાહ તઆલા મુશ્કેલી દૂર ફરમાવી દેશે યા જરૂરત પૂરી ફરમાવશે :

**વહ એક સિજદા જિસે તૂ ગિરાં સમઝતા હૈ,**
**હઝાર સિજદોંસે દેતા હૈ આદમીકો નજાત !**

**ફઝાઈલ :** (૧) હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબી અવફ (રદિ.)થી રિવાયત છે કે હુઝૂર નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે જે માણસને અલ્લાહ તઆલાથી કોઈ હાજત યા કોઈ ઈન્સાનથી કોઈ જરૂરત હોય તો તેને જોઈએ કે વુઝૂ કરે અને સારી રીતે વુઝૂ કરે. પછી બે રકા'ત નમાઝ પઢીને અલ્લાહ તઆલાની તારીફ બયાન કરે અને નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) પર દુરૂદ પઢે અને પછી અલ્લાહ તઆલાથી આ શબ્દોમાં દુઆ માંગે :

لَآاِلٰهَ اِلَّا هُوَالْحَلِيْمُ الْكَرِيْمُ ط
سُبْحَانَ اللّٰهِ رَبِّ الْعَرْشِ
الْعَظِيْمِ ط اَلْحَمْدُلِلّٰهِ رَبِّ الْعَالَمِيْنَ ط
اَسْئَلُكَ مُوْجِبَاتِ رَحْمَتِكَ
وَعَزَائِمَ مَغْفِرَتِكَ وَالْغَنِيْمَةَ
مِنْ كُلِّ بِرٍّ وَّالسَّلَامَةَ مِنْ كُلِّ
اِثْمٍ ط لَاتَدَعْ لِىْ ذَنْبًا اِلَّاغَفَرْتَهٗ
وَلَا هَمًّا اِلَّا فَرَّجْتَهٗ وَلَاحَاجَةً

هِيَ لَكَ رِضًا اِلَّا قَضَيْتَهَا يَا اَرْحَمَ الرَّاحِمِيْنَ ط

**લા ઈલા-હ ઈલ્લા હુવલ હલીમુલ કરીમ. સુબ્હાનલ્લાહિ રબ્બિલ અર્શિલ અઝીમ. અલ્હમ્દુ લિલ્લાહિ રબ્બિલ આલમીન. અસ્અલુ-ક મૂજિબાતિ રહ્‌મતિક, વ અઝાઈ-મ મગ્ફિરતિક, વલ ગનીમ-ત મિન કુલ્લિ બિર્રિન, વસ્સલામ-ત મિન કુલ્લિ ઈષ્મિન્, લા તદઅ્ લી ઝમ્બન્ ઈલ્લા ગફર્તહૂ વલા હમ્મન્ ઈલ્લા ફર્રજ્તહૂ વલા હાજતન્ હિ-ય લ-ક રિઝન્ ઈલ્લા કઝય્તહા યા અરહમર્રાહિમીન !**

(**અર્થ :** અલ્લાહ તઆલા સિવાય કોઈ મા'બૂદ નથી, જે હલીમ–સહનશીલ અને કરીમ છે. અલ્લાહ તઆલા પાક છે, જે મહાન અર્શનો રબ છે અને તમામ પ્રકારની તારીફો અલ્લાહ તઆલા માટે છે, જે તમામ જગતોનો પાલનહાર છે. હે અલ્લાહ તઆલા ! હું તારાથી તારી રહમતને વાજિબ કરનારી ચીજોનો અને તારી મગફિરતને જરૂરી કરનારી ચીજોનો સવાલ કરું છું. ઉપરાંત, દરેક ભલાઈમાં પોતાનો ભાગ અને દરેક ગુનાહથી સલામતી ચાહું છું. હે અરહમુર્રાહિમીન ! મારો કોઈ ગુનાહ માફ કર્યા વગર અને કોઈ રંજ દૂર કર્યા વગર અને કોઈ હાજત–જે તને પસંદ હોય–પૂરી કર્યા વગર છોડીશ નહિ.)

ત્યાર બાદ દુનિયા અને આખિરતની ચીજોમાંથી જે ચાહે તેનો સવાલ કરે. *(મઆરિફુલ હદીસ, મિશ્કાત, તિરમિઝી :/૬૩, ઈબ્ને માજહ : ૧૦૦)*

(૨) હઝરત અબૂદરદાઅ (રદિ.)થી રિવાયત છે કે નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું, જેણે સારી રીતે વુઝૂ કર્યું, પછી ખુશૂઅ્ અને ખુઝૂઅ્ સાથે બે રકા'ત નમાઝ પઢી તો અલ્લાહ તઆલા તેના સવાલને વહેલો યા મોડો (જેવી રીતે ચાહશે તેવી રીતે) પૂરો ફરમાવશે.

*(મુસ્નદે અહમદ)*

(૩) હઝરત હુઝયફા (રદિ.)થી રિવાયત છે કે રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નો ખાસ દસ્તૂર અને મા'મૂલ (નિત્યક્રમ) હતો કે આપને જ્યારે કોઈ ફિકરચિંતા લાગુ પડતી અને કોઈ અહમ મામલો પેશ આવતો તો આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) નમાઝમાં મશગૂલ થઈ જતા.

*(મઆરિફુલ હદીસ, સુનને અબૂ દાવૂદ)*

બે રકા'ત સલાતે હાજત પઢીને સલાતે હાજતની દુઆ પઢવું પણ જલદી હાજત પૂરી થવાનો ઝરીઓ છે. *(શામી : ૧/૩૮૪–કશ્કોલે મઅરિફત : ૫૦૯)*

**નિય્યત :** હું અલ્લાહ તઆલાના વાસ્તે સલાતુલ હાજતની બે રકા'ત નફલ નમાઝ પઢવાની નિય્યત કરું છું, મુખ મારું કિબ્લા તરફ, અલ્લાહુ અકબર.

## સલાતુત્તસ્બીહ

અહાદીસે શરીફહમાં સલાતુત્તસ્બીહની ઘણી જ ફઝીલત, બરકત અને તાસીર બયાન કરવામાં આવી છે.

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ (રદિ.)થી રિવાયત છે કે રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ એક દિવસ પોતાના કાકા હઝરત અબ્બાસ ઈબ્ને મુત્તલિબ (રદિ.)ને ફરમાવ્યું :

હે અબ્બાસ ! હે મારા માનવંત કાકા ! શું હું આપની ખિદમતમાં એક મૂલ્યવાન ભેટ અને એક કિંમતી તોહફો પેશ કરું ? શું હું આપને એક ખાસ, લાભદાયી વાત બતાવું ? શું હું આપને દસ કામ અને આપની દસ ખિદમતો કરું ? (અર્થાત્ આપને એક એવો અમલ બતાવું, જેનાથી આપને દસ મહાન લાભો પ્રાપ્ત થાય  તે એવો અમલ છે કે) જ્યારે આપ તેને કરશો તો અલ્લાહ તઆલા આપના તમામ ગુનાહો માફ કરી દેશે : આગલા પણ અને પાછલા પણ, જુના પણ અને નવા પણ, ભૂલચૂકથી થયેલાં પણ અને ઈરાદાપૂર્વક કરેલાં પણ, નાના પણ અને મોટા પણ, છાની રીતે થયેલાં પણ અને છડેચોક–જાહેરમાં થયેલાં પણ, (તે અમલ સલાતુત્તસ્બીહ છે અને તેની રીત આ છે કે)........

* આપ (એક સલામથી) ચાર રકા'ત પઢો અને દરેક રકા'તમાં સૂરએ ફાતિહા અને બીજી કોઈ સૂરહ પઢો.

* પછી જ્યારે આપ પહેલી રકા'તમાં કિરા'તથી ફારિગ થઈ જાઓ તો કિયામની જ હાલતમાં (રુકૂઅ પહેલાં) પંદર વાર આ (શબ્દો) પઢો :

سُبْحَانَ اللّٰهِ وَالْحَمْدُ لِلّٰهِ وَلَآ اِلٰهَ
اِلَّا اللّٰهُ وَاللّٰهُ اَكْبَرُ ط

**સુબ્હાનલ્લાહિ વલ્હમ્દુ લિલ્લાહિ વલા ઈલા-હ ઈલ્લલ્લાહુ વલ્લાહુ અકબર.**

* ત્યાર બાદ રુકૂઅ કરો અને રુકૂઅમાં પણ (રુકૂઅની તસ્બીહ પછી) આ જ કલિમાત દસ વાર પઢો.

* પછી રુકૂઅથી ઊઠીને કવ્મહમાં પણ (ઊભા ઊભા) આ જ કલિમાત દસ વાર પઢો.

* પછી સિજદામાં ચાલ્યા જાઓ અને સિજદામાં પણ (સિજદાની તસ્બીહ પછી) આ કલિમાત દસ વાર પઢો.

* પછી સિજદાથી ઊઠીને જલસામાં (અલ્લાહુ અકબર કહ્યા પછી બેઠા બેઠા) આ જ કલિમાત દસ વાર પઢો.

* પછી બીજા સિજદામાં પણ આ જ કલિમાત દસ વાર પઢો.

* પછી (બીજા) સિજદામાંથી ઊઠીને (બેસી જાઓ અને ઊભા થતાં પહેલાં, જલસામાં) પણ આ જ કલિમાત દસ વાર પઢો.

* (એ પછી તકબીર કહ્યા વગર બીજી રકા'ત માટે જલસહમાંથી ઊભા થઈ જાઓ અને કિયામ કરો) આ તરતીબથી આ કલિમાત દરેક રકા'તમાં પંચોતેર (૭૫) વખત પઢો અને આ રીતે ચાર રકા'ત (માં ત્રણ સો વખત) પઢો.

(આ તરતીબ બતાવ્યા પછી આપે (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ફરમાવ્યું : હે મારા કાકાજાન ! જો આપથી બની શકે તો દરરોજ આ નમાઝ પઢયા કરજો. જો દરરોજ ન પઢી શકાય તો દરેક જુમ્અહના દિવસે (અર્થાત્ અઠવાડિયામાં એકવાર) પઢયા કરજો. જો આ પણ અશકય હોય તો મહિનામાં એકવાર પઢજો અને જો આ પણ અશકય હોય તો વર્ષમાં એકવાર પઢજો અને જો એ પણ શકય ન હોય તો કમસે કમ આખા જીવનમાં એક વાર તો અવશ્ય પઢજો જ પઢજો.

*(અબૂ દાવૂદ, ઈબ્ને માજહ, બયહકી, તિરમિઝી, મઆરિફુલ હદીસ)*

## સલાતુત્તસ્બીહનો બીજો તરીકો

આ નમાઝ પઢવાનો બીજો તરીકો આ છે કે પહેલી રકા'તમાં સના પછી અને સૂરએ ફાતિહા પહેલાં મજકૂર કલિમાતને પંદર વખત પઢે. પછી સૂરએ ફાતિહા અને બીજી સૂરહ પઢયા પછી દસ વખત પઢે. પછી રુકૂઅમાં આ જ તસ્બીહ દસ વખત, કવ્મહમાં દસ વખત, બંને સિજદાઓમાં અને બંને સિજદાઓ દરમિયાન દસ–દસ વખત પઢે. આ એક રકા'ત થઈ ગઈ. બીજી રકા'તમાં સૂરએ ફાતિહાથી પહેલાં પંદર વખત અને સૂરએ ફાતિહા તથા બીજી સૂરહ પછી દસ વખત પઢે. પછી પહેલી રકા'તની જેમ બીજા મકામાત (સ્થળો)માં દસ–દસ વખત પઢે. આ જ પ્રમાણે ત્રીજી અને ચોથી રકા'ત પણ પઢે.

આ બંને તરીકા તિરમિઝી શરીફ (૧/૬૩–૬૪)માં મવજૂદ છે. જેનું જે રીતે મન ચાહે તે રીતે પઢે. ઉલમાએ કિરામે લખ્યું છે કે બંને તરીકાઓ પર અમલ કરી લેવો બેહતર છે. હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મુબારક (રહ.) જે ઈમામ અબૂ હનીફા (રહ.)ના શાગિર્દ અને ઈમામ બુખારી (રહ.)ના ઉસ્તાઝોના ઉસ્તાઝ છે તેઓ આ નમાઝને આ બીજા નંબરે વર્ણવાયેલા તરીકા અનુસાર પઢયા કરતા હતા.

### હદીસનું વિવરણ :

હદીસની કિતાબોમાં સહાબએ કિરામ (રદિ.)એ નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)થી સલાતુત્તસ્બીહની તાલીમ અને તલકીન

રિવાયત કરેલી છે. ઈમામ તિરમિઝી (રહ.)એ રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના ખાદિમ અને આઝાદ કરેલા ગુલામ હઝરત રાફિઅ (રદિ.)ની રિવાયત પોતાની સનદથી નકલ કર્યા પછી લખ્યું છે કે એમના સિવાય હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ, હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અમ્ર અને ફઝલ ઈબ્ને અબ્બાસ (રદિ.)એ પણ એને રિવાયત કરી છે. હાફિઝ ઈબ્ને હજર (રહ.)એ પોતાની કિતાબ ''અલ ખિસાલુલ મુકફ્ફરહ''માં સલાતુત્તસ્બીહની રિવાયતો અને એમની સનદી હેસિયત પર વિસ્તારપૂર્વક ચર્ચા કરીને લખ્યું છે કે આ હદીસ કમસે કમ 'હસન'' (અર્થાત્ સિહ્હતની દૃષ્ટિએ બીજા નંબરની) જરૂર છે. અમુક તાબિઈન અને તબ્એ તાબિઈન હઝરાતથી (જેમાં અબ્દુલ્લાહ ઈબ્ને મુબારક જેવા જલીલુલ કદ્ર ઈમામ પણ સમાવિષ્ટ છે.) સલાતુત્તસ્બીહનું પઢવું અને એની ફઝીલત બયાન કરીને એની પ્રેરણા આપવું પણ સાબિત છે અને આ વાતની સ્પષ્ટ દલીલ છે કે આ હઝરાતના નજીક પણ ''સલાતુત્તસ્બીહ''ની તલકીન અને તરગીબની હદીસ રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)થી સાબિત હતી અને ત્યાર પછીના જમાનામાં તો આ સલાતુત્તસ્બીહ મોટા ભાગના નેક બુઝુર્ગોનો મામૂલ રહ્યો છે. *(મઆરિફુલ હદીસ : ૩/૩૭૧)*

## બુઝુર્ગોનો મામૂલ :

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ (રદિ.) આ નમાઝ દરેક જુમ્અહના દિવસે પઢયા કરતા હતા. અબુલ જવઝ તાબિઈ (રહ.) દરરોજ ઝોહરની અઝાન થતાંવેંત મસ્જિદે જતા હતા અને જમાઅત ઊભી થતા સુધીમાં પઢી લેતા હતા. હઝરત અબ્દુલ અઝીઝ ઈબ્ને અબી રવ્વાદ (રહ.) ફરમાવતા હતા કે જેને જન્નત જોઈતી હોય તેણે સલાતુત્તસ્બીહને મજબૂત પકડી લેવી જોઈએ. અબૂ ઉસ્માન ખયરી (રહ.) ફરમાવ્યા કરતા કે મુસીબતો, મૂંઝવણો અને ચિંતાઓને દૂર કરવા માટે સલાતુત્તસ્બીહ જેવી બેહતર ચીઝ મેં જોઈ નથી *(આઈન–એ નમાઝ)*

## ફઝાઈલ :

(૧) રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ પોતાના એક સહાબી હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અમ્ર (રદિ.)ને ''સલાતુત્તસ્બીહ''ની તલકીન કર્યા પછી એમને ફરમાવ્યું :

‘‘થોડીવાર માટે માની લો કે જો તમે દુનિયાના સૌથી મોટા ગુનેહગાર હશો તો પણ આ નમાઝની બરકતથી અલ્લાહ તઆલા તમારી મગફિરત ફરમાવી દેશે.’’ *(સુનને અબૂ દાવૂદ, મઆરિફુલ હદીસ : ૩/૩૭૨)*

(૨) હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ પોતાના પિતરાઈ ભાઈ હઝરત જઅફર (રદિ.)ને પણ સલાતુત્તસ્બીહની તલકીન ફરમાવી હતી. અલબત્ત, આ હદીસમાં મજકૂર ચાર કલિમાતની સાથે ‘‘લા હવ્લ વલા કુવ્વ–ત ઈલ્લા બિલ્લાહિલ અલિય્યિલ અઝીમ’’ પણ આવ્યું છે, (જેથી એને પણ મિલાવી લેવામાં આવે તો બેહતર છે.)

**નિય્યત :** હું અલ્લાહ તઆલાના વાસ્તે સલાતુત્તસ્બીહની ચાર રકા’ત નફલ નમાઝ પઢવાની નિય્યત કરું છું, મુખ મારું કિબ્લા તરફ, અલ્લાહુ અકબર.

## સલાતુત્તસ્બીહમાં પઢાતા કલિમાતની ફઝીલત :

ઉપરોક્ત તસ્બીહની ફઝીલત વિવિધ હદીસોમાં નીચે પ્રમાણે આવેલી છે :

(૧) આ ચાર કલિમાત (બોલ) અલ્લાહ તઆલાને સૌથી વધુ પ્યારા છે.

(૨) આ ચારેવ કલિમાતને જે માણસ પઢતો રહેશે, તેના માટે આ કલિમાતના પ્રત્યેક અક્ષરના બદલામાં દસ નેકીઓ લખાય જશે.

(૩) હુઝૂર રસૂલે પાક સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું, આ ચાર કલિમાતનું પઢવું, દરેક તે વસ્તુથી મને વધુ પસંદ છે, જેના પર સૂરજ ઊગે છે. (એટલે કે, દુનિયા અને દુનિયામાંની બધી જ વસ્તુઓથી મહબૂબ છે.)

(૪) કુર્આન મજીદ પછી આ સૌથી અફઝલ કલામ છે અને હકીકતમાં તો આ કુર્આનના જ કલિમાત છે.

(૫) જન્નતની માટી ઘણી જ ઉમદા છે અને પાણી ઘણું જ મીઠું. જન્નત એક ખાલી મેદાન છે અને એના છોડવા આ ચાર કલિમાત જ હોય છે.(જે માણસ જેટલા વધુ પ્રમાણમાં એને પઢતો રહે છે એટલા જ પ્રમાણમાં એની જન્નત હરિયાળી અને લીલીછમ રહે છે.)

فِي الْأَرْضِ وَابْتَغُوْا مِنْ فَضْلِ اللّٰهِ وَاذْكُرُوا اللّٰهَ كَثِيْرًا
لَّعَلَّكُمْ تُفْلِحُوْنَ ﴿١٠﴾ وَاِذَا رَاَوْا تِجَارَةً اَوْ لَهْوَا انْفَضُّوْٓا
اِلَيْهَا وَتَرَكُوْكَ قَآئِمًا ؕ قُلْ مَا عِنْدَ اللّٰهِ خَيْرٌ مِّنَ اللَّهْوِ وَمِنَ
التِّجَارَةِ ؕ وَاللّٰهُ خَيْرُ الرّٰزِقِيْنَ ﴿١١﴾ ع (الجمعة ٦٢:١١، پارہ ٢٨)

ایاتها ١١ | ٦٣ سُوْرَةُ الْمُنٰفِقُوْنَ مَدَنِيَّةٌ ١٠٤ | رکوعاتها ٢

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ

اِذَا جَآءَكَ الْمُنٰفِقُوْنَ قَالُوْا نَشْهَدُ اِنَّكَ لَرَسُوْلُ اللّٰهِ ۘ
وَاللّٰهُ يَعْلَمُ اِنَّكَ لَرَسُوْلُهٗ ؕ وَاللّٰهُ يَشْهَدُ اِنَّ الْمُنٰفِقِيْنَ
لَكٰذِبُوْنَ ﴿١﴾ ج اِتَّخَذُوْٓا اَيْمَانَهُمْ جُنَّةً فَصَدُّوْا عَنْ سَبِيْلِ
اللّٰهِ ؕ اِنَّهُمْ سَآءَ مَا كَانُوْا يَعْمَلُوْنَ ﴿٢﴾ ذٰلِكَ بِاَنَّهُمْ اٰمَنُوْا ثُمَّ
كَفَرُوْا فَطُبِعَ عَلٰى قُلُوْبِهِمْ فَهُمْ لَا يَفْقَهُوْنَ ﴿٣﴾ وَاِذَا رَاَيْتَهُمْ
تُعْجِبُكَ اَجْسَامُهُمْ ؕ وَاِنْ يَّقُوْلُوْا تَسْمَعْ لِقَوْلِهِمْ ؕ كَاَنَّهُمْ
خُشُبٌ مُّسَنَّدَةٌ ؕ يَحْسَبُوْنَ كُلَّ صَيْحَةٍ عَلَيْهِمْ ؕ هُمُ الْعَدُوُّ
فَاحْذَرْهُمْ ؕ قٰتَلَهُمُ اللّٰهُ ۫ اَنّٰى يُؤْفَكُوْنَ ﴿٤﴾ وَاِذَا قِيْلَ لَهُمْ
تَعَالَوْا يَسْتَغْفِرْ لَكُمْ رَسُوْلُ اللّٰهِ لَوَّوْا رُءُوْسَهُمْ وَرَاَيْتَهُمْ

لَهُمْ اَمْ لَمْ تَسْتَغْفِرْ لَهُمْ ؕ لَنْ يَّغْفِرَ اللّٰهُ لَهُمْ ؕ اِنَّ اللّٰهَ لَا
يَهْدِى الْقَوْمَ الْفٰسِقِيْنَ ﴿٦﴾ هُمُ الَّذِيْنَ يَقُوْلُوْنَ لَا تُنْفِقُوْا
عَلٰى مَنْ عِنْدَ رَسُوْلِ اللّٰهِ حَتّٰى يَنْفَضُّوْا ؕ وَ لِلّٰهِ خَزَآئِنُ
السَّمٰوٰتِ وَ الْاَرْضِ وَ لٰكِنَّ الْمُنٰفِقِيْنَ لَا يَفْقَهُوْنَ ﴿٧﴾
يَقُوْلُوْنَ لَئِنْ رَّجَعْنَآ اِلَى الْمَدِيْنَةِ لَيُخْرِجَنَّ الْاَعَزُّ مِنْهَا
الْاَذَلَّ ؕ وَ لِلّٰهِ الْعِزَّةُ وَ لِرَسُوْلِهٖ وَ لِلْمُؤْمِنِيْنَ وَ لٰكِنَّ
الْمُنٰفِقِيْنَ لَا يَعْلَمُوْنَ ﴿٨﴾ ع يٰۤاَيُّهَا الَّذِيْنَ اٰمَنُوْا لَا تُلْهِكُمْ
اَمْوَالُكُمْ وَ لَآ اَوْلَادُكُمْ عَنْ ذِكْرِ اللّٰهِ ۚ وَ مَنْ يَّفْعَلْ ذٰلِكَ
فَاُولٰٓئِكَ هُمُ الْخٰسِرُوْنَ ﴿٩﴾ وَ اَنْفِقُوْا مِنْ مَّا رَزَقْنٰكُمْ مِّنْ
قَبْلِ اَنْ يَّاْتِيَ اَحَدَكُمُ الْمَوْتُ فَيَقُوْلَ رَبِّ لَوْ لَآ اَخَّرْتَنِيْۤ
اِلٰۤى اَجَلٍ قَرِيْبٍ ۙ فَاَصَّدَّقَ وَ اَكُنْ مِّنَ الصّٰلِحِيْنَ ﴿١٠﴾
وَ لَنْ يُّؤَخِّرَ اللّٰهُ نَفْسًا اِذَا جَآءَ اَجَلُهَا ؕ وَ اللّٰهُ خَبِيْرٌۢ بِمَا
تَعْمَلُوْنَ ﴿١١﴾ ع (المُنٰفِقُون ٦٣:١١، پارہ ٢٨)

ફઝીલત : નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ જુમ્અહ ની નમાઝ માં "સૂરએ જુમુઅહ" (જુમ્અહ) અને "સૂરએ મુનાફિકૂન" તિલાવત ફરમાવતા હતા. (મુસ્લિમ શરીફ :

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِیْمِ

تَبٰرَكَ الَّذِیْ بِیَدِهِ الْمُلْكُ٘ وَ هُوَ عَلٰی كُلِّ شَیْءٍ قَدِیْرُ ۙ﴿۱﴾
الَّذِیْ خَلَقَ الْمَوْتَ وَ الْحَیٰوةَ لِیَبْلُوَكُمْ اَیُّكُمْ اَحْسَنُ
عَمَلًا ؕ وَ هُوَ الْعَزِیْزُ الْغَفُوْرُ ۙ﴿۲﴾ الَّذِیْ خَلَقَ سَبْعَ سَمٰوٰتٍ
طِبَاقًا ؕ مَا تَرٰی فِیْ خَلْقِ الرَّحْمٰنِ مِنْ تَفٰوُتٍ ؕ فَارْجِعِ
الْبَصَرَ ۙ هَلْ تَرٰی مِنْ فُطُوْرٍ ﴿۳﴾ ثُمَّ ارْجِعِ الْبَصَرَ كَرَّتَیْنِ
یَنْقَلِبْ اِلَیْكَ الْبَصَرُ خَاسِئًا وَّ هُوَ حَسِیْرٌ ﴿۴﴾ وَ لَقَدْ زَیَّنَّا
السَّمَآءَ الدُّنْیَا بِمَصَابِیْحَ وَ جَعَلْنٰهَا رُجُوْمًا لِّلشَّیٰطِیْنِ وَ
اَعْتَدْنَا لَهُمْ عَذَابَ السَّعِیْرِ ﴿۵﴾ وَ لِلَّذِیْنَ كَفَرُوْا بِرَبِّهِمْ
عَذَابُ جَهَنَّمَ ؕ وَ بِئْسَ الْمَصِیْرُ ﴿۶﴾ اِذَاۤ اُلْقُوْا فِیْهَا سَمِعُوْا لَهَا
شَهِیْقًا وَّ هِیَ تَفُوْرُ ۙ﴿۷﴾ تَكَادُ تَمَیَّزُ مِنَ الْغَیْظِ ؕ كُلَّمَاۤ اُلْقِیَ فِیْهَا
فَوْجٌ سَاَلَهُمْ خَزَنَتُهَاۤ اَلَمْ یَاْتِكُمْ نَذِیْرٌ ﴿۸﴾ قَالُوْا بَلٰی قَدْ
جَآءَنَا نَذِیْرٌ ۙ۬ فَكَذَّبْنَا وَ قُلْنَا مَا نَزَّلَ اللّٰهُ مِنْ شَیْءٍ ۚۖ اِنْ
اَنْتُمْ اِلَّا فِیْ ضَلٰلٍ كَبِیْرٍ ﴿۹﴾ وَ قَالُوْا لَوْ كُنَّا نَسْمَعُ اَوْ نَعْقِلُ مَا

لِاَصْحٰبِ السَّعِيْرِ ﴿١١﴾ اِنَّ الَّذِيْنَ يَخْشَوْنَ رَبَّهُمْ بِالْغَيْبِ
لَهُمْ مَّغْفِرَةٌ وَّاَجْرٌ كَبِيْرٌ ﴿١٢﴾ وَاَسِرُّوْا قَوْلَكُمْ اَوِ اجْهَرُوْا بِهٖ ؕ
اِنَّهٗ عَلِيْمٌۢ بِذَاتِ الصُّدُوْرِ ﴿١٣﴾ اَلَا يَعْلَمُ مَنْ خَلَقَ ؕ وَهُوَ
اللَّطِيْفُ الْخَبِيْرُ ﴿١٤﴾ هُوَ الَّذِيْ جَعَلَ لَكُمُ الْاَرْضَ ذَلُوْلًا
فَامْشُوْا فِيْ مَنَاكِبِهَا وَكُلُوْا مِنْ رِّزْقِهٖ ؕ وَاِلَيْهِ النُّشُوْرُ ﴿١٥﴾
ءَاَمِنْتُمْ مَّنْ فِي السَّمَآءِ اَنْ يَّخْسِفَ بِكُمُ الْاَرْضَ فَاِذَا هِيَ
تَمُوْرُ ﴿١٦﴾ اَمْ اَمِنْتُمْ مَّنْ فِي السَّمَآءِ اَنْ يُّرْسِلَ عَلَيْكُمْ
حَاصِبًا ؕ فَسَتَعْلَمُوْنَ كَيْفَ نَذِيْرِ ﴿١٧﴾ وَلَقَدْ كَذَّبَ الَّذِيْنَ
مِنْ قَبْلِهِمْ فَكَيْفَ كَانَ نَكِيْرِ ﴿١٨﴾ اَوَلَمْ يَرَوْا اِلَى الطَّيْرِ فَوْقَهُمْ
صٰٓفّٰتٍ وَّيَقْبِضْنَ ؔ مَا يُمْسِكُهُنَّ اِلَّا الرَّحْمٰنُ ؕ اِنَّهٗ بِكُلِّ
شَيْءٍۢ بَصِيْرٌ ﴿١٩﴾ اَمَّنْ هٰذَا الَّذِيْ هُوَ جُنْدٌ لَّكُمْ يَنْصُرُكُمْ مِّنْ
دُوْنِ الرَّحْمٰنِ ؕ اِنِ الْكٰفِرُوْنَ اِلَّا فِيْ غُرُوْرٍ ﴿٢٠﴾ ۚ اَمَّنْ هٰذَا
الَّذِيْ يَرْزُقُكُمْ اِنْ اَمْسَكَ رِزْقَهٗ ۚ بَلْ لَّجُّوْا فِيْ عُتُوٍّ
وَّنُفُوْرٍ ﴿٢١﴾ اَفَمَنْ يَّمْشِيْ مُكِبًّا عَلٰى وَجْهِهٖٓ اَهْدٰٓى اَمَّنْ يَّمْشِيْ
سَوِيًّا عَلٰى صِرَاطٍ مُّسْتَقِيْمٍ ﴿٢٢﴾ قُلْ هُوَ الَّذِيْ اَنْشَاَكُمْ وَجَعَلَ

قُلْ هُوَ الَّذِیْ ذَرَاَکُمْ فِی الْاَرْضِ وَاِلَیْهِ تُحْشَرُوْنَ ﴿۲۴﴾
وَیَقُوْلُوْنَ مَتٰی هٰذَا الْوَعْدُ اِنْ كُنْتُمْ صٰدِقِیْنَ ﴿۲۵﴾ قُلْ اِنَّمَا
الْعِلْمُ عِنْدَ اللّٰهِ ۪ وَاِنَّمَاۤ اَنَا نَذِیْرٌ مُّبِیْنٌ ﴿۲۶﴾ فَلَمَّا رَاَوْهُ
زُلْفَةً سِیْٓـَٔتْ وُجُوْهُ الَّذِیْنَ كَفَرُوْا وَقِیْلَ هٰذَا الَّذِیْ كُنْتُمْ
بِهٖ تَدَّعُوْنَ ﴿۲۷﴾ قُلْ اَرَءَیْتُمْ اِنْ اَهْلَكَنِیَ اللّٰهُ وَمَنْ مَّعِیَ اَوْ
رَحِمَنَا ۙ فَمَنْ یُّجِیْرُ الْكٰفِرِیْنَ مِنْ عَذَابٍ اَلِیْمٍ ﴿۲۸﴾ قُلْ هُوَ
الرَّحْمٰنُ اٰمَنَّا بِهٖ وَعَلَیْهِ تَوَكَّلْنَا ۚ فَسَتَعْلَمُوْنَ مَنْ هُوَ فِیْ ضَلٰلٍ
مُّبِیْنٍ ﴿۲۹﴾ قُلْ اَرَءَیْتُمْ اِنْ اَصْبَحَ مَآؤُكُمْ غَوْرًا فَمَنْ
یَّاْتِیْكُمْ بِمَآءٍ مَّعِیْنٍ ﴿۳۰﴾ (الملک ۶۷: ۳۰، پارہ ۲۹)

નોંધ : સૂરએ તબારકલ્લઝી ... ની ફઝીલત માટે જુઓ પેજ નંબર : ૩૯૦

## છેલ્લી વાત

જિંદગીના વહાણને દુનિયાના સાગરમાં શરીઅતની હિફાઝતમાં ચલાવતા રહેશો તો આખિરતની મંઝિલ સુધી સલામતીથી પહોંચી જશો અને મંઝિલની કમિયાબી મળશે.

# ✪ પ્રકરણ–૧૦ ✪

## રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની સુન્નતો

(૧) હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ (રદિ.)થી રિવાયત છે કે જના
બીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે, ''ફિત્ના
સાદનાં જમાનામાં જે માણસ મારી સુન્નત ઉપર મક્કમતાથી કાય
હેશે તેને ૧૦૦ (સો) શહીદોનો સવાબ મળશે.'' *(બયહક*

એટલે કે તે સમયે કે જ્યારે લોકો પયગમ્બરની સુન્નતથી બેપરવા
રતા હોય અથવા સુન્નત ઉપર અમલ કરનારની મજાક કરતા હો
. એવા ખરાબીઓથી ભરપૂર જમાનામાં કોઈ માણસ લોકોની હસી
ઝાકનો વિચાર કર્યા વિના સુન્નત ઉપર અમલ કરશે તો એવા માણસ
. સવાબ મળશે.

(૨) હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ (રદિ.)થી રિવાયત છે કે જના
બીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ હજના સમયે એક લાં
યાન કર્યું. એમાં એમણે ફરમાવ્યું કે, ''હું બે ચીજો એવી છોડી જાઉં છું
. તમે તેમને દઢતાપૂર્વક પકડી રાખશો તો કદી ય ગુમરાહ થશો નહિ
માંથી એક કુર્આન શરીફ છે અને બીજી મારી સુન્નત છે. *(હાકિ*

(૩) હઝરત અનસ ઈબ્ને માલિક (રદિ.)થી રિવાયત છે કે જના
બીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે,

''ભલાઈઓ અને સારા–સારા કામો ખઝાના છે. મુબારક છે તે બંદા
મને અલ્લાહ તઆલાએ ભલા કામોની ચાવીરૂપ બનાવ્યાં અને ભૂં
મોને અટકાવનારા બનાવ્યા.'' *(ઈબ્ને માજ*

મતલબ એ કે તે બંદાઓ ઘણા નસીબદાર છે, જેઓ સુન્નતનાં તરીકાઓ

(૪) હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે કે જનાબ નબી
રીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે, ''જે માણસે લોકો
ઈ ભલા કામ તરફ બોલાવ્યા તો કિયામતના દિવસે પોતાની તબ્લીગ અનુસ
ાજર થશે. ભલે, એણે એક જ માણસને તબ્લીગ કેમ ન કરી હોય ?''

*(ઈબ્ને માજ*

એનો મતલબ એ છે કે જનાબ રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ
લ્લમ)ના તરીકાની તબ્લીગી (પ્રચાર) કરતાં રહેવું સવાબના કારણરૂપ
રી ભલે આખી જીંદગીમાં એક જ માણસને તબ્લીગ (પ્રચાર) કરી શકાય

*(પ્રકાશન નં. ૧૬૯ રસૂલુલ્લાહ (સલ.)ની સુન્ન*

## સૂઈને ઊઠવાની સુન્નતો

(૧) ઊંઘમાંથી ઊઠતાં જ બંને હાથો વડે ચહેરા તેમજ આંખો
ળવું કે જેથી ઊંઘનો ખુમાર (ઘેન) દૂર થઈ જાય.

(૨) સવારે જ્યારે આંખ ખૂલે ત્યારે ત્રણ વખત

اَلْحَمْدُ لِلّٰهِ

**"અલ્હમ્દુલિલ્લાહ"** કહેવું અને કલિમ—એ તય્યિબહ :

لَآ اِلٰهَ اِلَّا اللّٰهُ
مُحَمَّدٌ رَّسُوْلُ اللّٰهِ

**"લા ઈલા-હ ઈલ્લલ્લાહુ મુહમ્મદુર્રસૂલુલ્લાહ"**

પછી આ દુઆ પઢે :

بَعْدَمَآ اَمَاتَنَا وَاِلَيْهِ النُّشُوْرُ ط

**અલ્હમ્દુલિલ્લાહિલ્લઝી અહ્યાના બઅ્દ મા અમાત-ના**
**લયહિન્નુશૂર."** *(બુખારી, અબૂ દાવૂદ, નસા*

(૩) જ્યારે પણ આપ સૂઈને ઊઠો ત્યારે મિસ્વાક કરી લો.

*(મુસ્નદે અહમદ, અબૂ દાવૂ*

**ૂચના :**

વુઝૂમાં ફરી પાછું મિસ્વાક કરવામાં આવશે.

સૂઈને ઊઠતાં જ મિસ્વાક કરવું અલગ સુન્નત છે.

(૪) પાયજામો કે શલવાર પહેરે તો પ્રથમ જમણો પગ નાંખે અને પ
ાબો પગ નાંખે.

કફની કે ખમીશ પહેરે ત્યારે પ્રથમ જમણો હાથ જમણી બાંયમાં ના
ને પછી ડાબો હાથ ડાબી બાંયમાં નાખે. એ જ પ્રમાણે સદરી.



એ જ પ્રમાણે જોડા (પગરખાં) પ્રથમ જમણા પગમાં, પછી ડા
ગમાં પહેરે અને જ્યારે ઉતારે ત્યારે પ્રથમ ડાબી તરફનો ઉતારે અ
છી જમણી તરફનો ઉતારે.

શરીર પર પહેરેલી દરેક ચીઝને ઉતારવાનો એ જ મસનૂન તરીકો છે

(૫) વાસણમાં હાથ નાખવા પહેલાં ત્રણ વખત સારી રીતે હાથો
ઈ લો.

(૬) ઈસ્તિન્જા માટે પાણી અને ઢેલાં (ઢેપાં) બંને લઈ જાઓ. ત્ર

જો અગાઉથી સંડાસમાં વ્યવસ્થા હોય તો કાફી છે.

ચના :

ફલેશવાળા સંડાસમાં ઢેલાંના કારણે મુશ્કેલી થાય છે. એટલે મુફ
શીદ અહમદ સાહબે ટોયલેટ પેપર વાપરવાનો મશ્વરો આપ્યો છે
થી ફરશ ખરાબ ન થાય.

(૭) હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ માથું ઢાંકીને અને જો
ગરખાં) પહેરીને સંડાસ જતા હતા. *(ઝાદુલ મઆ*

**(૮) સંડાસમાં દાખલ થતાં પહેલાં આ દુઆ પઢે :**

بِسْمِ اللّٰهِ اَللّٰهُمَّ اِنِّىْ اَعُوْذُ بِكَ
مِنَ الْخُبُثِ وَالْخَبَائِثِ ط

**‘બિસ્મિલ્લાહિ અલ્લાહુમ્મ ઈન્ની અઊઝુબિ-ક મિન**
**ખુબુસિ વલ્ખબાઈસ”.**

*(ઈબ્ને અબી શયબહ, ઈબ્નુસ્સુન્ની, સિહાહ સિત્ત*

ચના :

મુલ્લા અલી કારી (રહ.)એ ‘મિરકાત’માં લખ્યું છે કે :

આ દુઆની બરકતથી સંડાસના ખબીસ (દુષ્ટ) શયતાનો અને બંદા
ચ્ચે પરદો થઈ જાય છે જેના કારણે તેઓ શર્મગાહ (ગુપ્ત અંગ) જો
કતા નથી.

'ખુબુસ'ના 'બે' પર પેશ અને જઝમ બંને જાઈઝ છે.

*('મિરકાત' ભાગ ૧, પાનું ૩૬*

(૯) સંડાસમાં દાખલ થતી વખતે પ્રથમ ડાબો પગ મૂકે અને કદમ
ર જમણો પગ મૂકે. ઊતરતી વખતે ડાબો પગ કદમચાથી નીચે મૂકે.

*('ઝાદુલ મઆદ*

(૧૦) જ્યારે બદન નગ્ન કરે ત્યારે આસાનીથી જેટલા નીચા થઈ
ોલી શકે તેટલું જ બેહતર છે.

**૧૧) સંડાસથી નીકળતી વખતે જમણો પગ બહાર કાઢે અને આ દુઆ પઢે**

غُفْرَانَكَ اَلْحَمْدُ لِلّٰهِ الَّذِىْ اَذْهَبَ
عَنِّى الْاَذٰى وَعَافَانِىْ ط

**"ગુફરાન-ક અલ્હમ્દુ લિલ્લાહિલ્લઝી અઝ્હ-બ અન્નિલઅઝા વ આફાની".**

(૧૨) વીંટી યા કોઈ ચીઝ પર કુર્આન શરીફની આયત કે હુઝ
લ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનું મુબારક નામ લખેલું હોય અને તે દેખા
ોય તો સંડાસમાં જતાં પહેલાં તેને ઉતારીને બહાર જ છોડી દે. ફરાગ
છી બહાર આવીને પાછી પહેરી લે.

જે તાવીઝને મીણ જમાવીને કપડાંમાં સીવી લીધેલું હોય તેને પહેરી
ડાસમાં જવું જાઈઝ છે. *('નસાઈ*

(૧૩) કુદરતી હાજત વેળા કિબ્લા તરફ ન મુખ કરે કે ન પીઠ કરે.

(૧૪) કુદરતી હાજત વેળા અનિવાર્ય જરૂરત વગર વાતચીત ન કરે
. જ પ્રમાણે (મોઢાથી) અલ્લાહનો ઝિક્ર પણ ન કરે.★ *('મિશ્કાત*

(૧૫) પેશાબ કરતી વખત યા ઈસ્તિન્જા કરતી વખત ગુપ્ત અંગ
મણો હાથ ન લગાવે, બલકે ડાબો હાથ લગાવે. *('બુખારી' અને 'મુસ્લિમ*

(૧૬) પેશાબ, પાખાનાના છાંટાઓથી ખાસ બચે, કારણ કે કબર
ઝાબ મોટા ભાગે પેશાબના છાંટાઓથી ન બચવાના કારણે થાય છે.
*('તિરમિઝી*

(૧૭) કેટલીક જગાએ સંડાસ નથી હોતા, તેવા સમયે એવી આડ
ગામાં હાજતથી ફારિગ થવું જોઈએ કે જ્યાં કોઈ બીજા માણસ
ગાહ ન પડે. *('સુનને અબૂ દાવૂદ*

(૧૮) પેશાબ કરવા માટે નરમ (પોચી) જગા તલાશ કરે, જેથી છાં
ઊડે તેમજ (પેશાબને) જમીન શોષી લે.

(૧૯) બેસીને પેશાબ કરે. ઊભા રહીને પેશાબ ન કરે. *('તિરમિઝી*

(૨૦) પેશાબ કરવા પછી ઈસ્તિન્જા સૂકવવું હોય તો દીવાલ વગેરે
ાડમાં સૂકવવું જોઈએ. *('બિહિશ્તી ગૌહર*

(૨૧) વુઝૂ સુન્નત પ્રમાણે ઘરે કરવું જોઈએ.

(૨૨) સુન્નતો ઘરે પઢીને જવું, મોકો ન હોય તો મસ્જિદમાં પઢવું.

**૨૩) ઘરથી મસ્જિદ કે ક્યાંક પણ જવા બહાર નીકળે ત્યારે આ દુઆ પઢવી**

بِسْمِ اللّٰهِ تَوَكَّلْتُ عَلَى اللّٰهِ
لَاحَوْلَ وَلَاقُوَّةَ اِلَّا بِاللّٰهِ

**"બિસ્મિલ્લાહિ તવક્કલતુ અલલ્લાહિ લા હવ્લ વલા
કુવ્વ-ત ઈલ્લા બિલ્લાહ."**

(૨૪) ઈત્મીનાન (ધીરજ)થી જવું, દોડીને ન જવું. (આ માત્ર મસ્જિદ
ટે છે.)

**(૨૫) મસ્જિદથી કે ગમે ત્યાંથી પણ ઘરે આવે ત્યારે ઘરવાળાંઓ
લામ કરવી અને આ દુઆ પઢવી :**

اَللّٰهُمَّ اِنِّىْ اَسْئَلُكَ خَيْرَالْمَوْلَجِ
وَخَيْرَالْمَخْرَجِ بِسْمِ اللّٰهِ وَلَجْنَا
وَبِسْمِ اللّٰهِ خَرَجْنَا وَعَلَى اللّٰهِ
رَبِّنَا تَوَكَّلْنَا ط

**અલ્લાહુમ્મ ઈન્ની અસ્અલુક ખયરલ્મવ્લજિ વ ખયૂર
ખ્રજિ બિસ્મિલ્લાહિ વ લજ્ના વ બિસ્મિલ્લાહિ ખરજ્
વ અલલ્લાહિ રબ્બિના તવક્કલના”.**

## મિસ્વાકની સુન્નતો

(૧) દરેક વુઝૂ કરતી વખતે મિસ્વાક કરવું સુન્નત છે.

(અત્તરગીબ વત્તરહી

(૨) મિસ્વાક એક વેંત કરતાં વધારે લાંબી ન હોય. (બહરુર્રાઈ

(૩) હઝરત જાબિર (રદિ.)થી રિવાયત છે કે જનાબ નબીએ કરી

ાથેની બે રકાત નમાઝ એવી ૭૦ (સિત્તેર) રકાતોથી ઉત્તમ (અફઝલ) છ
નાં વુઝૂમાં દાતણ ન કરાઈ હોય.'' (અબૂ નઈ

## વુઝૂની સુન્નતો

વુઝૂમાં ૧૮ (અઢાર) સુન્નતો છે. એને અદા કરવાથી કામિલ (સંપૂ
રીકાથી વુઝૂ થઈ જશે.

૧. વુઝૂની નિય્યત કરવી. દાખલા તરીકે :

હું નમાઝ સહીહ થવા માટે વુઝૂ કરું છું.

(૨) **"બિસ્મિલ્લાહિર્રહમાનિર્રહીમ"** પઢીને વુઝૂ કરવું. કેટલી
રિવાયતોમાં વુઝૂની 'બિસ્મિલ્લાહ' આ પ્રમાણે આવી છે :–

بِسْمِ اللّٰهِ الْعَظِيْمِ وَالْحَمْدُ لِلّٰهِ
عَلٰى دِيْنِ الْاِسْلَامِ

**બિસ્મિલ્લાહિલ અઝીમિ વલ્હમ્દુલિલ્લાહિ અલા દીનિ
ઈસ્લામ."**

(૩) બંને હાથોને કાંડા સુધી (પહોંચા સુધી) ત્રણ વખત ધોવા.

(૪) મિસ્વાક કરવું. જો મિસ્વાક ન હોય તો આંગળીથી દાંતોને ઘસવ

(૫) ત્રણ વખત કુલ્લી (કોગળા) કરવા.

(૬) ત્રણ વખત નાકમાં પાણી ચઢાવવું.

(૭) ત્રણ વખત નાક સાફ કરવું.

(૯) ચહેરો ધોતી વેળા દાઢીનો ખિલાલ કરવો.

(૧૦) હાથો અને પગોને ધોતી વખતે આંગળીઓનો ખિલાલ કરવો

(૧૧) એક વખત આખા માથાનો મસહ કરવો.

(૧૨) માથાના મસહની સાથે કાનોનો મસહ કરવો.

(૧૩) વુઝૂના અંગોને મસળી મસળીને (ઘસી ઘસીને) ધોવા.

(૧૪) પય દર પય (નિરંતર) વુઝૂ કરવું.

(૧૫) તરતીબવાર (ક્રમવાર) વુઝૂ કરવું.

(૧૬) જમણી તરફથી પ્રથમ ધોવું.

(૧૭) વુઝૂ કર્યા પછી કલિમએ શહાદત પઢવું :

اَشْهَدُ اَنْ لَّآ اِلٰهَ اِلَّا اللّٰهُ وَاَشْهَدُ
اَنَّ مُحَمَّدًا عَبْدُهٗ وَرَسُوْلُهٗ ط

**"અશ્હદુ અંલ્લા ઈલા-હ ઈલ્લલ્લાહુ વ અશ્હદુ અન્ન મુહમ્મદન અબ્દુહૂ વ રસૂલુહ."**

પછી આ દુઆ પઢવી :

اَللّٰهُمَّ اجْعَلْنِىْ مِنَ التَّوَّابِيْنَ
وَاجْعَلْنِىْ مِنَ الْمُتَطَهِّرِيْنَ ط

"અલ્લાહુમ્મજ્અલ્ની મિનત્તવ્વાબીન વજ્અલ્ની મિન
મુતતહ્હિરીન."

ંધ :

આ દુઆ વિશે મુલ્લા અલી કારી (રહ.)એ ફરમાવ્યું છે કે, વુઝૂ
હેરી તહારત (પાકી) છે. આ દુઆ વડે બાતિની (આંતરિક) તહારત
રખાસ્ત પેશ કરવામાં આવી છે. પ્રથમ (જાહેરી તહારત) ઈખ્તિયા
તી, તે આપણે કરી લીધી, હવે (હે અલ્લાહ !) આપ પોતાની રહમત
મારા બાતિન (દિલ)ને પણ પાક કરી દો !

## ગુસલ કરવાનો મસનૂન તરીકો

પ્રથમ બંને હાથોને પહોંચા (કાંડા) સુધી ત્રણ વખત ધોવા.

તે પછી (શરીર પર) કોઈ જગાએ મની (વીર્ય) કે બીજી કોઈ નાપા
ગેલી હોય તો તેને ત્રણ વખત (ધોઈને) પાક કરો.

તે પછી નાનો અને મોટો બંને ઈસ્તિન્જા કરો (ભલે, જરૂરત ન હોય)

તે પછી મસનૂન તરીકા પ્રમાણે વુઝૂ કરો. જો ગુસલનું પાણી પગ આગ
ગું થતું હોય તો પગ ન ધોવા, ત્યાંથી અલગ થયા પછી ધોવા. નહિત
જ વખતે પગ ધોવા જોઈએ છે.

હવે પાણી પ્રથમ માથા ઊપર રેડો, પછી જમણા ખભા પર. પછી ડાબ
ભા પર (એટલું પાણી રેડો કે માથાથી પગ સુધી પહોંચી જાય). બદ
ારીર)ને હાથો વડે મસળો.

આ એક વખત થયું.

ફરી પાછું બીજી વખત એ જ પ્રમાણે પાણી રેડો. પ્રથમ માથા પર
છી જમણા ખભા પર, પછી ડાબા ખભા પર. (જ્યાં શરીરનો ભાગ સૂ
ડી જવાનો અંદેશો હોય ત્યાં હાથ મસળીને (ઘસીને) પાણી વહાવવા

તે પછી ફરી પાછું ત્રીજી વખત એ જ પ્રમાણે માથાથી પગ સુધી પાણ
હાવો. (‘તિરમિઝ

**સૂચના :**

ગુસલ કર્યા પછી બદન (શરીર)ને કપડાં (કે ટૂવાલ) વડે લૂછવું પ
સાબિત છે અને ન લૂછવું પણ સાબિત છે. એટલે બંને રીતોમાંથી જે રી
પણ અપનાવે તે સુન્નત હોવાની નિય્યત કરી લે. (‘મિશ્કાત

## મસ્જિદમાં દાખલ થવાની સુન્નતો

(૧) જમણો પગ મસ્જિદમાં (પ્રથમ) દાખલ કરવો.

(૨) બિસ્મિલ્લાહ પઢવું.

(૩) દુરૂદ શરીફ પઢવું, દાખલા તરીકે :–

اَلصَّلٰوةُ وَالسَّلَامُ عَلٰى رَسُوْلِ اللّٰهِ
صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ ط

**“અસ્સલાતુ વસ્સલામુ અલા રસૂલિલ્લાહિ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ.”**

(૪) દુઆ પઢવી :–

اَللّٰهُمَّ افْتَحْ لِىْ اَبْوَابَ رَحْمَتِكَ ط

૫) એ'તિકાફની નિય્યત કરવી.

ો'તિકાફની નિય્યત :

بِسۡمِ اللّٰهِ دَخَلۡتُ وَعَلَيۡهِ تَوَكَّلۡتُ
وَنَوَيۡتُ سُنَّةَ الۡاِعۡتِكَافِ ط

બિસ્મિલ્લાહિ દખલ્તુ વ અલયહિ તવક્કલતુ વ નવયૂ
સુન્નતલ ઈઅ્તિકાફ."



## નમાઝની એકાવન સુન્નતો છે

**કિયામમાં ૧૧ (અગિયાર) સુન્નતો છે :**

(૧) તકબીરે તહરીમા વખતે સીધા (ટટાર) ઊભા રહેવું. અર્થાત્ મા
કાવવું નહિ.

(૨) બંને પગોની વચ્ચે ચાર આંગળીઓ જેટલું અંતર રાખવું તેમ
ગોની આંગળીઓને કિબ્લા તરફ રાખવી.

(૩) મુકતદીની તકબીરે તહરીમા ઈમામની તકબીરે તહરીમા
ાથે હોવી.

(૪) તકબીરે તહરીમા કહેતી વખતે (પુરુષોએ) બંને હાથોને કાન સુ
ઠાવવા.

(૫) તકબીરે તહરીમા વખતે હાથની હથેળીઓને કિબ્લા તર

(૬) તકબીરે તહરીમા વખતે હાથની આંગળીઓને પોતાની અસ
સ્થિતિમાં રાખવી અર્થાત્ ન વધારે પહોળી કરવી, ન વધારે સંકોચવી.

(૭) હાથ બાંધતી વખતે જમણા હાથની હથેળીને ડાબા હાથ
થેળીની પીઠ ઉપર મૂકવી.

(૮) પુરુષોએ જમણા હાથની ટચલી (નાની) આંગળી અને અંગૂ
ડે વર્તુળ બનાવીને ડાબા હાથનું કાંડું પકડવું.

(૯) વચલી ત્રણ આંગળીઓને ડાબા હાથની કલાઈ (કોણી અને કાં
ચ્ચેના ભાગ) પર મૂકવી.

(૧૦) પુરુષોએ નાફ (દૂંટી–નાભિ)ના નીચે હાથ બાંધવા.

(૧૧) 'સના' અર્થાત્ 'સુબ્હાનકલ્લાહુમ્મ...' પઢવું.

## કિરાઅતની સાત સુન્નતો

(૧) 'તઅવ્વુઝ' અર્થાત્ 'અઊઝુ બિલ્લાહિ મિનશ્શયતાનિર્રજીમ' પઢવું

(૨) 'તસ્મિયહ' અર્થાત્ 'બિસ્મિલ્લાહિર્રહમાનિર્રહીમ' પઢવું.

(૩) ધીમેથી 'આમીન' કહેવું.

(૪) ફજર અને ઝોહરમાં 'તિવાલે મુફસ્સલ' અર્થાત્ સૂર
હુજૂરાત'થી સૂરએ 'બુરૂજ' સુધી.

અસર અને ઈશામાં 'અવસાતે મુફસ્સલ' અર્થાત્ સૂરએ 'બુરૂજ'થ
રએ 'લમ યકુન' સુધી અને

મગરિબમાં 'કિસારે મુફસ્સલ' અર્થાત્ સૂરએ 'ઈઝા ઝુલઝિલત'થ
રએ 'નાસ' સુધીની સૂરતોમાંથી (કોઈ સૂરત) પઢવી.

(૫) ફજરની પહેલી રકાત લાંબી કરવી.

(૬) કુર્આન ન વધારે ઉતાવળથી પઢવું, ન વધારે થોભીને પઢવું, બલ

(૭) ફર્ઝ (નમાઝ)ની ત્રીજી અને ચોથી રકાતમાં માત્ર સૂરએ ...ાતિહા' (અલ્હમ્દુ શરીફ) પઢવું.

## રુકૂઅની આઠ સુન્નતો

(૧) રુકૂઅની તકબીર કહેવી.

(૨) પુરુષોએ (રુકૂઅમાં) બંને હાથ વડે ઘૂંટણ પકડવા.

(૩) હાથની આંગળીઓ પહોળી કરીને ઘૂંટણ પકડવા.

(૪) પગની પિંડીઓને સીધી (ટટાર) રાખવી.

(૫) રુકૂઅમાં પુરુષોએ પીઠ બીછાવી દેવી.

(૬) રુકૂઅમાં પુરુષોએ સર અને સુરીન (માથું અને થાપો) સીધ...ટીમાં રાખવા.

(૭) રુકૂઅમાં ઓછામાં ઓછું ત્રણ વખત **"સુબ્હાન રબ્બિય...ઝીમ"** પઢવું.

(૮) રુકૂઅથી ઊઠતી વખતે

ઇમામે **"સમિઅલ્લાહુ લિમન હમીદહ"** કહેવું.

મુકતદીએ **"રબ્બના લકલ હમ્દ"** કહેવું અને

મુન્ફરિદે (એકલા નમાઝ પઢનારે) બંને કહેવું.

## સિજદહની બાર સુન્નતો

...) સિજદહની તકબીર કહેવી.

...) સિજદહમાં પ્રથમ બંને ઘૂંટણો જમીન ઉપર મૂકવા.

...) તે પછી બંને હાથોને જમીન ઉપર મૂકવા.

(૫) તે પછી પેશાની (કપાળ) જમીન ઉપર મૂકવી.

(૬) બંને હાથોની વચ્ચે સિજદહ કરવો.

(૭) પુરુષોએ સિજદહમાં પેટને જાંઘથી અલગ રાખવું.

(૮) પુરુષોએ બાઝૂ (બાવડું અર્થાત્ હાથની કોણી અને ખભા વચ્ચે
ાગ) પેહલૂ (પડખાં, પાસાં)થી અલગ રાખવું.

(૯) પુરુષોએ હાથની કોણીઓને જમીનથી અલગ રાખવી.

(૧૦) સિજદહમાં ઓછામાં ઓછું ત્રણ વખત

**"સુબ્હાન રબ્બિયલ આ'લા"** પઢવું.

(૧૧) સિજદહથી ઊઠવાની તકબીર કહેવી.

(૧૨) સિજદહથી ઊઠતી વખતે :

પ્રથમ પેશાની, પછી નાક, પછી હાથ અને તે પછી ઘૂંટણો (એ પ્રમા
મવાર) ઉઠાવવા તેમજ બંને સિજદહ દરમ્યાન ઈત્મીનાનથી બેસવું.

## કાઈદહની તેર સુન્નતો

(૧) કાઈદહમાં પુરુષોએ જમણો પગ (પંજો) ઊભો રાખવો અ
ાબો પગ (પંજો) બિછાવીને તેના પર બેસવું તેમજ પગની આંગળીઓ
બ્લા તરફ રાખવી.

(૨) કાઈદહમાં બંને હાથોને જાંઘ ઉપર મૂકવા.

(૩) 'તશહ્હુદ' (અર્થાત્ અત્તહિય્યાત)માં 'અશ્હદુ અંલ્લા ઈલા–હ
ર શહાદતની આંગળી ઉઠાવવી અને 'ઈલ્લલ્લાહ' પર ઝુકાવી દેવી.

(૪) છેલ્લા કાઈદહમાં દુરૂદ શરીફ (દુરૂદે ઈબ્રાહીમ) પઢવું.

(૫) દુરૂદ શરીફ (દુરૂદે ઈબ્રાહીમ) પઢયા પછી કુર્આન કે હદીસમ

(૬) બંને તરફ સલામ ફેરવવી.

(૭) સલામની શરૂઆત જમણી બાજુથી કરવી.

(૮) સલામ ફેરવતી વખતે ઇમામે મુક્તદીઓ, ફરિશ્તાઓ અને ને
જ્ન્નાતને સલામ કરવાની નિય્યત કરવી.

(૯) સલામ ફેરવતી વખતે મુક્તદીએ ઇમામ, ફરિશ્તાઓ, નેક જિન્ના
ને જમણી–ડાબી બાજુના મુક્તદીઓને સલામ કરવાની નિય્યત કરવી

(૧૦) મુન્ફરિદે (એકલા નમાઝ પઢનારે) માત્ર ફરિશ્તાઓને સલા
રવાની નિય્યત કરવી.

(૧૧) મુક્તદીએ ઇમામની સાથે સલામ ફેરવવી.

(૧૨) ઇમામે બીજી સલામના અવાજને પહેલી સલામના અવાજ કરત
મો (મંદ) કરવો.

(૧૩) મસ્બૂકે (જેની શરૂઆતની રકાત છૂટી ગઈ હોય તેણે) ઇમામન
રિગ થવાનો ઈન્તિઝાર કરવો.

ચના :

હાથની આંગળીઓ રુકૂઅમાં પહોળી થયેલી અને સિજદહમાં ભેગ
યેલી રાખવી. *('નુરુલ ઈઝાહ'માંથ*

**ઔરતોની નમાઝમાં ખાસ તફાવત :**

(૧) તકબીરે તહરીમા વખતે પોતાના બંને હાથ ખભા સુધી ઉઠાવે
રંતુ હાથોને દુપટ્ટા (ઓઢણી)માંથી બહાર ન કાઢે.

(૨) હાથોને સીના પર બાંધે.

જમણા હાથની હથેળીને માત્ર ડાબા હાથની હથેળીની પીઠ ઉપર મૂ
(મર્દોની જેમ નાની આંગળી અને અંગૂઠા વડે વર્તુળ બનાવીને હાથ
ડું ન પકડે.)

હલૂઓ (પડખાં, પાસાં) સાથે ખૂબ મેળવીને રાખે.

બંને પગની ઘૂંટીઓને બિલકુલ મેળવી દે.

(૩) સિજદહમાં પગો (પંજાઓને આંગળી પર) ઊભા ન રાખે; બલ
મણી બાજુ (બહાર) કાઢે.

સિજદહ ખૂબ સંકોચાઈને અને દબાઈને એવી રીતે કરે કે પેટ બંને જાંઘો
ાથે તેમજ બંને બાઝૂઓ (બાવડાં) બંને પેહલૂઓની સાથે ભેગાં મળી જાય

સિજદહમાં બંને હાથની કોણીઓને જમીન પર મૂકી દે.

(૪) કાઈદહમાં બેસે ત્યારે બંને પગોને જમણી તરફ (બહાર) કાઢે.

બંને હાથોને જાંઘ પર મૂકી દે.

હાથની આંગળીઓને ખૂબ મેળવીને રાખે.

**માઝના તે આદાબ જે બધાં માટે એકસરખાં છે :**

કિયામ (ઊભા રહેવાની હાલત)માં સિજદહની જગાએ નજર રહે.

રુકૂઅની હાલતમાં પગો પર નજર રહે.

સિજદહની હાલતમાં નાક પર નજર રહે અને

સલામ ફેરવતી વખતે ખભા પર નજર રહે.

બગાસું આવે તો તેને ખૂબ બળપૂર્વક રોકે, છતાં જો ન રોકાય ત
મણા હાથની હથેળીની પીઠ વડે રોકે.

જો ખાંસી આવે એવું લાગે તો તેને પણ રોકવાની કોશિશ કરે તથા કા
ખે.

ાંભળી શકે.

સલામ ફેરવ્યા બાદ

એક વખત **“અલ્લાહુ અકબર”** કહે.

તે પછી ત્રણ વખત **“અસ્તગફિરુલ્લાહ”** કહે જેમાં છેલ્લી વખતે જ
ચીને (લંબાવીને) પઢે.

**ર્ઝ નમાઝ પછી નીચેની દુઆઓ પઢે :**

اَللّٰهُمَّ اَنْتَ السَّلَامُ وَمِنْكَ
السَّلَامُ تَبَارَكْتَ يَاذَاالْجَلَالِ
وَالْاِكْرَامِ ط

૧) **“અલ્લાહુમ્મ અન્તસ્સલામ, વ મિન્કસ્સલામ, તબારક**
**ા ઝલ્જલાલિ વલ્ઈકરામ.”** *(ફત્હુલ કદીર ભાગ–૧, પા. ૪૩*

لَآ اِلٰهَ اِلَّا اللّٰهُ وَحْدَهٗ لَا شَرِيْكَ
لَهٗ، لَهُ الْمُلْكُ وَلَهُ الْحَمْدُ وَهُوَ
عَلٰى كُلِّ شَيْءٍ قَدِيْرٌ ط

૨) **“લા ઈલા-હ ઈલ્લલ્લાહુ વહ્દહૂ લા શરી-ક લહૂ લહુ**

اَللّٰهُمَّ لَا مَانِعَ لِمَا اَعْطَيْتَ وَلَا
مُعْطِيَ لِمَا مَنَعْتَ وَلَا يَنْفَعُ
ذَا الْجَدِّ مِنْكَ الْجَدُّ ط

**૩) "અલ્લાહુમ્મ લા માનિ-અ લિમા અઅ્તય્ત વ લ
અ્તિ-ય લિમા મનઅ્ત વલા યન્ફઉ ઝલ્જદ્દિ મિન્કલ્જદ્દ.**

## ખાવાની કેટલીક સુન્નતો

(૧) દસ્તરખ્વાન (ભોજન માટેનું પાથરણું) બિછાવવું.

(૨) બંને હાથોને કાંડા સુધી ધોવા.

**નોંધ :** અલ્લામા શામી (રહ.)ના મતે ખાવાથી પહેલાં કુલ્લી–કોગળ
રવા સુન્નત નથી; પરંતુ જનાબતની હાલતમાં કુલ્લી કરવા વગર ખા
કરૂહ છે. *('શામી' ભાગ–૫, પા–૨૩૦*

(જો કોઈ મોઢાની સફાઈના માટે કુલ્લી કરવા ચાહે તો મના નથી.)

(૩) બુલંદ અવાજથી 'બિસ્મિલ્લાહ' પઢવું. *('શામી' ભાગ–*

(૪) જમણા હાથ વડે ખાવું.

(૫) ખાવાની મજલિસમાં જે શખ્સ સૌથી વધારે બુઝુર્ગ અને મોટ
ય તેમનાથી ખાવાનું શરૂ કરાવવું.

(૬) ખાવાનું એક જ પ્રકારનું હોય તો પોતાની સામેથી ખાવું.

(૭) જો કોઈ લુકમો (કોળિયો) પડી જાય તો ઉપાડીને સાફ કરી

(૮) ટેકો લગાવીને ન ખાવુ.

(૯) ખાવામાં કોઈ ઐબ (ખામી) ન કાઢવી.

(૧૦) જોડા (પગરખાં) ઉતારીને ખાવું.

(૧૧) ખાવા માટે બેસવાની રીતો નીચે પ્રમાણે છે : –

એવી રીતે ઊકડું બેસે કે બંને ઘૂંટણો ઊભા હોય અને સુરીન (થાપ
મીન પર હોય અથવા

એક ઘૂંટણ ઊભો રાખે અને બીજા ઘૂંટણને બીછાવીને તેના ઉપર બે
થવા

બંને ઘૂંટણોને જમીન ઉપર બીછાવીને કાઈદહની જેમ બેસે અ
ાગળની તરફ જરા ઝૂકીને બેસે.

(૧૨) ખાધા પછી વાસણો, પ્યાલા, રકાબી વગેરેને સાફ કરી લે
ામ કરવાથી વાસણો એના માટે મગફિરતની દુઆ કરે છે.

**(૧૩) ખાધા પછીની (આ) દુઆ પઢવી :**

اَلْحَمْدُ لِلّٰهِ الَّذِىْ اَطْعَمَنَا وَسَقَانَا
وَجَعَلَنَا مِنَ الْمُسْلِمِيْنَ ط

**અલ્હમ્દુલિલ્લાહિલ્લઝી અત્અમના વસકાના વજઅલ
મિનલ્ મુસ્લિમીન."**

**ભાવાર્થ :**

તમામ વખાણો અલ્લાહના માટે છે જેણે ખવડાવ્યું અને પીવડાવ્યું તેમ

(૧૪) પહેલાં દસ્તરખ્વાન (ભોજનનું પાથરણું) ઉઠાવવું, તે પછી પો
ઠવું.

**(૧૫) દસ્તરખ્વાન ઉઠાવવાની (આ) દુઆ પઢવી :**

اَلْحَمْدُ لِلّٰهِ حَمْدًا كَثِيْرًا طَيِّبًا
مُّبَارَكًا فِيْهِ غَيْرَ مُكْفِيٍّ وَّلَا مُوَدَّعٍ
وَلَا مُسْتَغْنًى عَنْهُ رَبَّنَا ط

**અલ્હમ્દુલિલ્લાહિ હમ્દન કસીરન તય્યિબન મુબારક**
**ીહી ગય્ર મુક્ફિય્યિન્ વલા મુવદ્દઈન વલા મુસ્તગ્નિય**
**અન્હુ રબ્બના.”**

**ભાવાર્થ :**

તમામ વખાણો અલ્લાહના માટે છે, એવા વખાણો જે પુષ્કળ હો
મજ પાકીઝા અને બાબરકત હોય. હે અમારા પરવરદિગાર ! અમે અ
ાવાને કાફી (પૂરતું) સમજીને યા બિલકુલ રુખ્સત કરીને યા એનાથ
રમોહતાજ થઈને ઉઠાવી રહ્યા નથી.

(૧૬) બંને હાથોને ધોવા.

(૧૭) કુલ્લી (કોગળા) કરવા.

(૧૮) જો શરૂઆતમાં 'બિસ્મિલ્લાહ' પઢવાનું ભૂલી જાય તો અ
માણે પઢે :

**“બિસ્મિલ્લાહિ અવ્વલહૂ વ આખિરહૂ.”**

(૧૯) જ્યારે કોઈની દાવત ખાય ત્યારે મેઝબાન (દાવત આપનાર)
ા પ્રમાણે દુઆ આપે :

اَللّٰهُمَّ اَطْعِمْ مَنْ اَطْعَمَنِىْ
وَاسْقِ مَنْ سَقَانِىْ ط

**અલ્લાહુમ્મ અત્ઈમ મન અત્અમની વસ્કિ મન્ સકાની.**

**ભાવાર્થ :**

હે અલ્લાહ ! જેણે મને ખવડાવ્યું તેને (તું) ખવડાવ અને જેણે મ
.વડાવ્યું તેને (તું) પિવડાવ. *(તિરમિઝ*

(૨૦) સરકો વાપરવું સુન્નત છે. જે ઘરમાં સરકો મોજૂદ હોય, તે ઘ
.લન (શાક)થી ખાલી નથી સમજી શકાતું.

(૨૧) એકલા ઘઉં કોઈ વાપરતું હોય તો તેણે તેમાં થોડાક જવ પ
શ્ર કરવા જોઈએ. (ભલે ને) થોડીક જ માત્રામાં હોય, જેથી સુન્નત પ
મલનો સવાબ મળી જાય.

(૨૨) ગોશ્ત ખાવું સુન્નત છે.

રસૂલે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનું ફરમાન છે કે,

‘દુનિયા અને આખિરતમાં વાનગીઓનો સરદાર ગોશ્ત છે.’

(૨૩) (આપણાં મુસલમાનભાઈની) દાવત કબૂલ કરવું સુન્નત છે
લબત્ત, જો (આવકનું વધારે પ્રમાણ) વ્યાજ, લાંચ–રુશ્વતનું હોય અથવ
(દાવત આપનાર) બદકારી (પાપાચાર) કરતો હોય તો તેની દાવ

(૨૪) પોતાના સગાં–સંબંધીઓ, મિત્રો અને મિસ્કીનો (ગરીબો)
લીમાનું ખાવાનું ખવડાવવું સુન્નત છે.

(૨૫) મય્યિતના રિશ્તેદારો (સગાંઓ)ને ખાવાનું આપવું મસનૂન છે

(૨૬) ખાતી વખતે બિલકુલ ખામોશ રહેવું મકરૂહ છે. *(શામ*

પરંતુ દુઃખ, ફિકર–ચિંતા તેમજ બીમારીની વાત ન કરે.

**ૂચના :**

**'અબૂ દાવૂદ'**ની શર્હ (વિવરણ) માટે લખાયેલી કિતાબ **'બઝલુ
જહૂદ'**ના પાના ૩૫ ઉપર લખ્યું છે કે :

● જ્યારે કોઈ શખ્સ **'બિસ્મિલ્લાહ'** કહીને પોતાના ઘરમાં દાખલ થાય
ારે શયતાન પોતાના ભાઈઓથી કહે છે કે :

'હે ભાઈઓ ! તમારા માટે આ ઘરના દરવાજા બંધ થઈ ગયા છે
ાતવાસા માટે કોઈ બીજું ઘર શોધો.'

જ્યારે ખાતી વખતે **'બિસ્મિલ્લાહ'** પઢી લેવામાં આવે છે ત્યારે શયતા
હે છે કે,

'લો, હવે ખાવા પર પણ પાબંદી (પ્રતિબંધ) થઈ ગઈ !'

**ર્થાત્ :**

ન અહીં રહી શકો છો, ન અહીં ખાય શકો છો !

જો બંદો ઘરમાં દાખલ થતી વખતે **'બિસ્મિલ્લાહ'** કહેવું ભૂલી જાય
યતાન પોતાના ભાઈઓથી કહે છે કે,

ામે ઘર મેળવી લીધું, રાત ગુઝારવા માટે.'

અને જો તે બંદો ખાતી વખતે પણ **'બિસ્મિલ્લાહ'** પઢવાનું ભૂલી જાય

# પીવાની સુન્નતો

(૧) જમણા હાથથી પીવાનું પાત્ર પકડવું.

(૨) પીવાથી પહેલાં અગર ઊભા હોય તો બેસી જવું. ઊભા થઈને પ
ના છે.

(૩) 'બિસ્મિલ્લાહ' કહીને પીવું. પીધા પછી 'અલ્હમ્દુલિલ્લાહ' કહે

(૪) ત્રણ શ્વાસમાં પીવું.

શ્વાસ લેતી વખતે પાણીનું પાત્ર મોઢાંથી અલગ કરવું.

(૫) વાસણની તૂટેલી ધાર તરફથી ન પીવું.

(૬) મશકથી મોઢું લગાવીને ન પીવું અથવા કોઈ પણ એવું વાસણ હો
માંથી એકદમ પાણી વધારે આવી જવાની સંભાવના હોય અથવા
ભાવના હોય કે તેમાં સાપ કે વીંછી આવી જાય.

(૭) માત્ર પાણી પીવા પછી આ દુઆ પઢવી પણ મસનૂન છે :

اَلْحَمْدُ لِلّٰهِ الَّذِىْ سَقَانَا عَذْبًا
فُرَاتًا بِرَحْمَتِهٖ مَاءً وَّلَمْ
يَجْعَلْهُ بِذُنُوْبِنَا مِلْحًا اُجَاجًا۔

**અલ્હમ્દુલિલ્લાહિલ્લઝી સકાના અઝ્બન્ ફૂરાત**
**બિરહ્મતિહી માઅંવ્ વ લમ યજ્અલ્હૂ બિઝુનૂબિ**

(૮) પાણી પીધા પછી જો બીજાને આપવું હોય તો પ્રથમ જમણ
ાજુવાળાને આપે અને પછી એ જ ક્રમ પ્રમાણે દૌર પૂરો કરે.

ચાહ અને શરબત પણ એ જ પ્રમાણે પેશ કરે.

(૯) દૂધ પીધા પછી આ દુઆ પઢે :

اَللّٰهُمَّ بَارِكْ لَنَا فِيْهِ وَزِدْنَا مِنْهُ-

**"અલ્લાહુમ્મ બારિક લના ફીહી વ જિદ્‌ના મિન્હુ."**

(૧૦) પીવડાવનારે છેવટે પીવું.

(૧૧) ઝમઝમનું પાણી ઊભા રહીને પીવું.

(૧૨) વુઝૂનું બચેલું પાણી ઊભા રહીને પીવું.

એમાં બીમારીઓના માટે શિફા છે.

અલ્લામા શામીએ લખ્યું છે કે,

'મેં કેટલીયે વખત પોતાની બીમારીઓમાં એનો અનુભવ કર્યો
ાને શિફા મેળવી છે.'

## લિબાસની સુન્નતો

(૧) હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને સફેદ રંગના કપ
સંદ હતા.

(૨) ખમીશ, કુર્તા (કફની) કે સદરી વગેરે પહેરે તો પ્રથમ જમણો હ
ાસ્તીન (બાંય)માં નાંખે અને તે પછી ડાબો હાથ નાંખે.

એ જ રીતે પાયજામો અને શલવાર પહેરતી વખતે પ્રથમ જમણો પ

(૩) પાયજામો, શલવાર કે લૂંગી (પગની) ઘૂંટીથી ઉપર રાખ
ટીથી નીચે લટકાવવાથી અલ્લાહ તઆલા નારાઝ થાય છે.

નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે,

'તેહબંદ (લૂંગી) ઘૂંટીથી નીચે લટકાવનાર પર અલ્લાહ તઆ
હમતની નજર ફરમાવશે નહિ.'

**૪) નવું કપડું પહેરીને આ દુઆ પઢે :**

اَلْحَمْدُ لِلّٰهِ الَّذِیْ كَسَانِیْ هٰذَا
مِنْ غَیْرِ حَوْلٍ مِّنِّیْ وَلَا قُوَّةٍ ط

**અલ્હમ્દુલિલ્લાહિલ્લઝી કસાની હાઝા મિન ગયૃ
હવ્લિમ્મિન્ની વલા કુવ્વહ."**

(૫) અમામા (પાઘડી)ની નીચે ટોપી રાખવી સુન્નત છે.

ટોપી વગર અમામા બાંધવો સુન્નતથી ખિલાફ છે.

(૬) કાળો સાફો બાંધવો મસનૂન છે.

શમ્લહનો (છેડો) છોડવો પણ સુન્નત છે.

શમ્લહનું પ્રમાણ એક હાથ કે તેનાથી વધારે પણ સ

(૭) કપડાં ઉતારતી વખતે 'બિસ્મિલ્લાહ' કહે.

કપડાં ઉતારવાની શરૂઆત ડાબી બાજુથી કરે.

ખમીશ કે કુર્તો (કફની) વગેરે ઉતારવું હોય ત્યારે

પ્રથમ ડાબો હાથ આસ્તીન (બાંય)માંથી કાઢે અને તે પછી જમણ

એ જ પ્રમાણે શલવાર અને પાયજામાં ઊતારતી વખતે પ્રથમ ડાબ
ગ બહાર કાઢે અને તે પછી જમણો પગ કાઢે.

(૮) જોડા પ્રથમ જમણા પગમાં પહેરે અને પછી ડાબા પગમાં પહેરે

(૯) જોડા (પગરખાં) ઉતારતી વખતે :

પ્રથમ ડાબા પગમાંથી ઉતારે અને પછી જમણા પગમાંથી ઉતારે.

**(૧૦) નવા જોડા (પગરખાં) પહેરીને આ દુઆ પઢે :**

اَللّٰهُمَّ اِنِّیْ اَسْئَلُکَ مِنْ خَیْرِهٖ
وَخَیْرِ مَا هُوَلَهٗ وَاَعُوْذُبِکَ مِنْ
شَرِّهٖ وَشَرِّمَا هُوَلَهٗ ط

**અલ્લાહુમ્મ ઇન્ની અસ્અલુ-ક મિન ખયરિહી વ ખયરિ મ
-વ લહૂ અઊઝુબિ-ક મિન શર્રિહી વ શર્રિ મા હુ-વ લહૂ.**

## બાલ (વાળ)ની સુન્નતો

(૧) નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના મુબારક
થાના વાળોની લંબાઈ વિશે નીચે પ્રમાણે રિવાયતો છે :

એક રિવાયત પ્રમાણે એની લંબાઈ કાનોના દરમિયાન સુધી હતી.

બીજી રિવાયત પ્રમાણે એની લંબાઈ કાનો સુધી હતી.

ત્રીજી રિવાયત પ્રમાણે કાનોની લવ (કાનની બૂટ) સુધી હતી.

ઉપરાંત ખભા સુધી કે ખભાની નજીક સુધી હોવાની રિવાયત પણ છે

(૨) કયા તો આખા માથાના વાળ રાખે અથવા આખુ માથુ મૂડાવ
ક હિસ્સાના વાળ રાખવા અને એક હિસ્સાના મૂંડાવવા કે કતરાવ
રામ કાર્ય છે. અલ્લાહ તઆલા હરેક મુસલમાનને એનાથી બચાવે.

(૩) દાઢી વધારવા અને મૂંછોને કમ કરવા વિશે હદીસમાં હુક
ાવેલો છે.

દાઢી (એક મૂઠ કરતાં કમ) કતરાવવાને તથા મૂંડાવવાને હરા
રમાવવામાં આવ્યું છે.

અલ્લાહ તઆલા દરેક મુસલમાનને એનાથી બચાવે.

(૪) મૂંછોને કાતરવામાં મુબાલગહ કરવું સુન્નત છે.

(૫) નાફ (દૂંટી) નીચેના, બગલના અને નાકના વાળ લેવા.

ચાલીસ દિવસ વીતી જાય અને સફાઈ ન કરે તો ગુનેહગાર થશે.

(૬) વાળોને ધોવા, તેલ લગાવવું અને હોળવા મસનૂન છે.

પરંતુ એકાદ દિવસ વચમાં છોડી દેવું જોઈએ.

(૭) જ્યારે તેલ નાંખવાનો ઈરાદો હોય ત્યારે ડાબા હાથની હથેળીમ
લ લઈને પ્રથમ ભવાં (ભમ્મર કે ભ્રુકુટિ) પર, તે પછી આંખો (પાંપણ
ર અને તે પછી માથામાં તેલ નાંખે.

(૮) માથામાં તેલ નાંખવાની શરૂઆત પેશાની (કપાળ) તરફથી કરે

(૯) વાળ હોળે ત્યારે પ્રથમ જમણી તરફથી શરૂ કરે.

**(૧૦) વાળ હોળતી વખતે કે જરૂરત અનુસાર જ્યારે પણ આયનામ
એ ત્યારે આ દુઆ પઢે :**

اَللّٰهُمَّ اَنْتَ حَسَّنْتَ خَلْقِيْ

**અલ્લાહુમ્મ અન્ત હસ્સન્ત ખલ્કી ફહસ્સિન ખુલૂકિ.**

**ભાવાર્થ :**

હે અલ્લાહ ! જેવી રીતે આપે મારી સૂરત સારી બનાવી (તેવી રીતે
ારા અખ્લાક પણ સારા કરી દે !

## નખ કાપવાની સુન્નતો

### હાથના નખ કાપવાની રીત :

જમણા હાથની શહાદતની આંગળી (અંગૂઠાની બાજુમાંની આંગળી)થ
રૂઆત કરે.

તે પછી વચલી આંગળી, તે પછી તેની બાજુની આંગળી અને તે પછ
ાની (ટચલી) આંગળીના નખ કાપે.

તે પછી ડાબા હાથની નાની (ટચલી) આંગળીથી શરૂ કરે અ
મવાર કાપતાં છેવટે અંગૂઠાનો નખ કાપે.

અને તે પછી સૌથી છેલ્લે જમણા હાથના અંગૂઠાનો નખ કાપે.

### પગના નખ કાપવાની રીત :

જમણા પગની નાની આંગળીથી શરૂઆત કરે અને ક્રમવાર કાપત
વટે અંગૂઠાનો નખ કાપે.

તે પછી ડાબા પગના અંગૂઠાથી શરૂઆત કરે અને ક્રમવાર કાપત
ાની આંગળીનો નખ કાપે.

### નખ કયારે કાપવા :

નખ જુમ્આની નમાઝથી પહેલાં કાપવા સુન્નત છે.

હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ જુમ્આના દિવસે નમાઝ પહેલ
છોને તથા નખોને કાપતા હતા.

જે શખ્સ જુમ્આના દિવસે નખ કાપે, આવતી જુમ્આ સુધી
લાઓથી તેને અલ્લાહ તઆલા પનાહ આપશે.

*('શામી' ભાગ : ૫, પાનું ૨૮૭ અને ૨૮*

**ચના :**

હાફિઝ ઈબ્ને હજર અસ્કલાની (રહ.) અને અલ્લામા ઈબ
ીકુલ્ઈદ (રહ.) ફરમાવે છે કે,

'નખ કાપવા માટે કોઈ ખાસ કેફિયત અને કોઈ દિવસ મુકર્રર (નક્કી
વા વિશે હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમથી મન્કૂલ અને સાબિ
થી. એટલે ઉપર લખેલો તરીકો મુસ્તહબ હોવાનો એ'તિકાદ જાઈઝ નથી

*('બઝલુલ મજહૂદ ફી હલ્લિ અબૂ દાવૂદ' ભા. ૧, પા. ૩*

## કુફ્ર કે ગુનાહના વસવસા વખતની સુન્નતો

(૧) વસવસા આવે ત્યારે નીચે પ્રમાણે પઢે :

**"અઊઝુબિલ્લાહિ મિનશ્શય્તાનિર્રજીમ"** અને

**"આમન્તુ બિલ્લાહિ વ રસૂલિહી"**

*('મિરકાત' ભાગ : ૧, પા. ૧૩*

(૨) બીજી સુન્નત એ છે કે હક તઆલાની ઝાતમાં ગૌર (ચિંતન, મન
ને વિચાર) ન કરે. ચિંતન, મનન અને વિચારનો સંબંધ ખલ્ક (સૃષ્ટિ
થે છે, ન કે ખાલિક (સર્જનહાર, સૃષ્ટા)ની સાથે.

*('મસાઈલુસ્સુલૂક' બયાનુલ કુઆ*

## અઝાન અને ઈકામતની સુન્નતો

(૧) અઝાન અને ઈકામત કિબ્લા તરફ મુખ કરીને કહેવું સુન્નત છે.

(૨) અઝાનના શબ્દો થોભી થોભીને અદા કરવા અને ઈકામત

(૩) અઝાનમાં **'હય્ય અલસ્સલાત'** અને **'હય્ય અલલ્ફલાહ'**

કહેતી વખતે જમણી અને ડાબી બાજુ મુખ ફેરવવું સુન્નત છે.

પરંતુ સીના (છાતી) અને કદમ કિબ્લા તરફ જ રહે.

(૪) જ્યારે અઝાન સાંભળો ત્યારે :

ઝિક્ર અને તસ્બીહ બંધ કરી દો.

અઝાનનો જવાબ આપો અર્થાત્ અઝાનના શબ્દો દોહરાવો.

જ્યારે મુઅઝ્ઝિન **'હય્ય અલસ્સલાહ'** અને **'હય્ય અલલ્ ફલાહ'** ક
ારે જવાબમાં **'લા હવ્લ વલા કુવ્વ–ત ઈલ્લા બિલ્લાહ'** કહો.

(૫) ફજરની અઝાનમાં **'અસ્સલાતુ ખયરુમ્મિનન્નૌમ'**ના જવાબમ
**દકત વ બર્રત'** કહેવામાં આવશે.

(૬) ઈકામતનો જવાબ પણ અઝાનની જેમ આપવામાં આવશે, પરંતુ

**'કદ્કામતિસ્સલાત'**ના જવાબમાં **'અકામહલ્લાહુ વ અદામહા'** કહેવામ
ાવશે.

(૭) અઝાન પૂરી થયા પછી દુરૂદ શરીફ પઢવું સુન્નત છે.

(૮) દુરૂદ શરીફ પઢીને આ દુઆ પઢે :

اَللّٰهُمَّ رَبَّ هٰذِهِ الدَّعْوَةِ
التَّآمَّةِ وَالصَّلٰوةِ الْقَائِمَةِ
اٰتِ مُحَمَّدَ ِالْـوَسِيْلَةَ

وَالْفَضِيْلَةَ وَابْعَثْهُ مَقَامًا
مَّحْمُوْدَ إِلَّذِیْ وَعَدْتَّهٗ اِنَّکَ
لَاتُخْلِفُ الْمِیْعَادَط

**અલ્લાહુમ્મ રબ્બ હાઝિહિદ્ દઅ્વતિત્તામ્મતિ વસ્સલાતિ
ાઈમતિ આતિ મુહમ્મદનિલ્વસીલ-ત વલ્ફઝીલ-ત વબ્અર
કામમ્મહમૂદનિલ્લઝી વ અત્તહુ ઈન્ન-ક લા તુખ્લિફુ
મીઆદ."**

## સૂવાની સુન્નતો

(૧) નબીએ કરીમ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમથી નીચેની તમા
ઝો પર આરામ ફરમાવવું સાબિત છે :

(૧) બોરિયહ (ગૂણપાટ) (૨) ચટાઈ (સાદડી) (૩) કાપડનું પાથર
) જમીન (૫) તખ્ત (૬) ચાર પાઈ (ખાટલો)

(૭) ચામડું અને ખાલ. *(ઝાદુલ મઆ*

(૮) બાવુઝૂ સૂવું સુન્નત છે. *(અબૂ દાવૂ*

(૯) જ્યારે પોતાના બિસ્તરા (પાથરણા) પર આવે ત્યારે તે
તાના કપડાંના છેડાથી ત્રણ વખત ઝાપટે. *(સિહાહ સિત્ત*

(૧૦) સૂવા પહેલાં બીજા કપડાં બદલવા સુન્નત છે. *(ઝાદુલ મઆ*

(૧૧) સૂવા પહેલાં 'બિસ્મિલ્લાહ' કહીને નીચે પ્રમાણે કામો કરે :

(૨) દીવો★ હોલવી નાખે.

(૩) મશ્કીઝહ (પાણી ભરવાની નાની મશક)નું મોઢું બાંધી દે

(૧૨) વાસણો✪ ઢાંકી દે અને જો તે વખતે ઢાંકવા માટે કંઈ ન મળે તો વાસણના મોઢાં પર (પહોળાઈમાં) એક લાકડી જ મૂકી દે. *(સિહાહ સિત્ત*

(૧૩) ઈશાની નમાઝ પછી કિસ્સા–કહાણીઓની મનાઈ છે. નમાઝ પઢી સૂઈ જવું જોઈએ. અલબત્ત, રોઝી કે ધંધા માટે જાગવાની ઈજાઝત છે.

(૧૪) સૂતી વખતે બંને આંખોમાં ત્રણ–ત્રણ સળી સુરમો લગાડવો ઔરત અને મરદ (બંને) માટે મસનૂન છે.

**(૧૫) જ્યારે સૂવાનો ઈરાદો હોય ત્યારે કુર્આન શરીફની આયત અને સૂરતો પઢો. દાખલા તરીકે :**

**અલ્હમ્દુ શરીફ,**

**સૂરએ મુલ્ક (તબારકલ્લઝી),**

**દુરૂદ શરીફ,**

**આયતુલ કુરસી,**

**ચાર કુલ.**

જો વધારે પઢી ન શકો તો એક–બે સૂરતો જરૂર પઢી લો, કારણ કે એ દુનિયા અને આખિરતની ભલાઈ તથા નેકબખ્તીની બુનિયાદ છે.

---

★ હદીસમાં આવ્યું છે કે, શયતાન ઉંદરને એ બતાવી દે છે કે તું દિવેટ ખેંચી લઈ જા ! (જે આગ લાગવાનું કારણ બની જાય છે.)

*('ફઝલે મુબીન' તરજુમએ 'હિસ્ને હસીન*

✪ મુસ્લિમ શરીફની એક રિવાયતમાં છે કે વરસમાં એક રાત એવી હોય છે જેમાં વબા (બીમારી) ઊતરે છે. (તે) જ્યારે ખુલ્લા વાસણ ઉપરથી પસાર થાય છે ત્યારે તેમાં તે વબાનો કંઈક ભાગ (અંશ) જરૂર દાખલ થઈ જાય છે.

(૧૬) સૂવા પહેલાં 'તસ્બીહે ફાતિમહ' (પઢવાની) કાળજી રાખે. અર્થા

૩૩ વખત **'સુબ્હાનલ્લાહ'**

૩૩ વખત **'અલ્હમ્દુલિલ્લાહ'** અને

૩૪ વખત **'અલ્લાહુ અકબર'** પઢે.

*(બુખારી, મુસ્લિમ, અબૂ દાવૂદ, તિરમિઝ*

(૧૭) સૂતી વખતે જમણી કરવટ પર કિબ્લા તરફ મુખ કરીને સૂ
સનૂન છે.

એવી રીતે ઊંધા સૂવું કે છાતી જમીન તરફ થાય અને પીઠ આસમાન
રફ થાય તેની મનાઈ છે, કારણ કે એવી રીતે શયતાન સૂએ છે.

(૧૮) બિસ્તરા પર સૂઈને આ દુઆ પઢે :

بِاسْمِكَ رَبِّيْ وَضَعْتُ جَنْبِيْ
وَبِكَ اَرْفَعُهٗ اِنْ اَمْسَكْتَ
نَفْسِيْ فَاغْفِرْلَهَا وَاِنْ اَرْسَلْتَهَا
فَاحْفَظْهَا بِمَا تَحْفَظُ بِهٖ عِبَادَكَ
الصَّالِحِيْنَ ط

બિસ્મિક રબ્બી વઝઅ્તુ જમ્બી વ બિ-ક અર્ફઉ
ન અમ્સક્ત નફ્સી ફગ્ફિર લહા વ ઈન અર્સલ્ત
હ્ફઝ્હા બિમા તહ્ફઝુ બિહી ઈબાદકસ્સાલિહીન.
*(સિહાહ સિત્ત*

(૧૯) તે પછી આ દુઆ પઢે :

اَللّٰهُمَّ بِاسْمِكَ اَمُوْتُ وَاَحْيٰ ط

અલ્લાહુમ્મ બિસ્મિ-ક અમૂતુ વ અહ્યા." *(બુખારી, મુસ્લિ*

(૨૦) સૂવા પહેલાં ત્રણ વખત આ ઈસ્તિગફાર પણ પઢે :

اَسْتَغْفِرُ اللّٰهَ الَّذِىْ لَآ اِلٰهَ اِلَّا
هُوَ الْحَيُّ الْقَيُّوْمُ وَاَتُوْبُ اِلَيْهِ ط

અસ્તગ્ફિરુલ્લાહલ્લઝી લા ઈલા-હ ઈલ્લા હુવલ્ હય્યુ
કય્યૂમુ વ અતૂબુ ઈલયહ." *(તિરમિઝ*

(૧૪) જો ખ્વાબમાં કોઈ ડરામણી (ભયાનક) વાત જોવામાં આ
ને આંખો ખુલી જાય તો ત્રણ વખત 'અઊઝુબિલ્લા
નશ્શયતાનિર્રજીમ' પઢીને ડાબી તરફ ધુત્કારી દો અને કરવ
દલીને સૂઈ જાઓ.

(૧૫) જો કોઈને ફુરસદ મળતી હોય તો સુન્નતની ઈત્તિબાઅ (અનુસરણ

# સફરની સુન્નતો

(૧) જ્યાં સુધી થઇ શકે સફરમાં ઓછામાં ઓછા બે આદમી જાય.

એકલો આદમી સફર ન કરે. અલબત્ત, જરૂરત અને મજબૂરી
ેકલા આદમીએ સફર કરવામાં વાંધો નથી.

(૨) સવારીના માટે રકાબ (પેંગડા)માં પગ મૂકે ત્યારે 'બિસ્મિલ્લા
હે.

(૩) સવારી ઉપર સારી રીતે બેસી જાય ત્યારે ત્રણ વખત 'અલ્લા
ાકબર' કહે અને આ દુઆ પઢે :

سُبْحٰنَ الَّذِىْ سَخَّرَ لَنَا هٰذَا وَمَا
كُنَّا لَهٗ مُقْرِنِيْنَ ﴿١٣﴾ وَاِنَّآ اِلٰى رَبِّنَا
لَمُنْقَلِبُوْنَ ﴿١٤﴾ (الزخرف ٤٣: ١٣-١٤)

**સુબ્હાનલ્લઝી સખ્ખર લના હાઝા વમા કુન્ના લ**
**ુક્રિનીન વ ઈન્ના ઈલા રબ્બિના લ મુન્કલિબૂન.**

ડ) તે પછી આ દુઆ પઢે :

اَللّٰهُمَّ هَوِّنْ عَلَيْنَا هٰذَا
السَّفَرَ وَاطْوِ عَنَّا بُعْدَهٗ

اَللّٰهُمَّ اَنْتَ الصَّاحِبُ فِى السَّفَرِ
وَالْخَلِيْفَةُ فِى الْاَهْلِ اَللّٰهُمَّ اِنِّىْ
اَعُوْذُبِكَ مِنْ وَّعْثَاءِ السَّفَرِ
وَكَابَةِ الْمَنْظَرِ وَسُوْءِ الْمُنْقَلَبِ
فِى الْمَالِ وَالْاَهْلِ وَالْوَلَدِ ط

**અલ્લાહુમ્મ હવ્વિન અલયૂના હાઝસ્સફર વત્વીઅન્**
**ુઅ્દહૂ અલ્લાહુમ્મ અન્તસ્સાહિબુ ફિસ્સફરિ વલ્ખલીફ**
**ીલ્અહલિ. અલ્લાહુમ્મ ઈન્ની અઊઝુબિ-ક મિં**
**અ્સાઈસ્સફરિ વ કઅ્બતિલ મન્ઝરિ વ સૂઈલ મુન્કલ**
**ફિલ્માલિ વલ્અહ્લિ વલ્વલદિ."**

**ાવાર્થ :**

હે અલ્લાહ ! આસાન કરી દે અમારા માટે આ સફરને અને કાપી ્મારા માટે એના લાંબા અંતરને.

હે અલ્લાહ ! તું જ સફરનો સાથી છે તથા ખબર રાખનાર છે ઘરબારન

હે અલ્લાહ ! હું પનાહ ચાહું છું તારી, સફરની મુશ્કેલીઓથી અ
રી હાલત જોવાથી તથા વાપસ આવીને બુરી હાલત પામવાથી, માલમ

(૫) મુસાફરીમાં થાંભવાની જરૂરત પડે તો સુન્નત એ છે કે રસ્તામાં
ઠીને કિયામ કરે. રસ્તામાં પડાવ ન નાંખે કે આવ–જા કરનારાઓ
રસ્તામાં રુકાવટ ઊભી થાય અને તેઓને તકલીફ પડે.

(૬) સફર દરમિયાન જ્યારે સવારી ઊંચાણ પર ચઢે ત્યારે ત્ર
ખત 'અલ્લાહુ અકબર' કહે.

(૭) જ્યારે સવારી નીચાણ તરફ ઉતરવા લાગે ત્યારે ત્રણ વખ
સુબ્હાનલ્લાહ' કહે.

(૮) જે શહેર કે ગામમાં જવાનો ઈરાદો હોય, તેને જ્યારે દૂરથી જુ
યારે ત્રણ વખત આ દુઆ પઢે :

اَللّٰهُمَّ بَارِكْ لَنَا فِيْهَا ط

**"અલ્લાહુમ્મ બારિક લના ફીહા."**

હે અલ્લાહ ! બરકત આપ અમને આ શહેરમાં !

(૯) જ્યારે એ શહેરમાં દાખલ થાય ત્યારે આ દુઆ પઢે :

اَللّٰهُمَّ ارْزُقْنَا جَنَاهَا وَحَبِّبْنَا
اِلٰى اَهْلِهَا وَحَبِّبْ صَالِحِىْ
اَهْلِهَا اِلَيْنَا ط

**અલ્લાહુમ્મર્ઝુક્ના જનાહા વ હબ્બિબ્ના ઈલા અહ્લિ**
**વ હબ્બિબ સાલિહી અહ્લિહા ઈલય્ના."**

ાવાર્થ :

હેરના લોકોમાં તથા મુહબ્બત અતા કર અમને આ શહેરના નેક લોકોન

(૧૦) રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો ઈરશાદ છે
જ્યારે સફરની જરૂરત પૂરી થઈ જાય ત્યારે પોતાના ઘરે પાછા આ
ઓ. બહાર સફરમાં જરૂરત વગર થોભવું સારું નથી.'

(૧૧) દૂરદરાઝના સફરથી ઘણાં દિવસો પછી પાછા આવે ત્યા
ન્નત એ છે કે,

અચાનક ઘરમાં દાખલ ન થાય, બલકે ઘરવાળાંઓને પોતા
આવવાની ખબર કરે અને થોડા સમય પછી ઘરમાં દાખલ થાય.

એ જ પ્રમાણે રાતનો વધારે ભાગ વીતી ગયો હોય ત્યારે જો મોડે
રે આવે તો તે જ વખતે ઘરમાં ન જાય,

બલકે બેહતર એ છે કે સવારે મકાનમાં જાય.

અલબત્ત, ઘરવાળાંઓને તમારા આવવાની આગળથી ખબર હો
ને તેઓને તમારો ઈન્તેઝાર પણ હોય તો તે જ વખતે ઘરમાં દાખ
વામાં કંઈ વાંધો નથી.

(૧૨) સફરમાં કૂતરો અને ઝાંઝર સાથે રાખવાની મનાઈ પણ આ
, કેમ કે એના કારણે શયતાન પાછળ પડી જાય છે અને સફરની બરક
લી જાય છે.

(૧૩) સફરમાંથી પાછા ફરનાર માટે એ મસનૂન છે કે ઘરમાં દાખ
વા પહેલાં મસ્જિદમાં જઈને બે રકાત નમાઝ પઢે.

(૧૪) જ્યારે સફરથી પાછા આવે ત્યારે આ દુઆ પઢે :

آئِبُوْنَ تَآئِبُوْنَ عَابِدُوْنَ

"આઈબૂન તાઈબૂન આબિદૂન લિરબ્બિના હામિદૂન.

ાવાર્થ :

અમે પાછા ફરનારા છીએ, તૌબા કરનારા છીએ, અલ્લાહની બંદ
રનારા છીએ, પોતાના પરવરદિગારની હમ્દ કરનારા છીએ.

## નિકાહની સુન્નતો

(૧) મસનૂન નિકાહ તે છે જે સાદાઈથી હોય,

જેમાં ભીડ અને ઘોંઘાટ ન હોય.

જેમાં તકલ્લુફ (ઔપચારિકતા) ન હોય.

જેમાં દહેજના સામાનની ઝંઝટ ન હોય.

(૨) નિકાહના માટે નેક અને સાલેહ વ્યક્તિ શોધવી તથા મંગણી
 પગામ મોકલવું મસનૂન છે.

(૩) જુમ્આના દિવસે, મસ્જિદમાં અને શવ્વાલના મહિનામાં નિકા
રવા પસંદપાત્ર અને મસનૂન છે.

(૪) નિકાહને મશહૂર (જાહેર) કરવા અને નિકાહ બાદ ખારેક
જૂર લૂંટાવવું યા વહેંચવું મસનૂન છે.

(૫) સ્થિતિ પ્રમાણે મહેર નક્કી કરવી સુન્નત છે.

(૬) શાદીની પ્રથમ રાતે જ્યારે બીવી સાથે એકાંતમાં મળે ત્યા
વીની પેશાનીના ઉપરના વાળ પકડીને આ દુઆ પઢે :–

اَللّٰهُمَّ اِنِّیْٓ اَسْئَلُکَ خَیْرَهَا

مِنْ شَرِّهَا وَشَرِّ مَا فِيْهَاط

**અલ્લાહુમ્મ ઈન્ની અસ્અલુક ખય્‌રહા વ ખય્‌ર મ**
**ફીહા વ અઉઝુબિ-ક મિન શર્રિહા વ શર્રિ મા ફીહા.**

(૭) જ્યારે બીવી સાથે સુહબત (સંભોગ)નો ઈરાદો કરે ત્યા
આ દુઆ પઢી લે, નહિતર શયતાનનો નુત્ફો (વીર્ય) પણ મર્દના નુત્ફા
સાથે અંદર ચાલ્યો જશે અને ઔલાદ શયતાનની ખસલતો (આદતો)મ
પડશે :–

بِسْمِ اللّٰهِ اَللّٰهُمَّ جَنِّبْنَا
الشَّيْطٰنَ وَجَنِّبِ الشَّيْطٰنَ
مَارَزَقْتَنَا۔

**"બિસ્મિલ્લાહિ અલ્લાહુમ્મ જન્નિબનશ્શયતાન વ**
**જન્નિબિશ્શયતાન મા રઝક્‌તના."**

**ભાવાર્થ :–**

હું અલ્લાહનું નામ લઈને કાર્ય કરું છું. હે અલ્લાહ ! અમ
શયતાનથી બચાવ અને જે ઔલાદ તું અમને આપે તેને પણ શયતાનથ
દૂર રાખ.

આ દુઆ પઢી લેવાથી જે ઔલાદ થશે તેને શયતાન કયારેય નુકસા

૮) વલીમા :

દુલ્હન સાથે પ્રથમ રાત (મધુરજની) વીતાવ્યા પછી પોતાના સ્નેહીઓ
ત્રો, સંબંધીઓ અને ગરીબોને વલીમાનું ખાવાનું ખવડાવવું–સુન્નત છે

વલીમા માટે જરૂરી નથી કે ઘણાં મોટા પ્રમાણમાં ખાવાનું તૈયાર કરાવી
વડાવે. શક્તિ પ્રમાણે થોડું ખાવાનું તૈયાર કરીને મિત્રો, સ્નેહીઓ
ગેરેને થોડું ખવડાવવું પણ સુન્નત અદા થવા માટે પૂરતું છે.

ખૂબ જ ખરાબ વલીમા તે છે કે માલદાર અને દુનિયાદાર લોકોને
ોલાવવામાં આવે, પરંતુ ગરીબ, મોહતાજ અને દીનદાર લોકો
ત્કારી દેવામાં આવે. એવા ખરાબ વલીમાથી બચવું જોઈએ.

વલીમામાં સુન્નત અદા કરવાની નિય્યત રાખે.

જે વલીમા નામવરી અને દેખાડાના માટે અથવા લોકોની તારી
પ્રશંસા)ના માટે કરવામાં આવે તેનો કંઈ સવાબ નથી, બલકે અલ્લા
આલાની નારાઝગી અને ગુસ્સાનો સંભવ છે.

(૯) મરદોના માટે સાડા ચાર માશા (આશરે સાડા ચાર ગ્રામ) વજ
રતાં ઓછા વજનની ચાંદીની વીંટી પહેરવાની ઈજાઝત છે.

સોનાની વીંટી મરદોના માટે બિલકુલ હરામ છે.

ઔરતોએ મહેંદી વાપરવી સુન્નત છે.

## મૌત અને મૌત પછીની સુન્નતો

(૧) જ્યારે એવું લાગે કે મૌતનો સમય હવે નજીક છે ત્યારે જે લો
ાં હાજર હોય તેઓ તેનું (મરનારનું) મુખ કિબ્લાની તરફ ફેરવી દે.

*(મુસ્તદરકે હાકિ*

(૨) જ્યારે મૌત નજીક હોવાનું લાગે ત્યારે આ દુઆ પઢે :

وَاَلْحِقْنِىْ بِالرَّفِيْقِ الْاَعْلٰى ط

**અલ્લાહુમ્મગ્ફિર્લી વર્હમની વઅલ્હિક્ન**
**બિર્રફીકિલ આ'લા."**

હે અલ્લાહ ! મને બખ્શી દે અને મારા પર રહમ ફરમાવ તથા મ
પરવાળા સાથીઓમાં પહોંચાડી દે. *(બુખારી, મુસ્લિમ, તિરમિઝ*

**(૩) જ્યારે રૂહ નીકળવાની નિશાનીઓ માલૂમ પડે ત્યારે આ પ્રમા**
**ઢે :**

اَللّٰهُمَّ اَعِنِّىْ عَلٰى غَمَرَاتِ
الْمَوْتِ وَسَكَرَاتِ الْمَوْتِ ط

**અલ્લાહુમ્મ અઈન્ની અલા ગમરાતિલ મવ્તિ વ સકરાતિ**
**મૌત."** *(તિરમિઝ*

હે અલ્લાહ ! મૌતની સખ્તીઓના મોકા પર મારી મદદ કર.

**(૪) જ્યારે મૌત થઈ જાય ત્યારે સંબંધીઓ આ દુઆ પઢે :**

اِنَّا لِلّٰهِ وَاِنَّآ اِلَيْهِ رَاجِعُوْنَ ط
اَللّٰهُمَّ اْجُرْنِىْ فِىْ مُصِيْبَتِىْ

ઈન્ના લિલ્લાહિ વ ઈન્ના ઈલયહિ રાજિઉન. અલ્લાહુમ્
અજિરની ફી મુસીબતી વખ્લુફ લી ખયરમ મિન્હા.”
*(મુસ્લિ*

બેશક, આપણે અલ્લાહ માટે જ છીએ અને આપણે અલ્લાહના
રફ પાછા ફરનારા છીએ. હે અલ્લાહ ! મારી મુસીબતમાં અજ
સવાબ) આપ અને એના બદલામાં મને એના કરતાં સારો બદલો આપ

(૫) રૂહ નીકળી જવા પછી મય્યિતની આંખો બંધ કરી દે.

(૬) જે શખ્સ મય્યિતને તખ્ત ઉપર મૂકવા માટે ઉઠાવે અથ
નાઝો ઉઠાવે ત્યારે 'બિસ્મિલ્લાહ' કહે. *(ઈબ્ને અબી શયબ*

(૭) મય્યિતને દફન કરવામાં ઉતાવળ કરવી સુન્નત છે.
*(સુનને અબૂ દાવૂ*

(૮) જ્યારે મય્યિતને કબરમાં મૂકે ત્યારે આ દુઆ પઢે :

بِسْمِ اللّٰهِ وَعَلٰى مِلَّةِ رَسُوْلِ اللّٰهِ
صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ ط

બિસ્મિલ્લાહિ વ અલા મિલ્લતિ રસૂલિલ્લાહિ સલ્લલ્લા
અલયહિ વ સલ્લમ.” *(બેહિશ્તી ઝેવ*

(૯) કબરમાં મય્યિતને જમણી કરવટ પર એવી રીતે સૂવાડવું જોઈ
સીનો સંપૂર્ણ રીતે કા'બાની તરફ થાય. પીઠને કબરની દીવાલ સા
ગાવી દે.

આજકાલ લોકો માત્ર મોઢું કા'બાની તરફ કરી દે છે અને ચત્તા સૂવા
. એટલે સીનો આસમાનની તરફ થાય છે. આ બિલ્કુલ સુન્નતથી ખિલાફ દે

ાવાનું સમાજના બધા લોકોએ કે તમામ રિશ્તેદારોએ ખાવું જાઈ
થી. મય્યિતવાળાઓના ખાવામાં (ખાવાનું આપવામાં) જેઓ શરીક
ઓના માટે આ ખાવાનું જાઈઝ છે. નામવરી અને દેખાવ કરવાના મ
ાવું કરવું જાઈઝ નથી. જે કંઈ મોજૂદ હોય તે આપી દેવામાં આવે.

*(જામિઅ તિરમિઝી, ઈબ્ને માજ*

(૧૧) કબરને ન ઘણી ઊંચી કરે કે ન પાકી બનાવે. *(મદારિજુન્નુબુવ્વ*

(૧૨) કબર પર પાણી છાંટવું સુન્નત છે. *(દુર્રે મુખ્તાર, શામ*

(૧૩) જ્યારે મય્યિતના દફનથી હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લ
ારિગ થતા ત્યારે પોતે પણ અને બીજાઓના માટે પણ ફરમાવતા કે
ોતાના ભાઈના માટે ઈસ્તિગફાર કરો તથા સાબિતકદમ રહેવાની દુઆ
રો કે અલ્લાહ તઆલા તેને મુન્કર–નકીરના જવાબમાં સાબિતકદ
મજબૂત) રાખે. *(અબૂ દાવૂદ, હાકિમ, બયહક*

## ઊંચાઈ પર ચઢવાની અને નીચે ઉતરવાની સુન્નતો

(૧) જ્યારે ઊંચાઈ પર ચઢે, ભલે મસ્જિદના કે પોતાના ઘરના એક–
ગથિયાં જ હોય ત્યારે ઊંચાઈ તરફ જમણો પગ આગળ વધારે અ
**અલ્લાહુ અકબર'** કહે.

(૨) એ જ પ્રમાણે જ્યારે નીચે ઊતરે ત્યારે ડાબો પગ આગળ વધા
ને **'સુબ્હાનલ્લાહ'** કહે. ભલે, આ ઉતરાણ મામૂલી હોય તો પણ અ
ન્નતનો સવાબ મેળવી લે.

## સામાજિક વ્યવહારની કેટલીક સુન્નતો

.) સલામ કરવી મુસલમાનો માટે ઘણી મોટી સુન્નત છે.

ઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે એની ઘણી તાકીદ ફરમાવી છે.

દરેક મુસલમાનને સલામ કરવી જોઈએ. ભલે તેને ઓળખતો હોય

નો આધાર નથી.

(૨) બુખારી અને મુસ્લિમની એક હદીસમાં છે કે,

'હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ બાળકો પાસેથી પસાર થ
આપે તેઓને સલામ કરી.'

એટલા માટે બાળકોને પણ સલામ કરવી સુન્નત છે.

(૩) સલામ કરવાની રીત એ છે કે :

ઝબાનથી **'અસ્સલામુ અલયકુમ'** કહે.

હાથથી, માથાથી કે આંગળીના ઈશારાથી સલામ કરવી યા સલામ
વાબ આપવો સુન્નતના ખિલાફ છે.

(૪) કોઈ મુસલમાન ભાઈથી મુલાકાત થાય તો સલામના પછી મુસાફ
રવું મસનુન છે. ઔરત બીજી ઔરતની સાથે મુસાફહ કરી શકે છે.

(૫) કોઈ મજલિસમાં જાઓ તો જ્યાં મોકો મળે અને જગા મળે ત્યાં બેસ
ઓ. બીજાને ઉઠાવીને પોતે બેસી જવું ગુનાહની વાત અને મકરૂહ છે.

(૬) જો કોઈ મજલિસમાં આવે અને જગા ન હોય તો અગાઉથી બેઠેલ
ખ્સોએ એક બીજાની પાસે થોડા ખસીને—સંકોચાઈને આવનાર મોમિ
ાઈના માટે જગા કરી આપવી જોઈએ.

(૭) જો કોઈ જગાએ માત્ર ત્રણ આદમીઓ હોય તો એકને છોડી
કીના બે જણાએ આપસમાં કાનાફૂસી (એક—બીજાના કાનમાં ધીમેથ
તો) કરવાની ઈજાઝત નથી, કારણ કે વગર કારણે (શંકાઓના લીધે
જા માણસનું દિલ દુ:ખી થશે અને મુસલમાન ભાઈને દુ:ખી કરવું ઘણ
ટો ગુનોહ છે.

(૮) કોઈના ઘરે જાય તો તેની ઈજાઝત લઈને ઘરમાં દાખલ થવું જોઈએ

(૯) જ્યારે બગાસું આવે ત્યારે સુન્નત એ છે કે મોઢું બંધ કરી લે.

કોશિશ કરવાં છતાં મોઢું બંધ ન થઈ શકે તો ડાબા હાથની પીઠને મોઢ

હા—હા અવાજ ન કાઢે, કારણ કે હદીસમાં એની મનાઈ છે.

(૧૦) જો કોઈનું સારું નામ સાંભળો તો તેનાથી પોતાના મકસદ
ાટે નેક ફાલ (શુભ સંકેત) સમજવું સુન્નત છે.

એનાથી ખુશ થવું પણ સુન્નત છે.

બદફાલી (અશુભ સંકેત) સમજવાની સખત મનાઈ ફરમાવવા
ાવી છે. જેમ કે :—

— રસ્તામાં ચાલતાં કોઈને છીંક આવી તો એમ સમજવું કે કામ ન થશે

— કાગડો બોલે, વાંદર જોવામાં આવે અથવા ઘૂવડ બોલે તો એના
ાફત આવવાની ધારણા કરવી.

આ વાતો સખત નાદાની, બિલકુલ પાયા વગરની, ગલત અ
ુમરાહીનો અકીદો છે.

એ જ પ્રમાણે :—

— કોઈને મનહૂસ સમજવું.

— કોઈ દિવસને મનહૂસ સમજવું ઘણું જ ખરાબ છે.

સુન્નત પર અમલ કરવાથી બંદો અલ્લાહ તઆલાનો મહબૂબ થ
ાય છે. એટલે કાળજીપૂર્વક (સુન્નતો પર) અમલ કરવો જોઈએ.

## વિવિધ સુન્નતો

જ્યારે આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ચાલતા હતા ત્યા
ોકોને આગળથી હઠાવવામાં આવતા ન હતા.

●

આપ જાઈઝ કામ માટે મનાઈ કરતા ન હતા. જો કોઈ સવાલ કર
ોઈ માંગતું) અને તેના સવાલને પૂરો કરવાનો ઈરાદો થતો ત્યારે 'હ
ડી દેતા, નહિતર ખામોશ થઈ જતા.

આપ પોતાનો ચહેરો કોઈથી ફેરવતા ન હતા જ્યાં સુધી કે તે ન ફેર

●

જો કોઈ ધીમેથી વાત કહેવા ચાહતો તો આપ પોતાના કાન તેના તર
રી દેતા અને જ્યાં સુધી તે ફારિગ ન થાય ત્યાં સુધી આપ કાન હઠાવતા ન હત

●

જ્યારે આપને છીંક આવતી ત્યારે હાથ કે કપડું મોઢા પર મૂકી દે
ને અવાઝ ધીમો કરતા.

●

જ્યારે મય્યિતના દફનથી હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લ
ારિગ થતા ત્યારે પોતે પણ અને બીજાઓના માટે પણ ફરમાવતા કે,

'પોતાના ભાઈના માટે ઈસ્તિગફાર કરો અને સાબિતકદમ રહેવા
આ કરો કે અલ્લાહ તેને મુન્કર–નકીરના જવાબમાં સાબિતકદ
મજબૂત) રાખે.'

●

જ્યારે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ કોઈને રુખ્સત (વિદા
રમાવતા ત્યારે આ દુઆ આપતા :

اَسْتَوْدِعُ اللّٰهَ دِيْنَكُمْ وَاَمَانَتَكُمْ
وَخَوَاتِيْمَ اَعْمَالِكُمْ ط

**અસ્તવ્દિઉલ્લાહ દીનકુમ વ અમનાતકુમ વ ખવાતી
અઅ્માલિકુમ."**

●

જ્યારે આં હઝરત સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને કોઈ ખુશી

اَلْحَمْدُ لِلّٰهِ الَّذِیْ بِنِعْمَتِهٖ
تَتِمُّ الصَّالِحَاتُ ط

**અલ્હમ્દુલિલ્લાહિલ્લઝી બિનિઅ્મતિહિ તતિમુસ્સાલિહાત.**

અને જ્યારે નાગવારી (અપ્રિયતા)ની હાલત પેશ આવતી ત્યા રમાવતા કે,

اَلْحَمْدُ لِلّٰهِ عَلٰی کُلِّ حَالٍ ط

**"અલ્હમ્દુલિલ્લાહિ અલા કુલ્લિ હાલ."**

●

જ્યારે કોઈ મળતું ત્યારે પ્રથમ આપ સલામ કરતા હતા.

●

જ્યારે કોઈ વસ્તુને (ડાબી કે જમણી) બાજુ તરફ જોતા ત્યારે પૂ હેરો ફેરવીને જોતા. અભિમાની માણસની જેમ ત્રાંસી (તીરછી) આં જોતા.

●

નિગાહ નીચી રાખતા હતા.
ખૂબ જ હયા (લજ્જા)ના કારણે નિગાહ ઠેરવીને જોતા ન હતા.

●

વર્તનમાં સખ્તી ફરમાવતા ન હતા.
નરમીને પસંદ ફરમાવતા હતા.

●

હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ચાલતી વખતે પગ ઉઠાવતા ત્યા મ કુવ્વતથી ઉખડતા હતા અને કદમ એવી રીતે મૂકતા હતા કે થોડાં ાગળ તરફ ઝૂકી જતા. નમ્રતા સાથે કદમ વધારીને એવી રીતે ચાલતા ણે કોઈ ઊંચાઈ ઉપરથી નીચાણ તરફ ઉતરતા હોય.

બધા સાથે હળી–ભળીને રહેતા હતા (અર્થાત્ શાન બનાવીને રહેતા
તા.) બલકે કોઈ કોઈ વખત મઝાક (ગમ્મત–વિનોદ) પણ કરી લેતા હત

●

જો કોઈ ગરીબ આવતો અથવા વૃદ્ધા આપની સાથે વાત કર
હતી તો સડકના કિનારે સાંભળવા માટે ઊભા રહી જતા કે બેસી જત

●

નમાઝમાં કુર્આન મજીદની તિલાવત ફરમાવતા ત્યારે સીના
બારકમાંથી હાંડી ઊકળવાના જેવો અવાજ આવતો. અલ્લાહના ખૌફ
રણે આ હાલત થતી હતી.

●

ઘરવાળાંઓનો ઘણો ખ્યાલ રાખતા હતા કે કોઈને આપ સલ્લલ્લા
લયહિ વ સલ્લમથી તકલીફ ન પહોંચે. એટલા જ માટે રાતે બહાર જવા
તું ત્યારે હળવેથી (અવાજ ન થાય એ રીતે) ઊઠતા, હળવેથી પગરપ
હેરતા. હળવેથી બારણું ખોલતા અને હળવેથી બહાર ચાલ્યા જતા.

એ જ પ્રમાણે ઘરમાં તશરીફ લાવતા ત્યારે હળવે રહીને આવતા
થી સૂતેલાંઓને તકલીફ ન થાય અને કોઈની ઊંઘ ખરાબ ન થઈ જાય.

●

જ્યારે ચાલતા ત્યારે નિગાહ નીચી જમીન તરફ રાખતા. સમૂહની સા
લતા ત્યારે બધાંથી પાછળ રહેતા. કોઈ સામેથી આવતું ત્યારે સૌ
લામ આપ જ કરતા.

●

બાળક સાત વરસનું થઈ જાય ત્યારે નમાઝ અને દીનની બીજી વાતો
કમ સુન્નત છે.

બાળક દસ વરસનું થઈ જાય ત્યારે મારીને (પણ) નમાઝ પઢાવ
ન્નત છે.

●

ઝઝતથી પેશ આવવુ સુન્નત છે.

●

પોતાના સમયમાંથી કેટલોક સમય અલ્લાહની ઈબાદત માટે, કેટલો
મય ઘરવાળાઓના હકો અદા કરવા માટે જેમ કે હસવું, બોલવું (વગરે
ાટે અને કેટલોક સમય પોતાના બદનની રાહતના માટે કાઢવું સુન્નત છે

●

સરવરે દો આલમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ પર દુરૂદ શરી
ઢતાં રહેવું.

●

પડોશીની સાથે એહસાન કરવું, મોટાંઓની ઈઝઝત કરવી. નાનાઅ
ર રહમ કરવી સુન્નત છે.

કોઈ સગાં–સંબંધી બદસુલૂકી (ખરાબ વ્યવહાર) કરે તો (પણ) તેન
ાથે સુલૂક (સદ્‌વર્તન)થી પેશ આવવું સુન્નત છે.

●

જ્યારે બાળક જન્મે ત્યારે તેના જમણા કાનમાં અઝાન અને ડાબ
નમાં તકબીર કહેવી સુન્નત છે.

જ્યારે બાળક સાત દિવસનું થઈ જાય ત્યારે તેનું સારું નામ રાખવું. કો
ઝુર્ગથી ખારેક ચવડાવીને બાળકના મોઢામાં નાંખવું કે ચટાવ
ન્નત છે.

●

પડોશીને પોતાના તરફથી કોઈ તકલીફ ન થાય એની કાળજી રાખવ
ને સારી વાત કહેવી. નહિતર ખામોશ રહેવું સુન્નત છે.

●

સિલારહમી (રહમપૂર્વક વર્તન–વ્યવહાર) કરવી સુન્નત છે.

નાફ (દૂટી) નીચેના, બગલના અને નાકના વાળ સાફ કરવા (કાઢવા
ન્નત છે.

જો ચાલીસ દિવસ વીતી જાય અને સફાઈ ન કરે તો ગુનેહગાર થશે.

●

એક મુઠ્ઠી કરતાં વધારે (લાંબી) દાઢી રાખવી કે એક મુઠ્ઠી જેટલ
ખવી સુન્નત છે.★

મૂંછોને કતરાવવું, કતરાવવામાં મુબાલગહ કરવું સુન્નત છે.

●

જેઓ દુન્યવી રીતે કમજોર છે તેમનો ખ્યાલ રાખવો અને જેઓ દીન
તે વધારે દીનદાર છે તેવા લોકોનો (પણ) ખ્યાલ રાખવો સુન્નત છે.

ડાબી તરફ ટેક લગાવવું સુન્નત છે.

●

બીવીનું દિલ ખુશ કરવા માટે તેની સાથે ગમ્મત કરવું અને હંસ
ગમ્મત–વિનોદ)ની વાત કરવી પણ સુન્નત છે.

●

ફજરની નમાઝ બાદ ઇશરાક સુધી આપ (સલ્લલ્લાહુ અલયહિ
સ્લમ) મસ્જિદમાં મુરબ્બઅ (આલતી–પાલતી અર્થાત્ પલાંઠી મારીને
સતા હતા.

પોતાના અસ્હાબ (સાથીઓ)માં પણ આપ મુરબ્બઅ (પલાંઠી મારીને
સતા હતા.

અલબત્ત, નાનાઓએ મોટાંઓની સામે દો–ઝાનૂ (નમાઝની જેમ પગો

---

દાઢી રાખવી વાજિબ છે :
એક મુઠ્ઠી જેટલી (લાંબી) રાખવી સુન્નતે મુઅક્કદહ છે :
એક મુઠ્ઠી કરતાં ઓછી કરવી નાજાઇઝ છે.
દાઢીની વધારે પડતી લંબાઇ પણ સુન્નતથી ખિલાફ છે.

ાછળ વાળીને બેસવું) વિનય—વિવેક અને આદરની દ્દષ્ટિએ વધારે યાગ
ોવાનું લખ્યું છે.
*('શામી' ભાગ :*

●

પોતાના મુસલમાન ભાઈને પ્રફુલ્લિત ચહેરાથી મળવું અને તે
સાડવા માટે પોતાની જગાએથી કંઈક ખસી જવું, ભલે સહેજ જ ખસવા
ોય સુન્નત છે.

●

સવારી પર તેના માલિકને આગળ બેસવા માટે કહેવું અને તે
પષ્ટ પરવાનગી વગર આગળ ન બેસવું સુન્નત છે.

*(અત્તઅહકકુલ સદરિદ્દાબ્બતિ અલ હદી*

## દુરૂદે ઈબ્રાહીમ

اَللّٰهُمَّ صَلِّ عَلٰى مُحَمَّدٍ وَّعَلٰٓى اٰلِ مُحَمَّدٍ كَمَا
صَلَّيْتَ عَلٰٓى اِبْرَاهِيْمَ وَعَلٰٓى اٰلِ اِبْرَاهِيْمَ اِنَّكَ
حَمِيْدٌ مَّجِيْدٌ ط اَللّٰهُمَّ بَارِكْ عَلٰى مُحَمَّدٍ
وَّعَلٰٓى اٰلِ مُحَمَّدٍ كَمَا بَارَكْتَ عَلٰٓى اِبْرَاهِيْمَ
وَعَلٰٓى اٰلِ اِبْرَاهِيْمَ اِنَّكَ حَمِيْدٌ مَّجِيْدٌ ط

● ● ●

سُبْحٰنَ رَبِّكَ رَبِّ الْعِزَّةِ عَمَّا يَصِفُوْنَ ﴿١٨٠﴾ وَسَلٰمٌ عَلٰى
الْمُرْسَلِيْنَ ﴿١٨١﴾ وَالْحَمْدُ لِلّٰهِ رَبِّ الْعٰلَمِيْنَ ﴿١٨٢﴾ (الصّٰفّٰت ٣٧: ١٨٠-١٨٢)

# ✪ પ્રકરણ—૧૧ ✪

## જુમ્આના દિવસના નવ આ'માલ

નીચે જણાવેલા નવ આમાલ પર જુમ્આના દિવસે અમલ કરવાથી એ
રસના રોઝા અને એક વરસની નમાઝનો સવાબ હરેક કદમ પર મળે છે :

(૧) બીજા દિવસો કરતાં જુમ્આના દિવસે સવારે કંઈક વહેલા ઊઠવું.

(૨) ગુસલ કરવું.

(૩) સાફ (સ્વચ્છ) કપડાં પહેરવા.

(૪) મસ્જિદે જલદી જવાની ફિકર કરવી.

(૫) મસ્જિદે પગે ચાલીને જવું.

(૬) ઈમામની નજીક બેસવાની કોશિશ કરવી.

(૭) જો સફો ભરાઈ ગઈ હોય તો સફોને ઓળંગીને (ફલાંગીને) આગ
જવું.

(૮) પોતાના કપડાંથી કે વાતોથી રમત—ગમત યા હસી—મઝાક ન કરવી

(૯) ખુત્બાને ધ્યાનથી સાંભળવો.

**ા ઉપરાંત,**

જુમ્આના દિવસે જે કોઈ 'સૂરએ કહફ' પઢશે તેના માટે અર્શના નીચેથ
ાસમાનના બરાબર બુલંદ એક નૂર જાહેર થશે, જે કિયામતના અંધારામ
ને કામ આવશે અને આ જુમ્આથી અગાઉની જુમ્આની તમામ ખતાઅ
ાગીરહ અર્થાત્ નાના ગુનાહો) તેના માફ થઈ જશે.

નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો ઈરશાદ છે કે,

દિવસે દુરૂદના ફરિશ્તાઓ હાજર થાય છે અને દુરૂદ મારી સમક્ષ પે
રવામાં આવે છે.' *(ઈબ્ને માજ*

## જુમ્અહની નમાઝની મહાન ફઝીલતો

(૧) હઝરત અબૂ હુરૈરહ (રદિ.) બયાન કરે છે કે જનાબ રસૂલુલ્લ
લ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું, ''જે માણસ સારી રીતે વુઝૂ ક
માઝ માટે આવ્યો અને ચુપચાપ બેસી ખુત્બો સાંભળ્યો તો એના ગુના
ાત્ર એક જુમ્અહથી બીજી જુમ્અહ સુધીના જ નહિ, બલકે ત્રણ દિવસ
ૌર વધુ ગુનાહ પણ બખ્શી દેવામાં આવે છે.'' *(મુસ્લિ*

(૨) હઝરત અબૂ હુરૈરહ (રદિ.)થી રિવાયત છે કે જનાબ નબી
રીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું, ''જુમ્અહની નમાઝ એ
ુમ્અહથી બીજી જુમ્અહ સુધીના અને રમઝાનના રોઝહ એક રમઝાન
ીજી રમઝાન સુધીના ગુનાહો માટે કફ્ફારહ છે. શરત એ કે કબી
ુનાહોથી બચેલો રહે.'' *(મુસ્લિ*

(૩) હઝરત યઝીદ બિન મરયમ (રદિ.) બયાન કરે છે કે, ''હું જુમ્અહ
માઝ પઢવા જઈ રહ્યો હતો એટલામાં મને રસ્તામાં હઝરત અબાયહ બિ
ફાઅહ (રદિ.) મળી ગયા. તેમણે મને પૂછયું, ''કયાં જાઓ છો ?''
હ્યું, ''જુમ્અહની નમાઝ માટે જઈ રહ્યો છું.'' તેમણે કહ્યું, ''મુબારક હો
મારું એ ચાલવું ! એ તો અલ્લાહના રસ્તે ચાલવું છે.'' જનાબ રસૂલુલ્લ
લ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું છે કે, ''જે બંદાના પગો અલ્લાહ
ાર્ગે ધૂળવાળા બન્યા તેના ઉપર આગ હરામ છે.'' *(તિરમિઝ*

(૪) હઝરત સલમાન ફારસી (રદિ.) ફરમાવે છે કે જનાબ સરકારે
ાલમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનું ફરમાન છે, ''જુમ્અહના દિવ
ગુસલ કરે છે, માથામાં તેલ નાખે છે, ખૂશ્બુ લગાડે છે, સારી રીતે પાકસ
ાય છે, નમાઝ માટે જાય છે ને જેટલી નમાઝ અલ્લાહે તેના નસીબ
ખી છે તેટલી જ નમાઝ પઢે છે, ખુત્બા વખતે ચૂપ રહે છે, મુસલમાનો

ાજી જુમ્અહ સુધીના ગુનાહો માફ કરી દે છે.''★ (બુખા

(૫) હઝરત ઔસ બિન ઔસ (રદિ.) બયાન કરે છે કે જના
સૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું, ''જે માણસે ગુસલ પ
ર્યું અને ગુસલ કરાવ્યું.* ફરી નમાઝે જુમ્અહ માટે વહેલો આવ્યો, પગપા
ાલ્યો, ઈમામની પાસે બેઠો, ખુત્બો સાંભળ્યો, કોઈ નકામું કામ ન કર્યું
ોનાં દરેક ડગલે એક વર્ષની ઈબાદતનો અજર લખાય છે.'' (અબૂ દાવ

(૬) હઝરત ઔસ બિન ઔસ (રદિ.)થી રિવાયત છે કે જના
સૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું, ''સર્વે દિવસો
ાફઝલ જુમ્અહનો દિવસ છે. એ જ દિવસે હઝરત આદમ અલયહિસ્સલ
દા થયા; એ જ દિવસે તેમની વફાત થઈ, એ જ દિવસે સૂર ફુંકાશે, જે
ા દિવસે મારા ઉપર ઘણું જ દુરૂદ પઢયા કરો. તમારું દુરૂદ મારી સામે પ
ાય છે.'' કોઈએ પૂછયું, ''આપ તો માટી થઈ જશો. વફાત પછી આપ
રીર ધૂળમાં મળી જશે. ફરી દુરૂદ કેવી રીતે પેશ થઈ શકશે ?'' જના
સૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે ''અલ્લાહ તઆલા
બીઓનાં શરીરોને જમીન ઉપર હરામ કરી દેવામાં આવ્યાં છે.'' (અબૂ દાવ

(૭) હઝરત અબૂ હુરૈરહ (રદિ.) બયાન કરે છે કે જનાબ રસૂલુલ્લ
લ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું, ''જુમ્અહના દિવસે એક ઘ
ાવી છે કે એ ઘડીએ જે દુઆ માંગવામાં આવે તે કબૂલ થઈ જાય છે.''

(બુખારી, અબૂ દાવ

---

એ રિવાયત તબરાની અને ઇમામ અહમદે હઝરત અબૂ ઐયૂબ અનસારી (રદિ.)
કલ કરી છે.

"ગુસલ કરાવ્યું" આ પોતાની પત્ની સાથે સોહબત કરવા તરફ સૂચન છે. એ
કારની રિવાયત ઇમામ અહમદે હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર બિન આસ (રદિ.)
કલ કરી છે.

એ ઘડી સંબંધી જો કે આલિમો વચ્ચે મતભેદ છે, પરંતુ સહીહ વચન એ છે કે એ ઘ
મ્અહના દિવસે અસરની નમાઝથી લઇને મગરિબ સુધીના વચ્ચેના ગાળામાં છે. બી
ાન એ છે કે ઇમામના મિમ્બર ઉપર બેસવાથી લઇને નમાઝ પૂરી થાય ત્યાં સુધી

(૮) હઝરત અબૂ ઉમામહ (રદિ.)થી રિવાયત છે કે જનાબ રસૂલુલ્લા
લ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું, ''જુમ્અહના દિવસનું ગુસ
ન્સાનના ગુનાહોને દરેક વાળની જડથી ખેંચી કાઢે છે.'' *(તબરાન*

(૯) હઝરત અબૂ હુરૈરહ (રદિ.) બયાન કરે છે કે જનાબ રસૂલુલ્લા
લ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું, ''જુમ્અહને દિવસે પહેલી ઘડી
માણસ નમાઝ માટે પહોંચી ગયો તેને એક ઊંટની કુરબાનીનો સવા
ળે છે. બીજી ઘડીએ જનારને ગાયનો અને ત્રીજી ઘડીએ જનારને બકરીનો
થી ઘડીવાળાને એક મરઘીનો અને પાંચમી ઘડીવાળાને એક ઈંડાનો સવા
ળે છે. જ્યારે ઇમામ ખુત્બહ માટે બહાર આવે છે ત્યારે ફરિશ્તાઅ
ત્બહ સાંભળવામાં લાગી જાય છે.'' *(બુખાર*

મતલબ એ છે કે ખુત્બાની પહેલાં પહેલાં આવનારનો સવાબ મંડાત
હે છે. પણ ખુત્બો શરૂ થઈ ગયા પછી એ મામલો બંધ થઈ જાય છે.

(૧૦) હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસ્ઉદ (રદિ.) ફરમાવે છે કે સરકા
આલમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનું ફરમાન છે કે, ''જુમ્અહન
જરીમાં જે તરતીબ (ક્રમ) હશે તે જ તરતીબ અલ્લાહની પાસે બેસવામ
શે, પરંતુ જે પહેલો આવ્યો હશે તે કિયામતમાં અલ્લાહ તઆલાની તદ
જીક હશે, બીજો બીજા નંબરે, ત્રીજો ત્રીજા નંબરે, ચોથા નંબરવાળો પ
લ્લાહથી કંઈ વધુ દૂર ન હશે.'' *(ઈબ્ને માજ*

મતલબ એનો એ છે કે જુમ્અહની નમાઝ માટે મસ્જિદે જલદી જ
લ્લાહ તઆલાની નજદીકીની નિશાની છે.

(૧૧) હઝરત અબૂ સઈદ ખુદરી (રદિ.) રિવાયત કરે છે કે જના
ફૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું, ''જુમ્અહના દિવ
માણસ સૂરએ કહફ પઢશે તેના માટે બે જુમ્અહ દરમ્યાન એક નૂ
મકતું રહેશે.'' *(નસાઈ*

(૧૨) હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.) બયાન કરે છે કે જના
સૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે જુમ્અહના દિવ

ને જુમ્અહના દરમ્યાન જે ગુનાહો થયાં હશે તે માફ થઈ જશે.''

*(ઈબ્ને મઅરૂવિય*

(૧૩) હઝરત અબૂ સઈદ ખુદરી (રદિ.) બયાન કરે છે કે જનાબ રસૂ
કરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું, ''પાંચ અમલ (કૃત્ય
વા છે કે જે માણસ તેમને એક જ દિવસમાં અમલ કરી લેશે તો અલ્લ
આલા તેનું નામ જન્નતીઓમાં લખી દેશે : (૧) બીમારપુર્સી માટે જ
૨) જનાઝામાં ભાગ લેવું. (૩) દિવસભર રોઝો રાખવું. (૪) જુમ્આ
માઝ માટે જવું અને (૫) ગુલામ આઝાદ કરવું. *(ઈબ્ને હિબ્બા*

(૧૪) હઝરત અબૂ બક્ર સિદ્દીક (રદિ.) અને હઝરત ઈમરાન બિ
સૈન (રદિ.) બયાન કરે છે કે જનાબ સરકારે દો આલમ સલ્લલ્લા
લયહિ વ સલ્લમે ફરમાવ્યું; ''જે માણસ જુમ્અહના દિવસે ગુસલ કરે
ના તમામ ગુનાહો માફ થઈ જાય છે. જ્યારે તે નમાઝ પઢવાના ઈર
લે છે તો એનાં દરેક ડગલે વીસ નેકીઓ લખવામાં આવે છે, ને જ્યા
નમાઝથી ફારિગ થઈ જાય છે તો એને બસો વર્ષની ઈબાદતનો સવા
ળે છે.''★ *(તબરાન*

(૧૫) હઝરત અબૂ મૂસા અશ્અરી (રદિ.) બયાન કરે છે કે આકાએ
હાં સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું, ''કિયામતમાં એ સર્વે દિવ
ત પોતાની હાલત ઉપર લાવવામાં આવશે; પણ જુમ્અહના દિવસને એ
રાની અને રોશન ચહેરા સાથે લાવવામાં આવશે. જુમ્અહ પઢનારા
ને નવા વર કે વધુ પેઠે ઘેરી તેના અજવાળામાં ચાલી રહ્યા હશે. તેમ
ગ બરફ પેઠે ઘણો જ ઉજળો હશે, ને તેમના શરીર કસ્તુરી પેઠે મહે
હેંક થઈ રહ્યા હશે, એ લોકો કપુરના ટેકરાઓ ઉપર ફરતા હશે. એમ
ઈ તમામ લોકો નવાઈ પામશે અને એમને વારંવાર જોશે, અંતે એ લો
ન્નતમાં દાખલ થશે. એમના મરતબાને જે મુઅઝ્ઝિનો અલ્લાહ માટે
ંચ વખત અઝાન કહે છે તેમના સિવાય કોઈ માણસ પહોંચી શકશે નહિ.

*(તબરાની, ઈબ્ને ખુઝૈમ*

---

એક રિવાયતમાં હઝરત અબૂ બક્ર સિદ્દીક (રદિ.)થી એમ બયાન કરવામાં આવ્યું

મતલબ એ છે કે આ દુન્યાની દરેક ચીજને કિયામતના દિવસે અ
કલ—એક રૂપ મળશે, જે વડે કિયામતના લોકો ઓળખી લેશે. દાખલ
રીકે નમાઝને એક ખાસ રૂપ આપવામાં આવશે, રોઝહને એક રૂપ
મઝાનને એક ખાસ રૂપ, એ જ મુજબ વાર, માસ પણ એક શકલ અ
પમાં પેશ થશે. બીજા દિવસોને તો સાધારણ રૂપ આપવામાં આવશે, પરં
મ્અહને એક નૂરાની અને ચમકદાર હાલતમાં મેદાને કિયામતમાં પે
રવામાં આવશે કે જુમ્અહની પાબંદી કરનારા અને જુમ્અહને પૂરી સંભા
હિત અદા કરનારા જુમ્અહના દિવસને ચારે તરફથી એ પ્રમાણે ઘે
શે, જેમ બરાતી (જાનૈયા) દુલ્હા દુલ્હનને ઘેરી લે છે. સર્વે જુમ્અ
દા કરનારાઓ જુમ્અહનાં નૂર અને એનાં અજવાળામાં મેદાને કિયામ
સાર કરી જન્નતમાં દાખલ થઈ જશે.

(૧૬) હઝરત અબૂ હુરૈરહ (રદિ.) અને હઝરત હુઝયફહ (રદિ
યાન કરે છે કે જનાબ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્
અલ્લાહ તઆલાએ અમને જુમ્અહનો દિવસ આપી તમામ પાછળ
મ્મતો ઉપર ફઝીલત અતા કરી છે. યહૂદીઓને શનિવારનો દિવસ આપ્યો
સાઈઓને રવિવાર આપ્યો. એ લોકો કિયામત સુધી આપણા કરતાં પાછ
હેશે. આપણે દુન્યામાં સૌ કરતાં પાછળ આવ્યા ને કિયામતમાં આપણ
ગફિરત સૌથી પહેલાં થશે.'' *(મુસ્લિ*

(૧૭) હઝરત અનસ (રદિ.) બયાન કરે છે કે સરકારે દો આલ
લ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો હુકમ છે કે, ''જુમ્અહનો દિવસ અ
ાત્રીમાં ૨૪ કલાકો છે, ને દરેક કલાકે અલ્લાહ તઆલા ૬૦
હન્નમીઓને જહન્નમથી આઝાદ કરે છે.'' *(અબૂ યઅ્લ*

(૧૮) હઝરત અબૂ હુરૈરહ (રદિ.)થી રિવાયત છે કે જનાબ હુઝૂ
કરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું, ''જે માણસે જુમ્અહન
તે સૂરએ હામીમ દુખાન પઢી તેના માટે ૭૦ હજાર ફરિશ્તાઅ
સ્તિગફાર પઢે છે ને તેના સર્વે ગુનાહો માફ કરી દેવામાં આવે છે.''
*(તિરમિઝ*

(૧૯) હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસ (રદિ.) બયાન કરે છે

આલા અને તેના ફરિશ્તાઓ સૂરજ આથમતાં સુધી દુરૂદ મોકલે છે.'
(તબરા

(૨૦) આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)થી રિવાયત છે કે
ુમ્આની નમાઝ પછી સૂરએ ઈખ્લાસ (કુલ હુવલ્લાહુ અહદ) ૧૦૦ (સ
ખત અને દુરૂદ શરીફ ૧૦૦ (સો) વખત અને સિત્તેર (૭૦) વાર નીચે
આ પઢશે તો અલ્લાહ તઆલા તે માણસની ૧૦૦ (સો) જરૂરતો પૂ
રશે, જેમાંથી ૩૦ (ત્રીસ) દુનિયાની અને ૭૦ (સિત્તેર) આખિરતની.
આ આ છે :

اَللّٰهُمَّ اكْفِنِىْ بِحَلَالِكَ
عَنْ حَرَامِكَ وَاَغْنِنِىْ
بِفَضْلِكَ عَمَّنْ سِوَاكَ ط

**અર્થ :** હે અલ્લાહ તઆલા ! હરામથી બચાવી, પોતાના હલાલ વડે
ારી કિફાલત ફરમાવ. તું મારા વતી જવાબદાર બની જા અને પોતા
ઝલ વડે તું મને પોતાના ગેરથી બેનિયાઝ ફરમાવી દે.

*(હદીસ) સઆદતે દારૈન મૌ. અશરફ અહમદ રાંદેરીની કિતા*

(૨૧) જુમ્આની નમાઝ પછી જે માણસ ૧૦૦ (સો) વખ
**સુબ્હાનલ્લાહિલ અઝીમિ વ બિહમ્દિહી"** પઢશે તો તે પઢનારના અને
ઢનારના માં–બાપના અલ્લાહ તઆલા એક–એક લાખ ગુનાહો મ
રશે. *(સઆદતે દારૈન મૌ. અશરફ અહમદ રાંદેરીની કિતા*

● ● ●



# ✪ પ્રકરણ—૧૨ ✪

# હુકૂકુલ ઈબાદ વિશે

● ઈમાનવાળા તો સાંગોપાંગ ભલાઈ અને બરકત રૂપ છે. સદાસર્વ લ્યાણદાયી મંગલકારી ને પુણ્યશાળી ય. તેઓ જ્યાં જાય ત્યાં સારાં કા જાવે—સારી વાતો અપનાવે.

● તમે તેમને પરસ્પર હેતપ્રેમ ને માયા—મુહબ્બત દાખવનારા જોશં ક—બીજા સાથે ભાઈચારો અને સુલેહસંપ રાખનારા, એક કલિમાવા ક અંગ સમા, એક દિલ ને નેક દિલ !

● ઈમાનવાળા તો ખજૂરીના ઝાડ જેવા છે. જેમ ખજૂરીનો દરે ાગ ઉપયોગી તેમ ઈમાનવાળાય માનવજાતને લાભ જ લાભ દે ોય, નુકસાન નહીં.

*(જન્નતના ચાળીસ રસ્તા—પ્રકાશન નં. ૧૦૮ પ્રકાશન વિભાગ : દા*
*ઉલૂમ—ભરૂ*

## ઇન્સાનના હકો કુર્આન અને હદીસ શરીફની રોશનીમાં

## ૧) યતીમની જિમ્મેદારી ઉઠાવવાનો મહાન સવા અને ફઝીલત :

રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ સમાજમાં કચડાયેલા પડાયેલા ગરીબ—ફકીર—યતીમ જેમનું સમાજમાં કોઈ સ્થાન નથ વહ—મઅઝૂર, જેમનો કોઈ આસરો—સહારો નથી. તેમને સાથ—સહક ાપનાર—મદદ કરનાર પોતાની કમાઈ—વેપાર—નોકરી કે ખેતી ાવકમાંથી મદદ કરનારા—તેમની સહાય કરનારાઓ માટે કેટલું ઉ ાન રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ આપ્યું છે, જે ઈમા ખારી (રહ.)એ પોતાની મહાન કિતાબ સહીહ બુખારી શરીફમાં ત્ર

**પહેલું હેડીંગ** : એ માણસની ફઝીલત જે કોઈ એક યતીમ
ખાવા–પીવા–કપડા) બાબતની જિમ્મેદારી ઉઠાવે. હઝરત સહલ ઈ
અદ (રદિ.) રસૂલે અકરમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)થી રિવાય
રે છે કે હું ખાતમુન્નબીય્યીન હઝરત મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ
લ્લમ) અને યતીમની જિમ્મેદારી ઉઠાવનારા જન્નતમાં આ પ્રમાણે હ
હાદતની આંગળી અને વચલી આંગળી તરફ ઈશારો ફરમાવ્યો. (બુખા
રીફ ભાગ–૨, પેજ–૮૮૮) એ વાત તરફ ઈશારો છે કે, બન્ને આંગ
ાની–મોટી છે. વચલી આંગળી શહાદતની આંગળી અંગુઠા પાસે
ાંગળીથી મામૂલી થોડીક મોટી છે. એવી રીતે જન્નતમાં જવા પછી ફ
રજએ નબુવ્વતનો ફર્ક હશે.

**બીજું હેડીંગ** : એ જ પેજમાં છે, બેવહ (જેનો ધણી મરી ગયો હોય
ની જરૂરિયાત પૂરી કરવા માટે મહેનત કરનારનો (સવાબ) હઝર
ફયાન ઈબ્ને સુલૈમ (રદિ.) રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)
ીવાયત કરે છે, જે માણસ બેવહ માટે કમાણી કરે (પોતાની કમાણી
વહ માટે અમુક (ટકા)ની નિય્યત કરે, તેને એટલો સવાબ મળશે જા
તે અલ્લાહના રસ્તામાં જિહાદ કરનારો અને દિવસે રોઝહ રાખના
ને રાત્રે તહજ્જુદ પઢનારો છે. *(બુખારી શરીફ ભાગ–૨, પેજ ૮૮*

**ત્રીજું હેડીંગ** : ફકીર–મિસ્કીનની જરૂરત પૂરી કરનારા માટેની ફઝીલ
ઝરત અબૂ હુરૈરહ (રદિ.)થી રિવાયત છે કે રસૂલુલ્લાહ (સલ્લલ્લા
લયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે, બેવહ, ફકીર માટે જેઓ કમાણી ક
તેઓ જિહાદ કરનારાઓ અને રાત્રે તહજ્જુદ પઢનારા અને દિવસે રોઝ
ખનારા જેવા છે. એવી તહજ્જુદ કે જેમાં સુસ્તી નથી કરતા. (બુખા
રીફ ભાગ–૨, પેજ ૮૮૮) વિચાર કરો, બેવહ જેનો ધણી મરી ગય
માજ–સોસાયટીમાં તેને કોઈ પૂછનાર નથી. તેની સાથે કોઈ શાદી કરના
થી. અમુક ધર્મો જેને મનહુસ સમજે છે, અમુક ધર્મોના મત મુજબ એ
વરતને જીવન જીવવા લાયક પણ સમજતા ન હતા. ધણી સાથે તેને પ
રી જવું, ચિતા ઉપર તેને પણ સળગાવી આપવું જરૂરી સમજતા હત
માજમાં એવી અવરત મોં દેખાડવા લાયક સમજાતી ન હતી. અગ

હી આવતી કે એ પણ ઈદ્દત પછી શણગાર કરી શકે એની તરફ મહેરબાની મીઠી નજરે જોઈ શકે. એવી બેવહ અવરતની મદદ સાથ—સહકાર નિય્યત ફક્ત અલ્લાહ માટે પોતાની કમાણીમાં કરી અથવા કોર્ટ કચેરી ફરૂં ઊભું થવાથી કોઈ અલ્લાહનો બંદો એની મદદ માટે દોડધામ કરે સાથ—સહકાર આપે, તેના કપડાં, ખોરાકી બાબતની વ્યવસ્થા કરે અથવા પોતે ગરીબ હોવાથી કોઈ માલદાર સાહિબે ખૈર અથવા કોઈ સંસ્થા અંજુમનથી મદદ અપાવવા બાબત સહકાર અપાવ્યો.

રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) પોતાના સાથે જન્નતમાં રહેવા બાબતની ખુશખબરી આપી રહ્યા છે અને મહાન માન—મરતબો જન્નતમાં મહાન દરજા બાબત વાયદો ફરમાવી રહ્યા છે કે ફક્ત દરજ્જામાં નબુવ્વતનો ફર્ક રહેશે. એ મુજબ યતીમ—જેનો બાપ મરી જાય અને છોકરો છોકરી બાલિગ નહિ થયા હોય (જ્યાં સુધી નાબાલિગ હોય યતીમ કહેવાય.) એવા યતીમની જિમ્મેદારી ખોરાકી, કપડાં બાબત અથવા પઢવા ભણવા લાયક થવાથી મદ્રસહ—સ્કુલ, દારુલ ઉલૂમ બાબત જેનાથી ઈલ્મ દીન શીખી ઈન્સાન બની કૌમ—મઝહબ માટેની જીમ્મેદારી સમજી શકે એ બાબતનો ખર્ચ ઉઠાવ્યો. એવી જ રીતે ગરીબ—ફકીર—મિસ્કીન, જે પોતાની જરૂરત પોતાના માસૂમ બચ્ચાઓનો ખર્ચ કપડાં ખોરાકી—દવાનો દુન્યાની જરૂરી ઈલ્મ અને દીની ઈલ્મ બાબત નથી ઉઠાવી શકતો એવા ગરીબની જિમ્મેદારી ઉઠાવી, જેનાથી તેની અવલાદ—બાલબચ્ચાઓ સુખચેન રાહતથી જીવન ગુજારી શકે એવી ઝિમ્મેદારી ઉઠાવનારાઓ માટે રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ફરમાવી રહ્યા છે કે અલ્લાહના રસ્તામાં જેહાદ કરવા બરાબર છે અને તેને એવો સવાબ મળશે કે હંમેશા હંમેશ જિંદગીભર રોઝા રાખતો હોય અને પૂરેપૂરી રાત તહજ્જુદ પઢતો રહ્યો વિચાર કરો, અમુક દીની તાલીમથી દુર ઈસ્લામી રૂહથી મહરૂમ—ઈશરાક ઈશ્ત પઢી પોતાને જ દીનદાર સમજે છે, બીજાઓને તુચ્છ હકારતની નજરથી જુએ છે. એ પ્રમાણે અમુક મકતબ—મદ્રસાઓમાં બેસી ગયા એટલે જન્નત રિઝર્વેશન સમજી લીધું કે અમારા વગર કોઈ મઝહબી દીની માણસ નથી આ મહાન જહાલત છે. ઈસ્લામ ધર્મ દીન—દુન્યા અલગ કરવા માટે નથી બલકે દુન્યા અને ઈન્સાનના દરેક કામોને ઈબાદત—બંદગી બનાવવા મા

ઢાવવું, મસ્જિદ—મદ્રસાની ઈમારત બનાવવી દીને મઝહબ છે, જન્નત
વાનું કારણ છે. અલ્લાહની રઝા—ખુશી હાસિલ કરવા માટેનું કારણ છ
ે દુકાન—કારખાનું—નોકરી ખેતીવાડી, જે દુન્યા કમાવવાનું સાધન છ
સૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ફરમાવી રહ્યા છે કે એ
ાણસ જે પોતાની કમાણીમાં યતીમ—બેવા ફકીરની નિય્યત કરે છે. મા
વલાદની જરૂરિયાતથી રકમ બચશે તે રકમ મજકુર લોકો ઉપર ખ
રીશ. વિચાર કરો, મજકુર ગરીબ આપણાં જ હોય, દાદા પોતાના પૌ
પૌત્રોની નિય્યત કરે. કાકા યતીમ ભત્રીજા કે ભત્રીજી કે ગરી
ત્રીજી—ભત્રીજા કે બેવહ પૌત્રી કે બેવહ ભત્રીજીની જરૂરિયાતનો ખ્યા
રે, જરૂરત પૂરી કરે. મજકુર સવાબ મળશે અને બીજી સહીહ ઘણ
દીસોના આધારે તો સગાઈ—સંબંધના લઈ વધુ સવાબ મળશે અ
ગાંઓનો હક પારકા કરતાં વધારે છે. ઈન્સાનોની જરૂરિયાત ખોરા
પડા,મકાન, દવાદારૂ, સ્કુલ, મદ્રસા, દારુલ ઉલૂમ કિતાબો— ચોપડા
ુશન બાબત જ નથી, બલકે દુન્યામાં નવા નવા ફિત્નાઓ થઈ રહ્યા છ
ે મજકુર યતીમ—ગરીબ—બેવહની જરૂરત ગ્રામ પંચાયત લોકલ બોર
ુનિસિપાલિટી, તાલુકા, જીલ્લા, કોર્ટ, હાઈકોર્ટ બાબત ગામ કે તાલુકા—
લ્લા લેવલ ઉપર કોઈપણ સિયાસી પોલિટીકલ પાર્ટીનો સભ્ય હોદ્દેદાર
કીલ કે મોભેદાર ઈઝઝત—આબરૂવાળો કે કોઈ કૌમ મઝહબનું કે ગરીબ
ખ, દર્દ ઓળખી અલ્લાહના માટે અમને સાથ—સહકાર આપે. એમ
ોકાયેલા—અટકેલા—અટવાયેલા કામો પોતે કરે, સિફારિશથી કરાવે
સૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નાં ફરમાન મુજબ મજકુર મહા
વાબ મળશે. માટે એસેમ્બલી કે પાર્લામેન્ટ કે જિલ્લા—તાલુકા લેવલ ઉપર કા
રનારાઓ જેઓ મઝલૂમોની મદદ કરશે, મજકુર સવાબના હકદાર બનશે

## યતીમોની ઝિમ્મેદારી ખર્ચ ઉઠાવવા બાબત સવાલો

રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે હું અ
તીમની ઝિમ્મેદારી ઉઠાવનાર જન્નતમાં વચલી અને શહાદત
ાંગળીના જેમ રહીશું. *(બુખારી શરીફ)* બીજી રિવાયતમાં છે કે યતીમ તે

**ફાયદો ૧. યતીમ :** એ છોકરો–છોકરી, જે નાબાલિગ હોય અ
નો બાપ મરી ગયો હોય. બાપના મરણથી છોકરું યતીમ બને છે અ
મર લાયક થવાથી યતીમ હોવું ખત્મ થઈ જાય છે.

૨. યતીમ બીજાનો હોય કે પોતાનો, તેની સાથે કોઈ સંબંધ નથી. તે
ાપનું મરણ થયું તો બીજો અજનબી જે સગો નથી. પોતાના દાદા, દાદ
ોત્રા–પોત્રીની ઝિમ્મેદારી ઉઠાવે તો મજકૂર યતીમ બચ્ચું તેનું થયું. નાન
ાની, નવાસા, નવાસીની ઝિમ્મેદારી ખર્ચ ઉઠાવે તો જમાઈના મરણ
ોકરીના છોકરા તેના સગાં છે. તે સગાં યતીમો જે નવાસા, નવાસી ઈ
ે મુજબ કાકો, ફોઈ, ભત્રીજા, ભત્રીજીની ઝિમ્મેદારી ઉઠાવે. ભાઈ
રણથી તો તેના યતીમો માટે સગા યતીમોની ઝિમ્મેદારી ઉઠાવવા
ણ મજકૂર મહાન સવાબ મળશે.

રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે જે
ુસલમાનના યતીમ બચ્ચાને પોતાના ખાવામાં ભાગીદાર બનાવ્ય
લ્લાહ તઆલા તેને જન્નતમાં દાખલ કરશે. યકીનના સાથે કહું છું, પર
ેવું કામ કરે જેની માફી નથી. (તિરમિઝી શરીફ) જે કામની માફી નથ
ાણસ મુરતદ બની કાફિર કે યહૂદી કે નસરાની બની જાય. બીજી હદીસ
કે યતીમની ઝિમ્મેદારી ઉઠાવી અહિંયા સુધી કે યતીમ પોતાના પગ ઉપ
ભો થઈ ગયો તો તેના માટે જન્નત છે. *(તબરાન*

રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે
સ્તરખ્વાન પર યતીમ બેસે છે તે દસ્તરખ્વાન પર શયતાન નથી બે
કતો. *(તબરાન*

રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે ઘરો
ૌથી મહબૂબ ઘર અલ્લાહ તઆલા સમક્ષ એ ઘર છે, જેમાં યતીમ
િઝઝત કરવામાં આવતી હોય. *(તબરાન*

રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું
ુસલમાનોનું સારામાં સારું ઘર તે છે કે જેમાં યતીમ સાથે સારો સુલ
રવામાં આવતો હોય અને ખરાબમાં ખરાબ ઘર તે છે કે જેમાં યતીમ હો

રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યુ કે કોઈ મર
અવરત યતીમ છોકરા કે છોકરીના માથા ઉપર અલ્લાહ વાસ્તે હ
રવે તો દરેક વાળના બદલે સવાબ મળશે. *(ઈમામે અહમ*

મજકુર રિવાયતો પઢો, વારંવાર પઢો. યતીમ બચ્ચાંઓ સાથે અને
ણ અલ્લાહના માટે જન્નતમાં જવાનો હકદાર બની રસૂલુલ્લાહ (સલ્લલ્લ
લયહિ વ સલ્લમ) અને તેનામાં ફકત દરજએ નબુવ્વતનો ફર્ક હશે
ાર– મહોબ્બતના લઈ હાથ ફેરવનારને દરેક બાલ બરાબર સવા
ળશે. દુનિયામાં સારામાં સારું ઘર તે છે, જેમાં યતીમ બેસી ખાઈ–પી
નાસ્તો કરે તો શયતાન તે ખાવામાં ભાગીદાર નથી બનતો. તે ખા
યતાની અસરાતથી પાક–સાફ રહે છે.

બદકિસ્મતીથી આજે યતીમના હકો બરબાદ કરવામાં આવે છે
તીમની મિલકતો હજમ કરવામાં આવી રહી છે. બદનઝરી કરી તે
ાલને બરબાદ કરે છે. મજકૂર હદીસો પઢો. અલ્લાહનો ખૌફ–ડર પે
રી અલ્લાહની ખુશી હાસિલ કરો.

રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ફરમાવે છે કે કસમ છે
ાતની કે મારી રૂહ જેના કબઝામાં છે. અલ્લાહ તઆલા એ મર્દ–અવરત
ઝાબ કદી પણ નહીં આપે, જે યતીમ ઉપર રહમ કરે. વાતમાં તે
ાથે નરમી કરે અને તેના યતીમ અને કમઝોર હોવાના લઈ તેના ઉપ
હમ કરે. *(તબરાન*

## (૨) જે બેવહ યતીમ બચ્ચાઓના લઈ શાદી નહિ કરે તેની ફઝીલત (સવાબ)

રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું, હું અને
ોરત જેનો ચહેરો ફિક્કો પડી ગયો છે વચલી અને શહાદતની આંગળી
મ જન્નતમાં રહીશું. એવી ઓરત જે ખૂબસુરત છે અને સારા ખાનદાન
, પરંતુ ધણી મરી જવાથી તેના માસુમ બચ્ચાના લઈ તેણે શાદી ન
રી. અહિંયા સુધી કે તે બચ્ચાઓ (મોટા થવાથી) જુદા થઈ ગયા અથ

**અર્થ :** અવરત ખૂબસુરત છે. સારા ખાનદાનની છે. મગનીઓ આવ
હી છે, પરંતુ ધણીના મરણથી માસુમ બચ્ચાની ઝિમ્મેદારી–ઉઠા
રવાથી માસુમ બચ્ચાની મુહબ્બતમાં સવાર–સાંજ લાગેલ રહેવાથ
ગનીઓ ઠુકરાવી આપી શાદી નહીં કરી.

ધણી નહીં હોવાથી, સારા કપડાં કે ઝીનત, તેલ કે સુરમો કે ખુશ
ૂબસુરતી માટેનો ઠાઠ કરતી નથી.

અથવા બચ્ચાઓ માટેની ઝિમ્મેદારી ઉઠાવવાથી બચ્ચાઓન
ખદમતમાં લાગેલી હોવાથી ઘરમાં બેસી દરજીકામ, ભરતકામમાં લાગે
હી. હલાલ રોજી માટે મહેનત કરી પોતાની ઝાતને ખિદમતમાં લગા
ુવાનીને બરબાદ કરી નાખી. ચેહરો ફિક્કો પડી ગયો. ફકત એ મા
ાદી નહીં કરી કે યતીમ બચ્ચાઓનું શું થશે ?

સાવકો બાપ બચ્ચાઓને ગુલામ કે બાંદી કે નોકરના જેમ વાપરશે
ચ્ચાઓને દુઃખ પહોંચાડશે.

અથવા શાદી કરવાથી બીજા ધણીનાં ત્યાં જશે તો નાનો કે નાની
ાલા કે મામો બચ્ચાંઓને તકલીફ આપશે, નોકરના જેમ વાપરશે અથવ
બીકથી કે શાદી કરશે તો દાદો કે દાદી કે કાકો કે ફોઈ અવલાદને તકલી
હોંચાડશે. એ માટે જે બેવહ અવરતે શાદી નહિ કરી, રસૂલુલ્લા
સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) તેને જન્નતની ખુશખબરી આપી રહ્યા
ને ફરમાવી રહ્યા છે કે જન્નતમાં જવા પછી ફકત દરજએ નબુવ્વત
રક રહેશે. બીજી રિવાયતમાં છે કે રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ
લ્લમ)એ ફરમાવ્યું કે જ્યારે જન્નતનો દરવાજો ખુલશે તો એક અવર
લ્દી જલ્દી મારાથી આગળ જન્નતમાં દાખલ થવા કોશિશ કરશે તો
ીશ, રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ફરમાવશે તને શું થ
યું. કેમ જલ્દી કરે છે, તું કોણ છે ? તો તે અવરત કહેશે કે 'હું એવ
વરત છું કે મારા બચ્ચાઓના લઈ હું બેસી રહી.' *(અબૂ યઅલ*

વિચાર કરો કે જે અવરત માસુમ બચ્ચાઓ–યતીમોના લઈ બેસી રહ
ાદી ન કરી જુવાની બરબાદ કરી નાંખી. ઈઝઝત–આબરૂ પાક દામની સા

લયહિ વ સલ્લમ) ફરમાવી રહ્યા છે કે જલ્દી જલ્દી જન્નતમાં જ
.શિશ કરશે. અલ્લાહ તઆલા આપણ સૌને યતીમોના હકો અદા કરવા
વફીક અતા ફરમાવે, આમીન.

## (૩) સગાઈના હકો અદા કરનારને પાંચ નેઅમતો અને તેની બરકતો

(૧) ઉંમરમાં બરકત (૨) રોઝીમાં વધારો (૩) સગાં–સંબંધીઓ
હબ્બત. (૪) ખરાબ મૌતથી હિફાઝત. (૫) જે ચીજો નાપસંદ છે, તેના
.ફાઝત.

હઝરત અનસ (રદિ.)થી રિવાયત છે કે, રસૂલુલ્લાહ (સલ્લલ્લા
લયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે જેને એ વાત પસંદ હોય કે રોજી
રકત અને મૌત મોડું આવે તો સગાઈનાં સંબંધને જોડે.

*(બુખારી, મુસ્લિમ શરી*

હઝરત અલી (રદિ.)થી રિવાયત છે કે, જેને એ વાત પસંદ હોય
ની ઉંમર અને રોજીમાં વધારો અને ખરાબ મૌતથી હિફાઝત થાય
લ્લાહનો ખૌફ–ડર પેદા કરે અને સગાઈનાં સંબંધને જોડે. સગાંઓ
લોને માફ કરે. મુહબ્બત, મેળ–મેળાપથી રહે.

હઝરત અનસ (રદિ.) રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)
વાયત કરે છે કે રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ફરમાવત
ના કે સદકો–ખયરાત અને સિલહરહમીથી ઉંમરમાં અલ્લાહ તઆલ
ધારો કરે છે અને ખરાબ મૌતથી બચાવે છે અને દરેક નાપસંદ ખરા
.ઝોથી અલ્લાહ તઆલા હિફાઝત ફરમાવે છે.

વિચાર કરો, આજે અમીર,ગરીબ, ફકીર, હાકિમ, મહકુમ, વડીલ
ના નીચેના નોકરો કે અવલાદથી સવાર–સાંજ શું સાંભળીએ છીએ. કા
હિ થયું. આજે નહિ થાય. ફાઈલ નથી આવી. સાહેબ નથી. કાગળ ઉપ
ાર નથી. કાગળ ઉડી ગયું. ફાઈલ આપી નથી. ફાઈલ મળતી નથી. મેનેજ
હતો. મેનેજરે કહ્યું, વેપાર મંદ છે. નફો વધારે નથી. રસાકસીનો વેપાર થ

ાળખાતી નથી. ડા. બદલવા પડયા. હાર્ટ અટેક થયું. આવી બધી બાબ
, આપણે નથી સાંભળતા ? મજકુર શિકવા–શિકાયતથી બચવું હોય
ના માટે રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) શું ફરમાવી ર
. સદકો અને સગાઓ સાથે મેળ, મિળાપ–મુહબ્બત, સુલૂકાય, એમ
રેશાની, બીમારી કર્ઝમાં સહાયક મદદગાર બની એમનો બોજ–ભા
ઠાવી એમની તકલીફો–પરેશાનીઓ હલકી કરી દૂર કરો. માલ અ
મરમાં બરકત હાસિલ કરો. અલ્લાહવાળાઓ–સખી દિલ અને નેક દિ
ોકોનાં દસ્તરખાન ઉપર મહેમાની કરનારા જાણી શકે અને હઝર
યખુલ હદીસ મવ મુહમ્મદ ઝકરિય્યા સા. (રહ.) ફરમાવતા હતા કે અલ્લા
આલા બરકત આપે તો નાની તપેલીથી ૧૦૦/૨૦૦ માણસો ખાય શ
ને બરકત ઉઠાવી લે તો એક ડેગથી ૧૦–૧૫ માણસો ખાય લે. આજે પ
રકત જોવી હોય તો ગામડાઓમાં દીનની ખિદમત કરના
ાફિઝો–આલિમો જે મામૂલી પગારમાં કામ કરે છે, સાંભળી–વાંચી આશ્ચ
રશો. મામૂલી પગારમાં ગુજરાન કરે એ માલની બરકત છે. જે બરક
કાનદારો, વકીલો, મોટા મોટા પગાર લેનારા માણસોના ત્યાં જોવા
થી આવતી.

ઉંમરમાં બરકત, જ્યાં જે કામ માટે જાય તો જલ્દી થઈ જાય. ઉંમર
રકત એનું નામ છે. થોડા ટાઈમમાં ઘણું કામ થઈ જાય. જે કામ માટે જાય
મ જલ્દી પતી જાય. થોડાક ટાઈમમાં ઘણું કામ કરી લે એ ઉંમરની બરક
. બજાર કે દુકાનો કે ઓફિસો બસ સ્ટેન્ડ, રેલ્વે સ્ટેશન–કે શહેરોમાં જો
ી કે જિંદગીનો કિંમતી ટાઈમ બરફના જેમ પાણી બની ખત્મ થઈ રહ્યો છે
રંતુ સમજમાં નથી આવતું કે કિંમતી ટાઈમ બરબાદ થઈ રહ્યો છે એ
રુદ્ધ રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના ફરમાન મુજબ અમ
રનારા, સગાઈના હકો અદા કરનારા, ડોકટર, વકીલ, વેપારી, મેનેજર
રખાનાનો માલિક હોય કે મકતબ–મદ્રસાનો ઉસ્તાદ હોય તેમની જિંદગી
મરમાં બરકત જુઓ. પોતાની જીવન જરૂરિયાત પૂરી કરી પાંચ ટાઈમ
માઝ–મદ્રસા કે સ્કૂલનું શિક્ષણ કે દીની જમાઅત સંસ્થાનું કામ ટાઈમસ
રી અનેકના દુઃખ–દર્દમાં ભાગીદાર બની આખિરતની જિંદગી
મ્યાબ બનાવે છે. એ માટે જોવું હોય તો પાછલો ઈતિહાસ ઉઠાવીને જુઓ

ગોહી (રહ.), હઝરત મવ. હકીમુલ ઉમ્મત થાનવી (રહ.) હઝરત મ
લીલ અહમદ સા. (રહ.), હઝરત મવ. ઈલ્યાસ (રહ.), હઝરત શયખુ
સ્લામ મદની સા.(રહ.), હઝરત શયખુલ હદીસ મવ. મુહમ્
કરિય્યા સા. (રહ.)ની જિંદગીમાં બરકત જુઓ. એક એક મુજાહિ
લીએ એ કામ કર્યું જે એક સંસ્થા જમાઅત–સોસાયટી–અંજુમન પણ ન
રી શકતી. એ ઉંમરની બરકત છે.

નં. ૩. તિરમિઝી શરીફમાં છે કે સગાસંબંધીઓ મુહબ્બત કરશે
રણ કે રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું છે
યારે માણસ અલ્લાહના હુકમોનું પાલન કરે છે તો અલ્લાહનો મહબૂ
ને છે તો અલ્લાહ તઆલા આસમાનમાં મુનાદી કરાવે છે કે હું ફલાણા
હબ્બત કરું છું, તમો પણ મુહબ્બત કરો તો એ મુનાદી (અવાજ) આસમા
છી જમીન ઉપર કરવામાં આવે છે કે અલ્લાહ તઆલા ફલાણા બંદા
હબ્બત કરે છે તો તમો પણ મુહબ્બત કરો તો જમીનવાળાઓ તેના
હબ્બત કરે છે. *(બુખારી શરીફ)*. તો મજકુર હદીસથી સાબિત થયું અ
રેક મુસલમાનનો અકીદો છે કે નફો–નુકસાન, મુહબ્બત–દુશ્મની અલ્લા
રફથી આવે છે તો જે માણસ સગાઈના હકો અદા કરે છે, સખાવત કરે છે
દકો–ખયરાત કરે છે, સગાસંબંધીઓથી તકલીફ પહોંચી હોય તો મા
રી સગાઈના રિશ્તાને વધારે છે. એનો અર્થ એ છે કે જેઓ તમારા સા
મની કરે, નિંદા–ગીબત–ચુગલી કરે, લડાઈ–ઝઘડો કરે તેની સાથે ને
લૂક કરો–સારો વર્તાવ કરો. તેમની ઈઝઝત કરો. માફ કરો. પ્રસંગ આ
અવતની લીસ્ટમાં એવા દોસ્તો–સગાઓનું નામ પહેલાં લખો. એ જ સુલુકા
તો એવા માણસે જેણે પોતાના નફસની ઈસ્લાહ આ પ્રમાણે કરી લીધ
શે, કરી લેશો તો સગો ગમે તેવો પથ્થર દિલનો હશે તો તે બે સારા બો
લવા મજબૂર બનશે. અલ્લાહ તઆલા એવા માણસનું દિલ પણ એ
ખી દાતા તરફ ફેરવી તેમનાં દિલોમાં પણ મુહબ્બત પેદા કરશે.

માલદાર સગો નફસ, ખ્વાહિશાત બુઝાવી, મીટાવી ફક્ત અલ્લા
આલા માટે તેના હુકમ–આદેશના લઈ સુલૂક કરે છે તો એવો માણ
લ્લાહનો મહબૂબ બને છે તો અલ્લાહ તઆલાનો મહબૂબ બનવા

ન્મેશ તો ખાનદાનમાં તઅલ્લુક—સંબંધ જોડાઈ મુહબ્બત પેદા થ
માજમાં ભલાઈનું વાતાવરણ પેદા થશે.

ચોથી બરકત સગાં સંબંધીઓ સાથે મેળમેળાપથી, સગાઈના હક
દા કરવાથી ખરાબ મોતથી હિફાઝત થશે. હાકિમે મજકૂર વધારાને સહી
ચો છે. ઈમામે અહમદ (રહ.)ના ફરઝંદ અબ્દુલ્લાહે મજકૂર વધારા
કલ કર્યો છે જે પણ દુનિયામાં આવ્યો તેનું મરણ થવાનું જ છે, પરં
નિયા સમજે છે, બોલે છે, જુએ છે કે ફલાણો માણસ કૂતરાની મૌત મ
યો. જુલાઈ ૮૬ ના છેલ્લા પખવાડિયામાં ''ગુજરાત મિત્ર''માં આવ
તું કે બે માણસોનું એકિસડન્ટ થયું, પરંતુ તેની લાશ સુરતના પ્લેટફો
પર લારીમાં હતી, પરંતુ કપડું પણ નહીં હતું અને માખીઓ ઉપર હતી
નાથી 'ગુજરાત મિત્રે' બીજા દિવસે તંત્રી લેખ પણ લખ્યો હતો. કેટલી મહા
બ્રત લેવાની છે. અનેક હદીસોમાં બયાન છે કે રસૂલુલ્લાહ (સલ્લલ્લા
લયહિ વ સલ્લમ) ખરાબ મોત (મરણનું કારણ ખરાબ હોય) જેનાથ
કોને નફરત થાય તેનાથી પનાહ માંગતા હતા. *(બુખારી શરીફ, ભા.*

## ખરાબ મોતના અમુક પ્રકાર છે

(૧) દુન્યવી ફિત્નામાં સપડાય ઈમાનથી મહરૂમ બને. (૨) બીમારી
ંદગી એટલી લાંબી બને કે માણસ કમજોર હોવાના લઈ બેસબ્ર બન
તની તમન્ના કરે અને દુન્યવી મુસીબતોથી કંટાળી મોત માંગવું જાઈ
થી; પરંતુ દીની મુસીબતો, ફિત્નાઓના લઈ મોત માંગવું જાઈઝ છે
૩) અચાનક હાર્ટ ફેઇલ કે અકસ્માતથી મરણ થઈ જાય કે માફી—સાફ
બા, વસીયતનો મોકો જ ન મળે.

એવી ખરાબ મોતથી રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ
નાહ માંગતા હતા.

સગાઓ સાથે સુલૂકાય કરવામાં દિલ મજબૂત હોવા જોઈએ. અગ
ગો બદઅખ્લાકી કરે, આદતો ઠીક નથી, સગાનો માનમરતબો રાખત
થી, માલદારની ખુશામદ—ચાપલૂસી કરતો નથી, જે લોકોને ઘણી પસં

લ તા યૂ. કે. અથવા અમેરિકા—કેનેડાવાળાના અને પાવર ભારતીય
ને એવા ભારતીયો કે સગો પરદેશથી મોકલે, પરંતુ અહિંયા મેળ—મેળા
થી અથવા અહિંયા ગરીબ સગો ખુશામદ—ચાપલુસી નથી કરતો
વાઓ સાથે સંબંધ તોડી મજકૂર નેઅમતથી મહરૂમ બને છે.

અથવા બીમારી લાંબી થઈ દવાદારૂ કરનારા ધણી—ધણિયાણી
કરા—છોકરીઓ કે પૌત્રા—પૌત્રીઓ ઉપર બોજ બનવાથી તેઓ પ
મન્ના કરતા થઈ જાય કે જલ્દી જનાઝો નીકળે કે રાહત મળે. નમૂનારૂ
મુક ખરાબ મૌતના પ્રકાર લખ્યા છે માટે ઈમાન ઉપર ખાતિમો થ
ટે, ખરાબ મૌતથી બચવા માટે સિલારહમી, સગાઈના હકો અદા ક
સૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ની બશારત હાસિ
રવાની તવફીક અલ્લાહ તઆલા અતા ફરમાવે, આમીન.

પાંચમી બરકત રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)
શારત—ખુશખબરી કે તબિયત વિરુદ્ધ નાપસંદ કામો જેને માણસ સા
થી સમજતો, જેનાથી માણસને ડર—બીક લાગે છે, અલ્લાહ તઆલા તેના
ફાઝત ફરમાવે છે. વિચાર કરો. આજે કોણ માણસ છે કે તેને તબિયત
નપસંદ કાર્ય વગર એવા કામોનો સામનો નથી થતો કે જે તેને પસંદ
ય. ઘરવાળીની શિકાયત, બચ્ચાઓની શિકાયત, મહોલ્લાવાળાઓ
કાયત, અંજુમન મહેફિલ, કમિટીની શિકાયત, વિચાર કરો કે સગા
બંધીઓનાં હકોને બરબાદ કરવાની નહુસત અમો જોઈ રહ્યા છે અને
હુસત એટલી બધી વધી ગઈ છે કે સવાર—સાંજ દુન્યાના માહોલમાં
ભળી રહ્યા છીએ. અલ્લાહ તઆલા હિફાઝત ફરમાવે, આમીન.

## (૪) માં—બાપની ખિદમત—સેવાચાકરી

ઈસ્લામે દરેક માનવી ઉપર મખ્લૂકની ખિદમતની જે જવાબદારી
પ્રત કરી છે એમાં સૌથી મહાન અને પ્રથમ જવાબદારી ''માં—બાપ
દમત'' છે. અલ્લાહ તઆલાએ પોતાની બંદગી એટલે પોતાના હક પ
હકનો આદેશ આપ્યો છે એ ''માં—બાપની ખિદમત''નો આદેશ

**અર્થ** : અને અલ્લાહની બંદગી કરો અને સાથે કોઈને ભાગીદાર
નાવો અને માં–બાપની સાથે સારો સુલૂક કરો.

*(પારા–૧૫, સૂરએ બની ઈસ્રાઈ*

એક મશહુર હદીસ છે, ''જો અવલાદ પોતાના માં–બાપનું ઘડપ
એ એટલે ઘડપણમાં એના માં–બાપ જીવંત હોય અને અવલાદ એમ
દમત–સેવા ન કરે તો એવી અવલાદ માટે હઝરત જિબ્રઈલ (અલૈ.)
'નત–ફીટકારની બદદુઆ કરી અને આપ (સલ્લલ્લાહુ અલયહિ
લ્લમ)એ અલ્લાહ તઆલાના હુકમથી એ બદદુઆ પર ''આમીન'' કહ

હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ તે મુજાહિદો–સૈનિકો
હાદ–લડાઈમાં જવાથી રોકી આપ્યા, જેમના માં–બાપને એમની સેવા
રૂર હતી. (રોકવાનું કારણ એ જ હતું કે) એ લોકો ખેતી અને વેપારમ
હેનત કરી પોતાના માં–બાપની સેવા માટે નાણાં કમાય, હાથ–પગ
વા કરે અને રૂપિયા–પૈસા વડે પણ એમની સાથે સારો સુલૂક કરે.

**નોટ :**– જિહાદ ફર્ઝે કિફાયહ અને માં–બાપની ખિદમત કરનાર
ય તો ખિદમત ફર્ઝે ઐન છે. માટે ઘરડા માં–બાપની ખિદમત–ચાક
રનાર કોઈ ન હોય તો છોકરા ઉપર માં–બાપની ખિદમત ફર્ઝે ઐ
વાથી કિફાયહના બદલે જવું જાઈઝ નથી.

## (૫) મોટા ભાઈની ખિદમત

માતા–પિતા પછી મોટા ભાઈનો માનમરતબો માં–બાપ બરાબ
. બેઉ જહાંના સરદાર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યુ
મોટા ભાઈનો હક નાના ભાઈઓ ઉપર એવો છે, જેવો માં–બાપનો હ
વલાદ ઉપર.''

*(હદીસ*

હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ હિદાયત ફરમાવી છે કે
જે મોટો માણસ પોતાના નાનાઓ ઉપર દયા ન કરે અને જે નાનાઓ
તાના મોટાઓની ઈઝઝત ન કરે તે અમારામાંથી નથી.'' *(ઈબ્ને અબ્બાસ*

ાઇ–બહેનોએ મોટાભાઇની ઇઝઝત કરવી, તેમના માન–મરતબ
ળવી સારો સુલૂક કરવો જરૂરી છે. નહિ તો રસૂલુલ્લાહ (સલ્લલ્લા
લયહિ વ સલ્લમ) ફરમાવી રહ્યા છે કે મારી નસીહત–મારા શિક્ષણ ઉપ
ઓ અમલ નથી કરતા તેઓ સાથે મારો કંઈ પણ સંબંધ નથી. *(હદી*

## દીસો :

(૧) હઝરત અબૂ ઉમામહ (રદિ.) બયાન કરે છે કે જનાબ રહમ
ાલમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)થી એક માણસે પૂછયું કે હુઝૂર
ાલ.) માં–બાપનો અવલાદ પર શો હક્ક છે ? તો ફરમાવવામાં આવ
, ''એ બન્ને તારા (માટે) જન્નત અને જહન્નમ છે.'' *(ઈબ્ને માજ*

એટલે કે તાબેદારી કરવામાં જન્નત અને નાફરમાની કરવામ
હન્નમ છે.

(૨) હઝરત મુઆવિયા (રદિ.) બયાન કરે છે કે નબીએ કરી
લ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું, ''માં–બાપના પગ ની
ન્નત છે.'' *(તબરાન*

(૩) હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અમ્ર ઈબ્ને આસ (રદિ.)થી રિવાયત
જનાબ રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું ક
માં–બાપનો નાફરમાન જન્નતમાં દાખલ થશે નહિ.'' *(નસાઈ શરી*

## રહમ પ્યાર–મુહબ્બતની એક નજર હજ્જે મકબૂલ બરાબર છે

હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)થી રિવાયત છે કે રસૂલુલ્લા
લ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું, જે માણસ પોતાના માં–બા
રફ રહમની નજરથી જુએ તો દરેક નજર પર એક મકબૂલ હજ્જ
વાબ મળશે તો સહાબા (રદિ.)એ કહ્યું, અગર દિવસમાં સો વાર જુએ
ણ ! તો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું, અલ્લા

ઓ કમઅક્કલ નાદાન ઈન્સાન, તું તારી શક્તિ ઉપર નજર નાખે છે. અલ્લાહ મહાન કુદરત–તાકતવાળો છે. અગર ચાહે તો એનાથી પણ વધારે સવાબ દઈ શકે છે. તમારી જેમ કમઝોર, ફકીર અને બખીલ નથી.

*(મિરકાત, શર્હે મિશ્કાત શરીફ)*

## ખાલા–માસી માંની બરાબર

હઝરત બરાઅ ઈબ્ને આઝિબ (રદિ.) રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમથી રિવાયત નકલ કરે છે કે ખાલા માંની બરાબર છે. હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.)થી રિવાયત છે કે એક માણસે આવીને કહ્યું કે હે અલ્લાહના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ! મેં બહુ મોટો ગુનાહ કરી લીધો છે. શું મારી તૌબા કબૂલ થશે ? તો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે શું તારી માં છે ? જવાબ આપ્યો કે નથી. તો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે શું તારી ખાલા છે ? જવાબ આપ્યો કે જી હાં, ખાલા છે. તો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે જા, તારી ખાલા સાથે નેકી કર, સુલુકાઈ કર, તારો ગુનાહ માફ થઈ જશે. *(તિરમિઝી શરીફ)*

## (૬) કિયામતના દિવસે સારા અખ્લાકનું વજન ઘણું હશે. સારા અખ્લાકવાળો જન્નતમાં ઊંચા દરજામાં હશે

હઝરત આઈશા (રદિ.)એ ફરમાવ્યું કે રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ફરમાવતા હતા કે માણસને સારા અખ્લાકના લઈ હંમેશા રોઝો રાખવાનો અને હંમેશા તહજ્જુદ પઢવાનો સવાબ મળે છે.

*(અબૂ દાવૂદ શરીફ, ભાગ–૨ પે. ૩૦૫)*

હઝરત અબૂ ઉમામહ (રદિ.) કહે છે કે રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે હું જન્નતના ખૂણામાં એક મહેલ બદલો અપાવવા માટે ઝામિન છું. જે હક ઉપર હોવા છતાં લડાઈ–ઝઘડો છોડી આપે અને જન્નતના વચમાં એક બંગલો અપાવવા માટે ઝામિન છું, જેણે જૂઠી વાતો મઝાકમાં પણ છોડી આપી અને એક બંગલો જન્નતના ઊંચામાં

ઊંચા સ્થાન–દરજા ઉપર અપાવવા ઝામિન છું, જેના અખ્લાક સારા હોય.

*(અબૂ દાવૂદ, ભા. ૨, પેજ ૩૦૫)*

રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ અલ્લાહ તઆલાના હકકો સાથે ઈન્સાનો સાથે સારો વર્તાવ, અખ્લાકથી રહેવા, ઉઠવા, બેસવા–બોલવા–ચાલવાનો હુકમ આપ્યો છે. દુન્યામાં સમજદાર–લાયક–શરીફ માણસની તમન્ના, તલબ, ચાહત એ જ હોય છે કે મારી બેઠકમાં સારા માણસો હોય, હું સારા–નેક લોકો સાથે બેસું. બંગલો–મકાન ઉચ્ચ કવોલિટી સારામાં સારું હોય તો આકા (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ અમોને આખિરતના મકાન–જન્નત માટે પણ એ જ પ્રમાણે ફરમાવ્યું. તિરમિઝી શરીફમાં છે કે રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું, જન્નતમાં સૌથી મારા નજીક–પાસે એ માણસ હશે જેના અખ્લાક સારા હોય. (ભા. ૨, પે. ૨૨) ફરમાવ્યું, જેનો વર્તાવ–સુલૂક સારો હશે, તેના કામોનો વજન જ્યારે કરવામાં આવશે તો તેનો વજન ઘણો જ ભારે હશે. જ્યારે નેક કામોનો વજન ભારે હશે તો ખરાબ કામોનો વજન હલકો થઈ જશે.

અને ગુનાહિત કાર્યોનો વજન હલકો થઈ જશે તો નેક કામોનો વજન ભારે થઈ જવાથી જન્નતમાં જશે અને અમો રાત–દિવસ અનુભવી રહ્યા છે કે જેને સમાજ–સોસાયટીમાં મેળ–મેળાપ, લેવડ–દેવડમાં સારા અખ્લાક હોવા બાબત હુકમ લગાડીએ છીએ તે એ જ છે કે લોકો સાથે સારો સુલૂક કરે. માફી આપે. નરમીનો વર્તાવ કરે, કર્ઝ આપે. જન્નતમાં દરજો–મરતબો શું છે ? તેનું બયાન ફરમાવ્યું કે જન્નતમાં ઊંચા સ્થાન પહેલા નંબરની જન્નતમાં જશે, જેના માટે હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે હંમેશા રોઝો રાખવાનો અને હંમેશા તહજ્જુદ પઢવાનો સવાબ મળશે, કારણ કે રોઝો રાખવાથી નફસની શરારત ઓછી થાય છે. ખાવા–પીવાની શહવત ઓછી થાય છે. તો જેના અખ્લાક સારા હશે, લોકોને માફી આપી તકલીફો ઉઠાવશે, લોકોને કર્ઝ આપી–ઉધાર આપી સિફારિશ કરી મદદ કરે કે મદદ કરાવી સગાઓની, બીજાઓની બોલીઓ સાંભળવી પડશે. માટે એવા સારા અખ્લાકવાળા માટે રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ફરમાવી રહ્યા છે, ઉચ્ચ સ્થાન પામી હંમેશા રોઝો રાખવાનો, હંમેશા તહજ્જુદ પઢવાનો માન–મરતબો મેળવી સૌથી આપ (સલ્લલ્લાહુ અલયહિ

વ સલ્લમ)ના પાસે પડોશ તેને મળશે. જ્યારે રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નો પડોશ જેને મળી જાય તો એવા માણસને બીજી શું જરૂરત હોય. એ માટે હદીસોમાં આવે છે કે (કામિલ–મુકમ્મલ) ઈમાનવાળો ભલો–શરીફ હોય છે. *(હદીસ)*

શરીફ એવો કે સુલૂક કર્યા પછી તેને કોઈ બદલો લેવાની તમન્ના હોતી નથી. પારકાઓ તેના જાન, માલ ઈઝઝત–આબરૂ કે હોદ્દાથી લાભ કે ગેરલાભ ઉઠાવે છે, ઉઠાવતા રહે છે. તે બધું જ સમજે છે, પરંતુ માફી આપે છે.

માટે સારા અખ્લાક, નરમી, માફી, હિલ્મ; દરગુઝર, મીઠી ઝબાન અપનાવી રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના ફરમાન–વા'દા મુજબ જન્નતમાં ઉચ્ચ સ્થાન મેળવવા કોશિશ કરવાની તૌફીક અલ્લાહ તઆલા અમોને અતા ફરમાવે, આમીન.

## (૭) સબ્ર અને નરમી ઉત્તમ–સારામાં સારી આદત છે

હઝરત આયશા (રદિ.) ફરમાવે છે કે રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે હે આયશા ! અલ્લાહ તઆલા નરમીને પસંદ ફરમાવે છે અને નરમી ઉપર એવી એવી નેઅમતો અર્પણ ફરમાવે છે જે બીજી આદતોથી નથી આપતા. *(મુસ્લિમ શરીફ)*

બીજી હદીસમાં છે કે નરમી જ્યારે કોઈ પણ ચીઝમાં આવે છે તો અલ્લાહ તઆલા તેને ઝીનત–ખૂબસુરતી અતા ફરમાવે છે અને નરમી કોઈ પણ ચીઝમાંથી કાઢી લેવામાં આવે છે તો અલ્લાહ તઆલા તેને ઐબદાર બનાવી આપે છે. હઝરત જરીર (રદિ.) કહે છે કે જે માણસ નરમીથી (નરમ સ્વભાવથી) મહરૂમ કરવામાં આવે છે તો દરેક ભલાઈથી મહરૂમ થઈ જાય છે. *(મુસ્લિમ શરીફ, ભાગ–૨, પેજ–૩૨૨)*

હઝરત અબૂ સઈદ (રદિ.)થી રિવાયત છે કે રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું, (લાંબી હદીસનો ટૂકડો) જે માણસ સબ્ર કરવાની કોશિશ કરશે તો અલ્લાહ તઆલા તેને સબ્ર કરવાની તૌફીક આપી દેશે અને જેને સબ્રની દોલત આપવામાં આવી તો તેનાથી વધુ બેહતર–સારી કોઈ ચીઝ નથી. *(તિરમિઝી શરીફ, ભાગ–૨, પેજ : ૨૩)*

સબ્ર–તબિયતના વિરુદ્ધ જે કામો થાય તેના ઉપર તબિયતને રોકી લેવું, રાજી રહેવું, માટે જે હાલત ઈન્સાન ઉપર અલ્લાહ તઆલા તરફથી આવે ખુશ રહે. કોઈના તરફ ધ્યાન ન જાય કે ઝૈદ અહમદ મુહમ્મદ કાસિમે આ પ્રમાણે કર્યું. એ ઈન્સાન ઝઈફ–કમઝોર શું કરી શકે? જ્યાં સુધી અલ્લાહ તઆલાનો હુકમ ન હોય. એ માટે રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે ઝમાનાને ગાળો ન ભાંડો, હું પોતે ઝમાનો છું.

*(હદીસ)*

દુન્યામાં જે હાલાત લડાઈ–ઝઘડા, કાપકુપ, ફસાદો થઈ રહ્યા છે તો તેઓને ગાળો ન દો. એ હાલાત તો મેં કર્યા. ઈન્સાન શું કરી શકે ? પાંદડું પણ અલ્લાહ તઆલાના હુકમ વગર હાલતું નથી. તો આ હાલાત દુન્યામાં અલ્લાહ તઆલાના હુકમ વગર કેમ થવાના. એ માટે રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના સમયમાં મોંઘવારી (જેની આજે શિકવા–શિકાયત છે.) અમીર–ગરીબ સર્વ રડે છે. સહાબા (રદિ.)એ મોંઘવારી બાબત શિકાયત કરી તો રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું, ભાવ બજારમાં ચાલુ કરનાર, મુકર્રર કરનાર અલ્લાહ તઆલા છે. (હદીસ) રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નું શિક્ષણ વહદાનિયતને એ પ્રમાણે દિલો–દિમાગમાં બેસાડવાની કોશિશ ફરમાવી કે આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે ભાવનો ઉતાર–ચઢાવ સર્વ અલ્લાહ તઆલા તરફથી છે. માટે જે માણસને તબિયત વિરુદ્ધ દોસ્ત–દુશ્મન તરફથી રંજ–દુઃખ પહોંચે તે સર્વ અલ્લાહ તરફથી યકીન કરી સબ્ર કરશે તો સબ્ર કરનાર માણસની તબિયતમાં નરમી આવશે. માફ કરશે, લડાઈ–ઝઘડો છોડી આપશે તો સમાજમાં એવો માણસ અખ્લાકી લાઈનથી ખૂબસુરત બનશે. ગામવાસી ભાઈઓ કહેશે કે ફલાણા માણસે ગાળ આપી નુકસાન કર્યું, બદગોઈ કરી, ગીબત કરી, પરંતુ તે તો કંઈ જવાબ દેતો નથી. લાયક માણસ છે, સબ્ર કરનાર માણસ છે, તબિયતમાં નરમી છે, કોઈ સાથે મગજમારી કરતો નથી. પોતાના કામથી કામ, મસ્જિદ, મદ્રસહ વગર બીજી કંઈ પડી નથી. દુકાન–ધંધો વગર બીજી કોઈ મગજમારી નથી; આ છે માણસની ઝીનત–ખૂબસુરતી. તો એવો માણસ જ્યાં જઈ ઊભો રહેશે તેનું કામ થઈ જશે. એ માટે રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) ફરમાવી રહ્યા છે કે જેને સબ્રની દોલત મળી એ મહાન દોલત છે. એનાથી સારી–બેહતર બીજી

કોઈ દોલત નથી, કારણ કે સબ્ર કરનાર માણસ અલ્લાહ તઆલા તરફથી જે હાલત આવે છે તેમાં રાજી રહે છે, ખુશ રહે છે. દરેક હાલતમાં અલ્લાહ તઆલાની યાદ કરનાર હોય છે. માટે રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) એ ફરમાવ્યું કે માણસની સઆદત, નેકબખ્તી ખુશનસીબી છે કે અલ્લાહ તઆલા તરફથી જે હાલત આવે છે, તેના ઉપર રાજી રહે છે.

*(તિરમિઝી શરીફ)*

કેટલી મહાન બરકત છે તે મુસલમાન માટે કે અલ્લાહ તઆલા તરફથી આવનાર હાલાત ઉપર સબ્ર કરી અલ્લાહ તઆલાના ફેસલા ઉપર રાજી રહે એ માટે રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ કેટલું સરસ ફરમાવ્યું, મુસલમાનના દરેક હાલાત ઘણાં જ તઅજ્જુબવાળા છે. મુસલમાન માટે ભલાઈ બરકતવાળા છે. જે મુસલમાનને ખુશીના હાલાત આવે તો શુક્રિયહ અદા કરે અને તકલીફ પહોંચે તો સબ્ર કરે તો તેના માટે બેહતર છે.

*(મુસ્લિમ શરીફ)*

મુસલમાન માટે ખૂશી—રાહતમાં શુક્ર કરવાથી શુક્રનો સવાબ મળશે. દરેક હાલતમાં મુસલમાન ફાયદામાં છે. રજમાત્ર નુકસાન નથી. છાપ અને કાંત બંનેવ મુસલમાનની છે. ઝિન્દા રહે તો ગાઝી ઔર મર ગએ તો શહીદ. ડર—બીક શાની ? માટે મુસલમાન દુન્યાના કોઈ પણ ખૂણામાં હોય, તબિયત મુવાફિક કે મુખાલિફ દરેક હાલત મુસલમાન માટે બેહતર છે. માટે હાલાત જે પ્રમાણે આવે તે મુજબ શુક્ર કે સબ્ર કરી જિંદગી કામ્યાબ બનાવે.

**નોટ :—** સબ્ર માંગે નહિ, સબ્ર માંગવું, તકલીફ માંગવું છે અને માણસ કમઝોર હોવાથી સબ્ર નહિ કરી શકે. સઝાનો હકદાર બને એ માટે સબ્ર માંગે નહિ. સબ્ર માટેની દુઆ કરે નહિ. દુઆ રાહત—સુકુન માટે જ કરતો રહે, પરંતુ નામુવાફિક હાલાત આવવાથી સબ્ર—શુક્ર કરી જિંદગી કામ્યાબ બનાવે.

## (૮) ઈમાનની મજબૂત કડી અલ્લાહ તઆલા માટે મુહબ્બત કરવું છે

(૧) હઝરત રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ફરમાવે છે કે અલ્લાહ પાક કિયામતના દિવસે ફરમાવશે, કયાં છે તે લોકો જે દુન્યામાં

એક બીજા સાથે સારો સંબંધ રાખતા હતા. આજે (કિયામતના દિવસે) મારા સાયા વગર બીજો કોઈ સાયો નથી, હું તેમને મારા સાયામાં રાખીશ.

*(બુખારી શરીફ)*

(૨) હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)થી રિવાયત છે કે રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે હે અબૂઝર ! ઈમાનની કડીઓમાંથી કઈ કડી ઘણી જ મજબૂત છે ? હઝરત અબૂઝર (રદિ.)એ ફરમાવ્યું કે અલ્લાહ અને તેના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) વધુ જાણનાર છે, મને ખબર નથી. રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે અલ્લાહના માટે મદદ કરવી, અલ્લાહના માટે મુહબ્બત કરવી અને અલ્લાહ માટે દુશ્મની કરવી. *(બયહકી)*

આજે શું છે ? કોઈ પણ માણસ બીજા માણસ સાથે વર્તણૂક કરવા પહેલાં વિચાર કરે છે, મારે શું ? મને કેટલો ફાયદો ? અને એ ખરાબીઓના બી એટલા ઊંડા ગયા છે કે દીની કામ કરવા માટે પણ અંગત લાભનો સવાલ પ્રથમ આવી ઊભો રહે છે અને એના જ કારણે આજે મુસ્લિમ કોમની દુર્દશા થઈ રહી છે. અંજુમનો, મજલિસો, જમાઅતો અને સંસ્થાઓ ખેદાન–મેદાન થઈ રહી છે.

(૩) હઝરત રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ફરમાવે છે કે જ્યારે કોઈ માણસ અલ્લાહના માટે સંબંધ રાખે છે તો અલ્લાહ પાક તેની ઈઝઝત કરશે. *(અહમદ)*

(૪) રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે બે માણસો અલ્લાહના માટે જ સંબંધ રાખે છે તો અલ્લાહ પાક એ લોકોને કિયામતના દિવસે (એક પૂર્વમાં અને બીજો પશ્ચિમમાં હોય તો પણ સાથે) જમા કરશે અને ફરમાવશે કે આ બધા મારા માટે જ મુહબ્બત કરતા હતા.

*(બયહકી)*

(૫) એક લાંબી હદીસના ટૂકડામાં હઝરત અનસ (રદિ.) ફરમાવે છે કે એક માણસ આવ્યો અને પૂછયું કે કિયામત કયારે આવશે ? રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ જવાબ આપ્યો કે તેં તેના માટે શું તૈયારી કરી છે ? તેણે કહ્યું, કંઈ મોટી તૈયારી કરી નથી; પરંતુ અલ્લાહ અને તેના

રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) સાથે મુહબ્બત કરું છું. જવાબ આપ્યો કે તમો લોકો કિયામતના દિવસે એ જ માણસો સાથે ઉઠશો, જેની સાથે તમોને મુહબ્બત છે. સહાબા આ જવાબથી ઘણાં જ ખુશ થયા. *(બુખારી શરીફ)*

ઉપરની હદીસોથી સાબિત થયું કે સંબંધ અલ્લાહના માટે જ હોવો જોઈએ, સ્વાર્થી ન હોવો જોઈએ. આજે શું છે ? અંગત સ્વાર્થ માટે સંબંધ હોવાથી તે જલ્દી તૂટી જાય છે. વર્ષોનો સંબંધ થોડાક નજીવા કારણોસર તૂટી રહ્યા છે. ઈસ્લામી અખ્લાકથી દૂર થઈ અલ્લાહની મદદને બદલે ઈન્સાન પોતાના માટે મુસીબતોના દરવાજા ખોલી રહ્યો છે. અલ્લાહની રહમતથી દૂર થવાના કારણો પેદા કરી રહ્યો છે.

સગા કે પારકા સંબંધ–તઅલ્લુક અલ્લાહ માટે હશે, તે જ કાઈમ દાઈમ–હંમેશાં રહેશે અને કિયામતમાં પણ કામ આપશે.

દુન્યા ફાની, દુન્યાની ચીઝો સર્વ ફાની, ફાની ચીઝો માટે અમુક ટકા કે ખાણી, પીણી, કપડાં બાબત સંબંધ રાખશે તો જ્યાં સુધી દુન્યવી ફાયદો હશે (મળશે) ત્યાં સુધી સંબંધ રહેશે. નફો ચાલ્યો ગયો, ખાણી–પીણી ચાલી ગઈ, માખીઓ ઉડી ગઈ. સંબંધ ખત્મ થઈ જશે, કારણ કે પ્યાલામાં શરબત હતું, મધ હતું, માખીઓ હતી, મીઠાશ ખત્મ થઈ ગઈ, માખીઓ ચાલી ગઈ. નફો ખત્મ, દોસ્તી–સંબંધ ખત્મ; પરંતુ જેનો સંબંધ અલ્લાહ તઆલા માટે છે, અલ્લાહ બાકી–હંમેશા રહેનાર છે. તેને ફના નથી.

તો અલ્લાહ તઆલા માટે સંબંધ રાખનારાના સંબંધ મરતા સુધી બાકી રહે છે.

મરવા પછી પણ નમાઝો પઢી, તસ્બીહ પઢી, કુરઆન પઢી જ્યારે હાથ ઉઠે છે, હાથ ઉઠાવે છે તો તેમના સંબંધીઓ મોહસિનો–એહસાન કરનારાઓને યાદ કરે છે અને તેમના માટે દુઆઓ કરે છે અને સવાબો પહોંચાડે છે અને એ સંબંધ કિયામતના દિવસે પણ કામ આવશે અને એવો માણસ મુહબ્બત કરનારાઓ સાથે ઉઠશે. નબીઓ સાથે મુહબ્બત, એમની સીરતથી મુહબ્બત, એમની સુન્નતો, રીતભાત, હલનચલન દરેક અદાથી મુહબ્બત, વલીઓથી, નેક લોકોથી, ઉલમાથી મુહબ્બત, મસ્જિદ–મદ્રસહથી મુહબ્બત એ મુહબ્બત અલ્લાહ માટેની છે. સ્વાર્થ–અંગત લાભ દુન્યવી હોતો

નથી. માટે એ સંબંધ મરતાં સુધી બાકી રહે છે અને મરવા પછી પણ કામ આવશે.

રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું, માણસ જેમની સાથે મુહબ્બત કરે છે તેમની સાથે કિયામતમાં ઉઠશે. (હદીસ.) અલ્લાહ તઆલા દુન્યવી સ્વાર્થ–લાભ છોડી અલ્લાહ માટે સંબંધ રાખવાની તવફીક અતા ફરમાવે. (આમીન.)

(૬) હઝરત મુઆઝ બિન જબલ (રદિ.) રિવાયત કરે છે કે જનાબ રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું,

અલ્લાહ તઆલાનું ફરમાન છે, ''જે લોકો મારા માટે એક બીજાથી મુહબ્બત રાખે છે, એક–બીજા સાથે ઊઠવા–બેસવાનું રાખે છે, એક–બીજાથી મુલાકાત કરે છે, મારા માટે પોતાના નાણા (પૈસા) ખર્ચે છે તે લોકો માટે મારી મુહબ્બત વાજિબ થઈ ગઈ.'' *(મુઅત્તા માલિક)*

(૭) અમીરુલ મુઅમિનીન હઝરત ઉમર (રદિ.) બયાન કરે છે કે જનાબ નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું, ''જે લોકો એક–બીજાથી અલ્લાહ તઆલા માટે મુહબ્બત રાખે છે, તેમના માટે કિયામતના દિવસે નૂરના મિમ્બર ગોઠવવામાં આવશે. એ લોકોના એ મરતબાને જોઈને સિદ્દીકો અને શહીદો રશ્ક કરશે. *(બુખારી–મુસ્લિમ શરીફ)*

(૮) હઝરત અબૂ દરદા (રદિ.) બયાન ફરમાવે છે કે સરવરે દો આલમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નું ફરમાન છે કે,

''કિયામતના દિવસે કેટલાક લોકો પોતાની કબરોમાંથી આવશે અને તેમના ચહેરા નૂરથી ચમકતાં હશે. તેઓને મોતીઓના મિમ્બરો પર બેસાડવામાં આવશે. લોકો તેમનાં પર રશ્ક કરશે. એ લોકો ન તો નબીઓ હશે, ન શહીદો.'' એક સહાબી (રદિ.)એ પૂછયું કે હુઝૂર (સલ.) ! એ કોણ લોકો હશે ? અમને તેમની ઓળખ આપો. તો તેમણે ફરમાવ્યું,

''તેઓ એવા લોકો છે જેઓ ફકત અલ્લાહ ખાતર એક–બીજા સાથે મુહબ્બત રાખતા હતા.'' *(તબરાની)*

(૯) હઝરત અબૂ દરદા (રદિ.) બયાન કરે છે કે નબીએ કરીમ

(સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું, ‘‘કિયામતના દિવસે અલ્લાહના બંદાઓમાં કેટલાક લોકો એવા છે કે જેઓ ન તો પયગમ્બર છે, ન શહીદ, પરંતુ લોકો તેમનો મરતબો જોઈ રશ્ક કરશે. લોકોએ પૂછયું ? અમને બતાવો કે એ કોણ લોકો છે ?

જનાબ નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું,

‘‘એ લોકો અલ્લાહ માટે એક–બીજા સાથે મુહબ્બત કરે છે. એમની મુહબ્બત ન તો સગાઈ પર આધાર રાખે છે, ન માલ–દૌલત પર.’’

અલ્લાહની કસમ ! એમના મોઢા પર નૂર ચમકતું હશે, જે દિવસે લોકો ડર (બીક) અને ગભરાટમાં પરેશાન હશે ત્યારે એ લોકોને કોઈ પણ જાતનો ડર કે બીક ન હશે. *(અબૂ દાવૂદ)*

(૧૦) હઝરત મુઆઝ (રદિ.) બયાન કરે છે કે જનાબ રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું,

‘‘અલ્લાહ તઆલા માટે મુહબ્બત રાખનારા તે દિવસે અર્શનાં છાંયડા તળે (નીચે) હશે કે તે દિવસે અર્શે ઈલાહીનાં સિવાય બીજો કોઈ છાંયડો ન હશે, એ લોકો પર નબીઓ અને શહીદો પણ રશ્ક કરશે.’’ *(ઈબ્ને હિબ્બાન)*

## (૯) સુલૂકાય–સંબંધ તોડનારો જન્નતમાં જશે નહિ અને તેની બંદગી કબૂલ નથી

રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે દરેક જુમેરાત પછી જુમ્અહની રાત્રે મુસલમાનોના કામો અલ્લાહના દરબારમાં રજુ થાય છે તો સુલૂકાય તોડનારાઓના અમલો કબૂલ થતાં નથી.

*(ઈમામ અહમદ)*

રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે મારા પાસે જિબ્રઈલ અમીન આવ્યા અને કહ્યું કે પંદરમી શાબાનની રાત્રે કલ્બ ખાનદાનની બકરીઓના જેટલાં વાળ છે તે મુજબ લોકો જહન્નમની આગથી આઝાદ થાય છે, પરંતુ મુશ્રિક, કીનાવાળો અને સુલૂકાયને તોડનારાની

માફી થતી નથી અને જેની ઈઝાર ઘૂંટીથી નીચી હોય અને જે દારૂ–તાડી પીનારો હોય અને જે માં–બાપનો નાફરમાન હોય. *(બયહકી)*

રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે સગાઓ સાથે સંબંધ તોડનારો જન્નતમાં નહિ જાય. *(બુખારી શરીફ)*

રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે મુસલમાન માટે હલાલ નથી કે તેનાં ભાઈને ત્રણ દિવસથી વધુ છોડી આપે. *(મુસ્લિમ શરીફ ભાગ–૨, પેજ–૩૧૬)*

ઈન્સાન કમઝોર છે. હાલાતથી ખુશી કે ગમી થાય છે. તબિયતના મુવાફિક કામોથી ખુશી થઈ દુઆઓ આપે છે. ગમી, રંજ, દુઃખ કોઈનાથી પહોંચે છે તો બદ દુઆઓ કે આમાલથી નારાઝગીનો ઈઝહાર કરે છે.

રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ હઝરત આયશા (રદિ.)ને ફરમાવ્યું, ઓ આયશા ! તું રાજી હોય તો હું જાણી લઉં છું અને નારાજ થાય તો પણ. હઝરત આયશા (રદિ.)એ કહ્યું, ઓ અલ્લાહના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ! એ કેવી રીતે ? તો અલ્લાહના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું રાજી હોય તો કહે છે લા વ રબ્બિ મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)–નહિ મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના રબની કસમ અને નારાજ હોય તો કહે છે લા વ રબ્બિ ઈબ્રાહીમ–નહિ હઝરત ઈબ્રાહીમ (અલૈ.)ના રબની કસમ તો હઝરત આયશા (રદિ.)એ જવાબ આપ્યો, અલ્લાહના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) આપનું નામ હર હંમેશા દિલમાં છે, નીકળતું નથી. ઝુબાન પર કદી એ મુજબ નીકળી જાય છે. *(હદીસ)*

મન દુઃખ થાય, ઈન્સાનથી કોઈ તકલીફ દુઃખ–મુસીબત પહોંચે તો માણસ નારાજ થાય છે અને તેનાં લઈ સંબંધ તૂટે છે તો એવા માણસથી સારા–ખરાબ કામ સમજવાની સલાહિય્યત ખત્મ થઈ જાય છે. તો હરામ કામોમાં મશગૂલ બની સુલૂકાય સગાઓના હકો તોડી જહન્નમમાં જવાના કારણો પેદા કરે છે.

## (૧૦) માંદાની બીમારપુરસી

(૧) હઝરત ઉમ્મુલ અલા (રદિ.)ની બીમારપુરસી માટે રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ગયા તો તેમણે ફરમાવ્યું; ''તમને ખુશી અને મુબારકબાદી થાવ ! બીમારી મુસલમાનોનાં ગુનાહો એવી રીતે દૂર કરે છે જેવી રીતે કે આગ લોખંડના મેલને.'' *(અબૂ દાવૂદ)*

(૨) હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે કે જનાબ રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું, ''તાવ અને માથાના દુઃખાવાની પીડાથી ગુનાહો માફ થઈ જાય છે. ચાહે એ ગુનાહો ઉહુદ પહાડની બરાબર કેમ ન હોય ?'' જ્યારે કોઈ અલ્લાહનો બંદો કે બંદીને તાવ કે માથાના દર્દથી તંદુરસ્તી હાસિલ થાય છે તો તેમના ઉપર એક રાયનાં દાણા જેટલીયે ગુનાહની અસર બાકી રહેતી નથી.'' *(અબૂ યઅ્લા)*

એટલે કે માંદગીથી તમામ ગુનાહો માફ થઈ જાય છે.

(૩) હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.) બયાન કરે છે કે જનાબ નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું, ''અલ્લાહની રાહમાં જો કોઈ બંદાને માથામાં દર્દ થયું અને તેણે સબ્ર કર્યો તો એવા બંદાના સર્વે પાછલા ગુનાહો માફ થઈ જાય છે.'' *(તબરાની)*

(૪) હઝરત અબૂ સઈદ ખુદરી (રદિ.) રિવાયત કરે છે કે જનાબ નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું, ''મુઅમિનના માથાનું દર્દ, કાંટો અથવા કોઈ દુઃખ જે કંઈ એને પહોંચે તે કિયામતમાં દરજ્જાઓની ચઢતી અને ગુનાહોના કફફારાનો સબબ બની જાય છે. *(ઈબ્ને અબી દુન્યા)*

(૫) હઝરત અબૂ ઉમામહ (રદિ.) બયાન કરે છે કે જનાબ રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું, ''કોઈ બંદો બીમારીમાં પછડાઈ પડે છે તો તેને અલ્લાહ તઆલા ગુનાહોથી પાક–સાફ કરી દે છે.'' *(તબરાની)*

(૬) હઝરત ઈમામ હસન (રદિ.)થી રિવાયત છે કે જનાબ રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું,

‘‘એક દિવસનો તાવ મુઅમિનના સર્વે ગુનાહોને દૂર કરી દે છે.’’

*(ઈબ્ને અબી દુન્યા)*

## (૧૧) માંદાની ખબર–અંતર પૂછવા જવાની ફઝીલતો :

(૧) હઝરત અબૂ હુરયરહ (રદિ.) રિવાયત કરે છે કે હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો,

‘‘જે કોઈ માંદા (બીમાર) માણસની ખબર–અંતર પૂછવા જાય તો એક પુકારનાર આસમાન પરથી પુકાર છે કે ‘‘તમે સારા માનવી છો. તમારું ચાલવું ભલું. તમારું આગમન મુબારક ! તમે તમારું ઘર જન્નતમાં બનાવી લીધું.’’ *(તિરમિઝી શરીફ, ઈબ્ને માજહ, ઈબ્ને હિબ્બાન)*

(૨) હઝરત સવબાન (રદિ.)થી રિવાયત છે કે હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈરશાદ ફરમાવ્યો,

‘‘જ્યારે કોઈ મુસલમાન પોતાના મુસલમાન બીમાર ભાઈની માંદગીમાં તેની ખબર લે છે તો પાછા ફરતાં સુધી તે જન્નતનાં ખુરફહમાં છે. અસ્હાબે કિરામે અરજ કરી કે યા રસૂલુલ્લાહ ! (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) જન્નતના ખુરફહ શું છે ? આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ જવાબ આપ્યો, ‘‘જન્નતનાં મેવા અને ફળો !’’ *(સહીહ મુસ્લિમ શરીફ)*

(૩) અમીરુલ મુઅમિનીન હઝરત અલી (રદિ.)થી રિવાયત છે કે હુઝૂર પૂરનુર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું,

‘‘સવારના કોઈ મુસલમાન માંદા માણસની ખબર–અંતર પૂછવા જાય છે તો ૭૦ હજાર ફરિશ્તાઓ સાંજ સુધી એના માટે મગફિરતની દુઆ કરે છે. એ રીતે કોઈ સાંજનાં બીમારપુરસી કરે છે તો સવાર સુધી ૭૦ હજાર ફરિશ્તાઓ તેના માટે ઈસ્તિગફાર કરે છે ને તેને જન્નતનાં ફળો પ્રાપ્ત થઈ જાય છે.’’ *(અહમદ–બઝઝાર)*

(૪) હઝરત જાબિર (રદિ.)થી રિવાયત છે કે હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું,

‘‘જે માણસ કોઈ માંદાની ખબર અંતર પૂછવા જાય છે તો તે માણસ

રહમતમાં દાખલ થઈ જાય છે અને જ્યારે તે માંદા પાસે બેસે છે ત્યારે અલ્લાહની રહમત એને ઢાંકી લેતી હોય છે.'' *(માલિક)*

(૫) હઝરત અનસ (રદિ.) રિવાયત કરે છે કે જનાબ રહમતે આલમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું,

''જ્યારે કોઈ માણસ વુઝૂ કરી પોતાના મુસલમાન બીમારભાઈની અજર અને સવાબની નિય્યતે ખબર—અંતર પૂછવા જાય છે તો તેને જહન્નમથી ૭૦ હજાર વરસની મુસાફરીની લંબાઈ જેટલો દૂર કરી દેવામાં આવે છે. એટલે કે તેને દોઝખમાં દાખલ કરવામાં નહિ આવે.

*(સુનને અબૂ દાવૂદ)*

(૬) જ્યારે તું માંદા પાસે જાય તો તેની પાસે દુઆની દરખાસ્ત કર. બીમારની દુઆ એવી છે જેવી ફરિશ્તાઓની દુઆ. *(ઈબ્ને માજહ)*

## (૭) હદીસે કુદ્સી

અલ્લાહ તઆલા કિયામતના દિવસે સવાલ કરશે, ઓ મારા બંદા ! હું બીમાર પડયો, પરંતુ તું મારી ખબરઅંતર લેવા ન આવ્યો ? બંદો જવાબ આપશે, ઓ અલ્લાહ તઆલા ! તમે તો બંને જહાનનાં પાલનહાર છો. હું તમારી બીમારપુરસી કેવી રીતે કરું ? અલ્લાહ તઆલા જવાબ આપશે, શું તને ખબર ન હતી કે મારો ફલાણો ફલાણો બંદો બીમાર હતો, પરંતુ તેં એની ખબર ન લીધી... જો તું એની ખબર લેત તો મને એની પાસે પામત !

*(મુસ્લિમ શરીફ)*

(૮) હઝરત સઅદ ઈબ્ને માલિક (રદિ.) જનાબ રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)થી રિવાયત કરે છે કે જનાબ રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું,

''જેણે પોતાની બીમારીમાં ચાલીસ (૪૦) વાર નીચેની દુઆ પઢી અને તે ફરી તે જ બીમારીમાં મરણ પામ્યો તો તેને એક શહીદની બરાબર સવાબ મળશે અને જો સારો થઈ જશે તો તે તમામ ગુનાહોથી પાક—સાફ થઈ જશે.'' તે દુઆ આ રહી. *(હાકિમ)*

لَآ اِلٰهَ اِلَّآ اَنْتَ سُبْحٰنَكَ ۖ اِنِّىْ كُنْتُ مِنَ الظّٰلِمِيْنَ ﴿٨٧﴾

(الانبياء۲۱:۸۷)

**"લા ઈલા-હ ઈલ્લા અન્ત સુબ્હાન-ક ઈન્ની કુન્તુ મિનઝ્ ઝાલિમીન."**

**અર્થ :** અલ્લાહના સિવાય કોઈ ઈબાદતના લાયક નથી. તું સર્વ એબોથી પાક છે. બેશક, હું ઝાલિમોમાંથી છું. *(હાકિમ)*

(૯) હઝરત અબૂબકર સિદ્દીક (રદિ.)થી રિવાયત છે કે જનાબ નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે મૂસા (અલૈ.)એ અલ્લાહ તઆલાથી સવાલ કર્યો કે ઓ અલ્લાહ ! જે કોઈ માણસ બીમારને જોવા—મળવા જાય એને શું સવાબ મળશે ? હુકમ થયો, હે મૂસા ! હું તે માણસ માટે બે ફરિશ્તાઓ નક્કી કરીશ, જે કિયામત સુધી કબરમાં એને જોતા રહેશે— કબરમાં એની સંભાળ રાખશે.

હઝરત હસન (રદિ.)એ પણ આ જ પ્રમાણે રિવાયત કરેલ છે. *(નુરૂસ્સુદૂર ફી શર્હિલ કુબૂર) (ઈમામ જલાલુદ્દીન સુયૂતી (રહ.)ની કિતાબ)*

## (૧૨) પરસ્પર મુસલમાનના હક્કો

ધાર્મિક દષ્ટિએ એક મુસલમાનના બીજા મુસલમાન પર જે હક્કો વાજિબ છે એનો ખુલાસો કરતાં આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે એક મુસલમાનના બીજા મુસલમાન પર છ (૬) હક્કો વાજિબ છે. સવાલ કરનારે પૂછયું, તે છ (૬) હક્કો કયા છે ? તો આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું,

(૧) જ્યારે તું એને મળે તો સલામ કર.

(૨) જ્યારે તે તને કોઈ જરૂરતનાં પ્રસંગે બોલાવે તો તેની વાત કબૂલ કર.

(૩) જ્યારે તે તારાથી કોઈ ભલાઈ ચાહે તો તું એની સાથે ભલાઈ કર.

(૪) જ્યારે એ છીંક ખાય અને ''અલ્હમ્દુલિલ્લાહ'' પઢે તો એના જવાબમાં ''યરહમુકલ્લાહ'' કહે.

(૫) જ્યારે એ બીમાર પડે તો એની ખબર લેવા જા.

(૬) અને જ્યારે એ મરણ પામે તો એના જનાઝામાં હાજર (શરીક) થા. *(મુસ્લિમ શરીફ)*

## (૧૩) મુસલમાનોની એબો છુપાવવાની ફઝીલતો

(૧) હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે કે જનાબ રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું, ''જેણે કોઈ મુસલમાનની એબ ઢાંકી તો અલ્લાહ તઆલા તેની એબો દુન્યા અને આખિરતમાં ઢાંકશે.'' *(તિરમિઝી શરીફ ભાગ–૨ પાના–૧૫ મુસ્લિમ શરીફ)*

(૨) હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે કે જનાબ રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું, ''જે કોઈ બંદો કોઈની એબ છુપાવે તો અલ્લાહ તઆલા તેની એબ કિયામતના દિવસે છુપાવશે. મતલબ કે કિયામતના દિવસે તેને લોકો સામે ફજેત–બેઈઝઝત ન કરશે.'' *(મુસ્લિમ શરીફ)*

(૩) રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું, ''જેણે કોઈ માણસમાં કોઈ એબ (ગુનાહનું કામ) જોયું અને તેને છુપાવ્યું તો તેને એવો સવાબ મળશે કે મરેલી છોકરીને જીવતી કરી.'' *(અબૂ દાવૂદ શરીફ ભાગ–૨ પાના નં. ૩૧૪)*

(૪) રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું, ''તમે કોઈની પાછળ ન પડો. કોઈની ખામીઓ, એબોની શોધ ન કરો, નહિ તો અલ્લાહ તઆલા તમારી પાછળ પડશે. અર્થાત અલ્લાહ તઆલા ઝલીલ કરશે.'' *(અબૂ દાવૂદ શરીફ ભાગ–૨ પાના નં. ૩૧૩)*

(૫) હઝરત સઈદ (રદિ.)થી રિવાયત છે કે રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું, ''ખરાબમાં ખરાબ વ્યાજ નિર્દોષ મુસલમાન ભાઈની ઈઝઝત પર લાન તાન કરવું છે. માટે કોઈ મુસલમાનને

નાહકમાં ગાળો ભાંડવી–ગીબત કરવી, તોહમત લગાડવી અને નિંદા કરવાને ખરાબમાં ખરાબ વ્યાજ કહેવામાં આવ્યું.'' *(અબૂ દાવૂદ શરીફ)*

(૬) જે કોઈ પોતાના મુસલમાન ભાઈને તકલીફ પહોંચાડે છે તો અલ્લાહ તઆલા તેને તકલીફ પહોંચાડશે, અને જે મુસલમાનનો નાહક વિરોધ કરશે તો અલ્લાહ તઆલા તેનો વિરોધ કરશે. *(તિરમિઝી શરીફ)*

(૭) હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે કે જનાબ રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું, 'જે બંદાને અલ્લાહ તઆલાએ જીભ અને શર્મગાહનાં ગુનાહોથી બચાવ્યો તો તે જન્નતમાં જશે.'
*(બુખારી શરીફ, મુસ્લિમ શરીફ)*

(૮) રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે,

''વ્યાજનાં ૭૦ (સિત્તેર)થી પણ અધિક ગુનાહો અને દરજાઓ છે.

જે પૈકી સૌથી હલકો અને નાનો ગુનોહ પોતાની માં સાથે વ્યભિચાર (ઝિના) કરવાનાં ગુનાહ બરાબર છે અને એક દિરહમ વ્યાજનો ગુનોહ ૩૫ (પાંત્રીસ) વખત ઝિના (વ્યભિચાર–હરામખોરી)થી વધીને છે અને સૌથી વધારે ખબીસ, દુષ્ટ અને ખરાબમાં ખરાબ વ્યાજ''મુસલમાન ભાઇની આબરૂ લેવું છે.'' *(હદીસ)*

## (૧૪) પોશાક અને તેના સંબંધિત બાબતો

(૧) હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ (રદિ.)થી રિવાયત છે કે જનાબ રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું, ''કોઈ મુસલમાને પોતાનાં મુસલમાનભાઈને કપડું પહેરાવ્યું તો જ્યાં સુધી એના શરીર પર કપડું રહેશે ત્યાં સુધી તે કપડું પહેરાવનારને અલ્લાહ તઆલા પોતાની હિમાયત અને રક્ષણમાં રાખશે.'' *(તિરમિઝી શરીફ)*

(૨) હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)થી રિવાયત છે કે જનાબ રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું, ''કોઈ ગરીબ મુસલમાનને કપડું પહેરાવનાર અલ્લાહ તઆલાની હિફાઝતમાં ત્યાં સુધી રહે છે જ્યાં સુધી ગરીબનાં શરીર પર એ કપડાંનો એક તાર પણ બાકી રહેશે.'' *(હાકિમ)*

(૩) હઝરત અબૂ સઈદ (રદિ.)થી રિવાયત છે કે જનાબ રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું, ''જેણે મુસલમાનને કપડાં પહેરાવી તેની નગ્નતાને દૂર કરી તો અલ્લાહ તઆલા કિયામતના દિવસે એ બંદાની નગ્નતાને લીલા પોશાક પહેરાવી દૂર કરશે. જેણે મુસલમાનને ખાવાનું ખવડાવ્યું તો અલ્લાહ તઆલા તેને જન્નતનાં ફળ ખવડાવશે. જેણે તરસ્યા મુસલમાનને પાણી પીવડાવ્યું તો અલ્લાહ તઆલા તેને કિયામતના દિવસે શરાબ પીવડાવશે, જેની ઉપર સીલ મારેલી હશે.'' *(અબૂ દાવૂદ શરીફ)*

(૪) હઝરત મુઆઝ બિન અનસ (રદિ.) જનાબ રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)થી રિવાયત કરે છે કે, ''જે કોઈ માણસે નવું કપડું પહેર્યું અને નીચેની દુઆ પઢી તો તેના પાછલા બધા જ ગુનાહો માફ થઈ જાય છે.'' તે દુઆ આ રહી.

اَلْحَمْدُ لِلّٰهِ الَّذِىْ كَسَانِىْ هٰذَا
وَرَزَقَنِيْهِ مِنْ غَيْرِ حَوْلٍ مِّنِّىْ
وَلَا قُوَّةٍ

**“અલ્હમ્દુલિલ્લાહિલ્લઝી કસાની હાઝા વ રઝકનિહી મિન ગયરિ હવ્લિમ મિન્ની વલા કુવ્વહ.”**

**અર્થ :** સર્વ તારીફો તે જ અલ્લાહને લાયક છે જેણે આ કપડું મને પહેરાવ્યું, અને મારી કોશિશ અને તાકત વિના મને આ પહેરવેશ નસીબ કર્યો. *(મિશ્કાત શરીફ)*

(૫) હઝરત ઉમર ઈબ્ને ખત્તાબ (રદિ.)થી રિવાયત છે કે જનાબ નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું, જે માણસ નવું કપડું પહેરે તો તેને જોઈએ કે જો શક્તિ ધરાવતો હોય તો જુના કપડાં ખૈરાત કરી દે

અને નવા કપડાં પહેરતી વખતે આ દુઆ પઢે :

اَلْحَمْدُ لِلّٰهِ الَّذِیْ كَسَانِیْ مَا اُوَارِیْ بِهٖ عَوْرَتِیْ وَاَتَجَمَّلُ بِهٖ فِیْ حَيَاتِیْ ط

**"અલ્હમ્દુલિલ્લાહિલ્લઝી કસાની મા ઊવારી બિહી અવરતી વ-અ તજમ્મલુ બિહી ફિ હયાતી."**

**અર્થ :** સર્વ તારીફોને લાયક તે જ અલ્લાહ છે, જેણે મને કપડું પહેરાવ્યું, જેનાથી હું સતર પણ ઢાંકું છું અને આ જીવનમાં એનાથી શોભા અને શણગાર પણ હાસિલ કરું છું.

જે માણસ નવો પોશાક બદલતી વેળા ઉપરની દુઆ પઢશે તો અલ્લાહ તઆલા તેને જિંદગી અને મૌત પછી પોતાની દેખરેખ અને નિગેહબાનીમાં રાખશે. *(તિરમિઝી શરીફ)*

(૬) હઝરત આયશા (રદિ.)થી રિવાયત છે કે નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું, ''જેણે કોઈ નવા કપડાં ખરીદ્યા અને તેને પહેરી અલ્લાહની તારીફ બયાન કરી તો તે કપડાં તેની જાંઘો સુધી પહોંચે તે પહેલાં અલ્લાહ પાક તે બંદાની મગફિરત (બખ્શીશ) કરી દે છે.'' *(ઈબ્ને અબીદ્દ દુન્યા, બયહકી)*

(૭) હઝરત મુઆઝ બિન અનસ (રદિ.)થી રિવાયત છે કે જનાબ નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું, ''જે માણસે હૈસિયત હોવા છતાં ફકત નમ્રતા ખાતર પોશાકમાં સાદાઈ ધારણ કરી તો અલ્લાહ તઆલા કિયામતનાં ભરલોકમાં એ બંદાને સત્તા આપશે કે ઈમાની પોશાકમાંથી જે ગમે તે પસંદ કરી લે.'' *(તિરમિઝી શરીફ)*

(૮) એક સહાબીના સાહબઝાદા (રદિ.)થી રિવાયત છે કે જનાબ રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું, ''જે માણસે ફક્ત નમ્રતા દાખવવા ભારે પોષાક છોડયાં તો અલ્લાહ તઆલા તેને શરાફત અને બુઝુર્ગીનાં પોશાક વડે શણગારશે.'' *(અબૂ દાવૂદ શરીફ)*

(૯) હઝરત અબૂ ઉમામહ ઈબ્ને સઅલબા (રદિ.)થી રિવાયત છે કે જનાબ નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું,

''પોશાકમાં સાદાઈ ઈમાનની નિશાનીઓમાંની એક નિશાની છે.''

*(અબૂ દાવૂદ શરીફ)*

## (૧૫) તરસ્યાંને પાણી પીવડાવવાની તથા ભૂખ્યાંને ખાવાનું ખવડાવવાની મહાન ફઝીલતો :

(૧) જે માણસ પોતાના મુસલમાન ભાઈને રોટી ખવડાવે કે તેનું પેટ ભરાઈ જાય અને પાણી પીવડાવે કે તેની પ્યાસ (તરસ) બુઝાઈ જાય તો અલ્લાહ તઆલા તે ખવડાવનારને જહન્નમ (દોઝખ)થી સાત ખાઈઓ જેટલો દૂર કરી દે છે. દરેક ખાઈનું અંતર એટલું કે તેનું અંતર કાપતાં ૭૦૦ (સાત સો) વરસ લાગે. *(કન્ઝુલ ઉમ્માલ, ફઝાઈલે સદકાત ભાગ–૧, પાના નં. ૭૫)*

(૨) એક હદીસમાં છે કે ગરીબોની જાન–પહેચાન કસરતથી રાખ્યા કરો અને તેમનાં પર એહસાન કર્યા કરો. એ ગરીબો પાસે બહુ મોટી દૌલત છે. કોઈએ પૂછયું, યા રસૂલલ્લાહ ! તેઓ પાસે બહુ મોટી દૌલત શું છે ? હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું, તેઓને કિયામતના દિવસે કહેવામાં આવશે કે જેમણે તમને ખવડાવ્યું હોય અથવા પીવડાવ્યું હોય યા પહેરાવ્યું હોય તેઓનો હાથ પકડીને જન્નતમાં પહોંચાડી દો.

*(ફઝાઈલે સદકાત ભાગ–૧ પાના નં. ૭૬)*

(૩) એક હદીસમાં છે કે જે માણસ કોઈ જાનદાર કે જે ભૂખ્યો હોય તેને ખાવાનું ખવડાવશે તો અલ્લાહ તઆલા તેને જન્નતનું બેહતરીન–સારામાં સારું ખાવાનું ખવડાવશે. *(ફઝાઈલે સદકાત ભાગ–૧, પાના નં. ૭૭)*

(૪) જે કોઈ માણસ પોતાનાં કોઈ મુસલમાન ભાઈની દુન્યવી એક હાજત

પૂરી કરશે તો અલ્લાહ તઆલા તે માણસની ૭૨ (બોત્તેર) હાજતો પૂરી કરશે, જેમાંથી સૌથી હલકી વસ્તુ તે માણસના ગુનાહોની મગફિરત છે અને બાકીની તે માણસનાં દરજાત બુલંદીનાં માટે છે.

*(ફઝાઈલે સદકાત ભાગ–૧, કન્ઝુલ ઉમ્માલ)*

(૫) એક હદીસમાં છે કે જહન્નમની આગથી સદકા વડે પોતાનો બચાવ–પોતાની હિફાઝત કરો. ચાહે તે સદકો ખજૂરનો એક ટુકડો જ કેમ ન હોય ? તે પણ જહન્નમની આગથી હિફાઝતનો સબબ બનશે.

*(ફઝાઈલે સદકાત ભાગ–૧)*

## (૧૬) સલામ કરવામાં પહેલ કરવાની ફઝીલતો

(૧) હઝરત અબૂ હુરયરહ (રદિ.) બયાન કરે છે કે જનાબ રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું, ''હું તમને એવી વાત બતાવું કે જેથી તમારામાં દોસ્તી અને એકબીજાથી મુહબ્બત વધશે. તમે એકબીજાને વધુ પ્રમાણમાં સલામ કર્યા કરો.'' *(મુસ્લિમ શરીફ)*

(૨) હઝરત બરાઅ ઈબ્ને આઝિબ (રદિ.) ફરમાવે છે કે જનાબ રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નું ફરમાન છે કે, ''સલામનો ફેલાવો ખૂબ કરો, અલ્લાહ તમને સલામત રાખશે.'' *(ઈબ્ને હિબ્બાન)*

(૩) હઝરત અબૂ ઉમામહ (રદિ.) બયાન કરે છે કે આકાએ દો જહાં (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું, ''અલ્લાહ તઆલાના નઝદીક તે લોકો છે, જેઓ સલામમાં પહેલ કરે છે.'' *(અબૂ દાવૂદ શરીફ)*

(૪) હઝરત બરાઅ ઈબ્ને આઝિબ (રદિ.) રિવાયત કરે છે કે જનાબ રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું, ''બે મુસલમાનો મુલાકાત વેળા મુસાફહો (એક–બીજાના હાથ મેળવે છે) કરે છે તો બંનેનાં હાથ છુટા પડવા પહેલાં અલ્લાહ પાક બંનેની મગફિરત (બખ્શીશ) કરી દે છે.''

*(અબૂ દાવૂદ શરીફ)*

(૫) હઝરત બરાઅ ઈબ્ને આઝિબ (રદિ.) આ પણ બયાન કરે છે કે જનાબ રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું,

''બે મુસલમાન મુલાકાત વેળા જ્યારે મુસાફહો કરે છે અને મુસાફહાની હાલતમાં અલ્લાહની તારીફ અને એક બીજા માટે ઈસ્તિગફાર કરે છે તો અલ્લાહ તઆલા તેમને છુટા પડવા પહેલાં બખ્શી દે છે.''

*(અબૂ દાવૂદ શરીફ)*

(૬) હઝરત હુઝૈફા ઈબ્ને યમાન (રદિ.)થી રિવાયત છે કે જનાબ રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નું ફરમાન છે, ''જ્યારે બે મુસલમાન મળે છે ને સલામ પછી મુસાફહા માટે હાથ પકડે છે તો બંનેનાં ગુનાહો એવી રીતે ખરી પડે છે જેવી રીતે કે ઝાડનાં પાંદડા.'' *(તબરાની)*

(૭) હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસ્ઉદ (રદિ.) રિવાયત કરે છે કે જનાબ રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું,

''પૂરી સલામ એ છે કે મુસાફહા માટે હાથ પણ મેળવે.''

*(તિરમિઝી શરીફ)*

(૮) હઝરત ઈમરાન ઈબ્ને હસીન (રદિ.) રિવાયત કરે છે કે એક માણસે જનાબ નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની સેવામાં હાજર થઈ ''અસ્સલામુ અલયકુમ'' કહ્યું. આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈર્શાદ ફરમાવ્યો, એમને ૧૦ નેકીઓ મળી ગઈ.

ફરી બીજા ભાઈ આવ્યા, તેમણે ''અસ્સલામુ અલયકુમ વ રહમતુલ્લાહ'' કહીને સલામ અરજ કરી તો આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો, એમને ૨૦ નેકીઓ મળી ગઈ.

એ પછી ત્રીજા ભાઈ આવ્યા અને તેમણે આ શબ્દોમાં સલામ અરજ કરી,

''અસ્સલામુ અલયકુમ વ રહમતુલ્લાહિ વ બરકાતુહુ'' અલ્લાહના નબી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું, એમને ૩૦ નેકીઓ મળી ગઈ. *(અબૂ દાવૂદ—જામિઅ તિરમિઝી શરીફ)*

(૯) હઝરત અનસ (રદિ.)થી જનાબ નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું, ''હે દીકરા ! જ્યારે ઘરમાં આવ્યા કરો તો ઘરવાળાઓને ''અસ્સલામુ અલયકુમ'' કહ્યા કરો. એ સલામથી તમારા ઉપર અને તમારા ઘરવાળાંઓ ઉપર બરકત ઉતરશે.'' *(તિરમિઝી શરીફ)*

(૧૦) હઝરત અબૂ ઉમામહ (રદિ.) જનાબ નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)થી રિવાયત કરે છે કે, ''ત્રણ માણસોની રોઝી અને જન્નતનો અલ્લાહ તઆલા ઝામિન છે. એટલે કે જ્યાં સુધી જીવતા રહેશે ત્યાં સુધી અલ્લાહ તેમને રોઝી આપશે અને મરવા પછી જન્નત અતા કરશે :

(૧) એક તે માણસ કે જે ઘરમાં આવી ઘરવાળાંઓને સલામ કરે છે.

(૨) બીજો તે માણસ જે મસ્જિદ તરફ નમાઝ માટે જતો રહે છે.

(૩) ત્રીજો તે માણસ જે જિહાદ ફી સબીલિલ્લાહ (અલ્લાહના માર્ગે જિહાદ) માટે ઘરથી નીકળે છે. *(અબૂ દાવૂદ શરીફ)*

## (૧૭) મુસલમાનના જનાઝા પાછળ જવાની ફઝીલતો

(૧) હઝરત અબૂ રાફિઅ (રદિ.) બયાન કરે છે કે જનાબ નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું, ''જેણે કોઈ મય્યિતને ગુસલ આપ્યું અને તેની એબને છુપાવી તો અલ્લાહ તઆલા એવા બંદાના ચાલીસ (૪૦) મોટા ગુનાહ બખ્શી દે છે. જેણે કોઈ મય્યિતને કબ્રમાં ઉતારી તો જાણે તેણે કોઈને કિયામત સુધી રહેવા એક મકાન આપ્યું.'' *(તબરાની)*

(૨) હઝરત અબૂ રાફિઅ (રદિ.) બયાન કરે છે કે જનાબ નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું, ''જેણે કોઈ મય્યિતને કફન પહેરાવ્યું તો અલ્લાહ તઆલા તેને જન્નતનાં અતલસ અને બારીક રેશમનો પોશાક પહેરાવશે.'' *(હાકિમ)*

(૩) ઉમ્મુલ મુઅમિનીન હઝરત આયશા સિદ્દીકા (રદિ.) ફરમાવે છે કે જનાબ નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું, ''જેણે કોઈ મય્યિતને ગુસલ આપ્યું, તેની એબને છુપાવી, તેની અમાનતને અદા કરી તો તે પોતાનાં ગુનાહોથી એવો પાક—સાફ થઈ ગયો કે જેમ તેની માંના પેટથી આજે જ પેદા થયો છે.'' *(તબરાની)*

(૪) હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે કે જનાબ રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું, ''જે માણસ જનાઝા પર હાજર થયો, જનાઝાની નમાઝ પઢી તો તેને એક ''કિરાત''ની બરાબર સવાબ

મળશે. નમાઝ પછી જે માણસ દફન કરવામાં પણ શામિલ થયો તેને બે ''કિરાત''ની બરાબર સવાબ મળશે. કોઈએ પૂછયું, ''બે કિરાત'' કેટલા મોટા હશે ? આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું, ''બે પહાડોની બરાબર.'' દરેક ''કિરાત'' ઉહુદ પહાડ જેવડો છે.''

*(બુખારી શરીફ, સહીહ મુસ્લિમ–૨ ૬૫૪)*

(૫) હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે કે જનાબ નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે,

''જે કોઈ એવી સ્ત્રીને દિલાસો આપશે કે જેનું બાળક મરી ગયું છે તો તેને જન્નતમાં દાખલ કરવામાં આવશે અને તેને જન્નતની ચાદર ઓઢાડવામાં આવશે.'' *(તિરમિઝી શરીફ)*

(૬) હઝરત અબ્દુલ્લાહ (રદિ.)થી રિવાયત છે કે જનાબ નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે,

''જે કોઈ મુસીબતમાં સપડાયેલા ઈન્સાનને દિલાસો આપશે તો તેને પણ એ દુ:ખી ઈન્સાનની બરાબર સવાબ મળશે.'' *(તિરમિઝી શરીફ)*

## (૧૮) પાડોશીના હક્કો અદા નહિ કરનારનું ઈમાન કામિલ–મુકમ્મલ નથી

(૧) હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે કે જે માણસ અલ્લાહ તઆલા અને મરવા પછી જીવતા થવા પર ઈમાન લાવે છે તો તે માણસ તેના પાડોશીને તકલીફ નથી આપતો. *(બુખારી શરીફ)*

(૨) રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ સહાબએ કિરામ (રદિ.)ને પૂછયું કે તો તમો ઝિના માટે શુ કહો છો ?

તો સહાબએ કિરામ (રદિ.)એ કહ્યું કે અલ્લાહ અને તેના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ હરામ કહ્યું છે અને કિયામત સુધી હરામ રહેશે. તો રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે, ૧૦ (દસ) ઓરતોથી ઝિના કરે તે સહેલું છે એના બદલે કે પાડોશીની અવરત સાથે ઝિના કરે. ત્યાર બાદ રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ

ચોરી બાબત સવાલ કર્યો તો સહાબાએ જવાબ આપ્યો કે અલ્લાહ અને તેના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ હરામ ફરમાવી છે તો રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે માણસ દસ (૧૦) ઘરમાં ચોરી કરે તે અઝાબ અને સઝામાં કમ (ઓછું) છે એના કરતાં કે તે માણસ પોતાના પાડોશીના ઘરમાં ચોરી કરે. *(તબરાની, કબીર)*

(૩) હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે કે જનાબ નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું, ''અલ્લાહની કસમ ! ઈમાન કામિલ (પરિપૂર્ણ) નથી, અલ્લાહની કસમ ! ઈમાન કામિલ નથી, અલ્લાહની કસમ ! ઈમાન કામિલ નથી થઈ શકતું.''

સહાબએ કિરામ (રદિ.)એ સવાલ કર્યો, કોનું ઈમાન કામિલ–મુકમ્મલ થઈ શકતું નથી? તો રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ જવાબ આપ્યો, જેનો પાડોશી તેની તકલીફ–પરેશાનીથી બચેલો નથી.

*(બુખારી શરીફ)*

(૪) હઝરત અનસ (રદિ.)થી રિવાયત છે કે રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે, કસમ છે તે ઝાતની જેના કબજામાં મારી જાન છે. કોઈ માણસનું ઈમાન ત્યાં સુધી મુકમ્મલ અને કામિલ થઈ શકતું નથી કે જે કામ–જે હાલત પોતાનાં માટે પસંદ કરે તે તેના પાડોશી કે ભાઈના માટે (પણ) પસંદ કરે. *(મુસ્લિમ શરીફ)*

(૫) હઝરત કઅબ ઈબ્ને માલિક (રદિ.)થી રિવાયત છે કે એક માણસે આવી રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)થી અરજ કરી કે હું ફલાણા મહોલ્લામાં ઉતર્યો છું; પરંતુ તેઓ મારા પાડોશી છે. મને ઘણી જ તકલીફો આપે છે. તો રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ હઝરત અબૂબકર (રદિ.), હઝરત ઉમર (રદિ.) અને હઝરત અલી (રદિ.)ને બોલાવ્યા કે તાકીદે મસ્જિદમાં આવો અને દરવાજા પર ઊભા રહી સાફ–સાફ કહો કે ખબરદાર, ચાલીસ (૪૦) ઘર સુધી પાડોશીનો હક છે અને જેની શરારતથી તેનો પાડોશી મહફૂઝ નથી, તે જન્નતમાં દાખલ થશે નહિ. *(તબરાની)*

(૬) હઝરત અનસ (રદિ.)થી રિવાયત છે કે જનાબ નબીએ કરીમ

(સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું, જેણે પાડોશીને તકલીફ આપી તેણે મને તકલીફ આપી અને જેણે મને તકલીફ આપી તેણે અલ્લાહ તઆલાને તકલીફ આપી અને જે માણસ પાડોશીથી લડાઈ કરે છે તે મારી સાથે લડાઈ કરે છે અને જે મારી સાથે લડાઈ કરે છે તે અલ્લાહ તઆલા સાથે લડાઈ કરે છે. *(ઈબ્ને હિબ્બાન)*

(૭) રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું, પહેલા બે ઝઘડનારાઓમાં ફેંસલો થશે (કિયામતના દિવસે) તો તે બંને પાડોશી હશે. *(તબરાની)*

## (૧૯) બુરાં કામો છોડવા વિશે

(૧) હઝરત અબૂ ઉમામહ (રદિ.) બયાન કરે છે કે જનાબ રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું, અલ્લાહ તઆલા ફરમાવે છે કે, મારા બંદાઓમાંથી જે બંદો શરાબ (દારૂ) પીવાનું છોડી દે છે તેને હું ખતીરતુન અકદસની શરાબ પીવડાવીશ. *(અહમદ)*

એ શરાબ જન્નતની ખાસ શરાબ છે.

(૨) હઝરત અનસ (રદિ.) જનાબ રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)થી રિવાયત કરે છે કે અલ્લાહ તઆલા ફરમાવે છે કે જેણે શક્તિ હોવા છતાં ફક્ત મારા ડરે શરાબ છોડી દીધી તેને ખતીરતુન અકદસમાંથી શરાબ પીવડાવીશ. *(બઝઝાર)*

(૩) હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ (રદિ.)થી રિવાયત છે કે જનાબ રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું, જેણે પોતાની શર્મગાહ બચાવી તેના માટે હું જન્નતનો ઝામિન છું. *(હાકિમ)*

(૪) હઝરત અબૂ દરદા (રદિ.) જનાબ રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)થી રિવાયત કરે છે કે એક માણસે કહ્યું, યા રસૂલલ્લાહ ! (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) મને એવો અમલ (કામ) બતાવો કે જેથી હું જન્નતમાં ચાલ્યો જાઉં.

આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું, ગુસ્સો ન કર, તને

જન્નત મળી જશે. *(તબરાની)*

(૫) હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.)થી રિવાયત છે કે જનાબ રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું, અલ્લાહની ખુશી હાસિલ કરવા માટે ગુસ્સાનાં ઘૂંટડા ગળી જવા કરતાં વધુ બીજો કોઈ ઘૂંટડો નથી. *(ઈબ્ને માજહ)*

(૬) હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.)એ સરકારે દો આલમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને પૂછયું કે તે કયો એવો અમલ છે, જેનાથી અલ્લાહની ખફગી–નારાજગી દૂર થાય છે ? તો આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું, ગુસ્સાને પી જવું. *(અહમદ, ઈબ્ને હિબ્બાન)*

(૭) હઝરત મુઆઝ ઈબ્ને અનસ (રદિ.)થી રિવાયત છે કે જનાબ રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું, ''જે માણસ પોતાની શક્તિ હોવા છતાં વેર લેવાના ગુસ્સાને ગળી જાય છે તો કિયામતમાં અલ્લાહ તઆલા તેને સત્તા આપશે કે તને જે હુર ગમે તે પસંદ કરી લે.

*(અબૂ દાવૂદ શરીફ)*

(૮) હઝરત અબૂઝર (રદિ.) જનાબ રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)થી રિવાયત કરે છે કે, ''ગુસ્સો ટાળવાનો સૌથી સરસ ઉપાય એ છે કે જ્યારે ગુસ્સો આવે ત્યારે બેસી જાય, ને બેસેલો હોય તો સૂઈ જાય તો ગુસ્સો જતો રહેશે.'' *(અબૂ દાવૂદ શરીફ)*

(૯) હઝરત સલમાન ઈબ્ને સમ્ર (રદિ.)થી રિવાયત છે કે જનાબ રસૂલે મકબૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું, ગુસ્સાની વેળા **''અઊઝુબિલ્લાહિ મિનશ્શયતાનિ ર્રજીમ''** કહેવાથી ગુસ્સો જતો રહે છે.

*(બુખારી શરીફ, મુસ્લિમ)*

(૧૦) હઝરત અબૂદરદા (રદિ.)થી રિવાયત છે કે જનાબ રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું, ''ગુસ્સો શયતાનના તરફથી છે. શયતાન આગથી બન્યો છે. આગને પાણી ઠંડી કરી શકે છે. માટે જ્યારે કોઈને ગુસ્સો આવે તો પાણી પી લે.'' *(અબૂ દાવૂદ શરીફ)*

(૧૧) હઝરત જાબિર અને હઝરત તલ્હા (રદિ.) જનાબ રસૂલુલ્લાહ

(સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)થી રિવાયત કરે છે કે, ''જેણે મુસલમાનને બેઆબરૂ થવાના વખતે તેની મદદ કરી તો અલ્લાહ તઆલા તેની મદદ એવા વખતે કરશે કે જે વેળા એને મદદની જરૂર હશે.''

*(અબૂ દાવૂદ શરીફ)*

(૧૨) હઝરત અબૂ હુરયરહ (રદિ.) રિવાયત કરે છે કે જનાબ રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)થી કોઈએ પૂછયું, ''તે કયો ગુણ છે જે ઈન્સાનને જન્નતમાં લઈ જાય છે ?'' તો આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું, ''અલ્લાહનો ડર (બીક) અને સારી રીતભાત.'' *(તિરમિઝી શરીફ)*

અલ્લાહ તઆલા આપણ સર્વેને નેક અમલ કરવાની તૌફીક નસીબ ફરમાવે, આમીન !










# ✪ પ્રકરણ–૧૩ ✪

## ''હિજાબ'' (પરદા)

''નબી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની પત્નીઓ પાસેથી જો તમારે કોઈ વસ્તુ માંગવી હોય તો પરદા પાછળથી માંગી લો.''

*(સૂ. અહઝાબ : ૫૩)*

(૧) હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.)થી રિવાયત છે કે રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું, ''બેશક હયા અને ઈમાન બન્ને સાથી છે. જ્યારે આ બંને પૈકી એકને ઉઠાવી લેવાય છે તો બીજાને પણ ઉઠાવી લેવાય છે.'' *(બયહકી)*

(૨) એક હદીસમાં આવે છે કે જે ચીજમાં પણ બેહયાઈ આવી જાય છે તે કલંકિત બની જાય છે અને જે ચીઝમાં પણ હયા શામિલ થઈ જાય છે તે ખૂબસુરત બની જાય છે. *(તિરમિઝી શરીફ ૨/૧૨૨)*

(૩) એક હદીસમાં આવે છે કે હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું, ''સૌથી પહેલા આ ઉમ્મતમાંથી જે ચીજ ઉઠાવી લેવામાં આવશે તે હયા અને અમાનત છે. અલ્લાહ તઆલાથી એનો સવાલ કરતા રહો.''

*(બયહકી, ફિરદૌસે દયલમી)*

(૪) એક હદીસમાં આવે છે કે અલ્લાહ તઆલા હયા અને સતરને બહુ પસંદ ફરમાવે છે. *(મુસ્નદે અહમદ)*

(૫) એક હદીસમાં ઈરશાદે નબવી છે કે ત્રણ માણસો એવા છે કે જે જન્નતમાં જશે નહિ અને જન્નતની ખૂશ્બુ પણ પામશે નહિ :

(૧) એક તે માણસ જે સ્ત્રીઓની રૂપ–રેખા અને શકલ–સૂરત ધારણ કરે છે.

(૨) બીજો તે માણસ જે દારૂનો વ્યસની હોય.

(૩) દય્યૂસ માણસ.

સહાબએ કિરામ (રદિ.)એ પૂછયું કે યા રસૂલલ્લાહ ! (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) દય્યૂસ કોણ છે ? આપે ઈરશાદ ફરમાવ્યો, તે માણસ જે બદકારી–દુષ્ચરિત્ર અને દુરાચારમાં પોતાની અવરતને સહન કરી લે છે. એક અન્ય હદીસનાં શબ્દો આ છે, ''તે માણસ જે પોતાની અવરતનાં મામલામાં ગયરતનો સુબૂત ન આપે.'' *(તફસીરે આયતુલ અહકામ ૨/૧૬૭)*

(૬) એક રિવાયતનાં શબ્દો આ પ્રમાણે છે : દય્યૂસ તે માણસ છે, જે આ વાતની કશી પરવા નથી કરતો કે તેની પત્ની પાસે કોણ આવ–જાવ કરી રહ્યું છે. *(તબરાની, જમ્ઉલ ફવાઈદ ૧/૪૦૦)*

(૭) ઉબય ઈબ્ને મુલયકહનું બયાન છે કે હઝરત આયશા (રદિ.)ને કોઈએ અરજ કરી કે, એક મહિલા પુરુષ પહેરે તેવા જોડા પહેરે છે. હઝરત આયશા (રદિ.)એ ફરમાવ્યું, ''અલ્લાહના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે એવી સ્ત્રી પર લા'નત ફરમાવી છે, જે પુરુષોની રીતભાત અપનાવે છે.'' *(અબૂ દાવૂદ ૨/૨૧૦)*

(૮) હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.)થી રિવાયત છે કે જનાબ રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું, ત્રણ વ્યકિતઓ જન્નતમાં જશે નહિ :

(૧) જે માં–બાપની નાફરમાની કરે.

(૨) દય્યૂસ માણસ અને

(૩) તે સ્ત્રી જે પુરુષોની રીતભાત અપનાવે. *(હાકિમ–બયહકી)*

(૯) એક હદીસમાં હુઝૂરે અકરમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો કે, ''હું આકાશેથી ગબડી પડીને બે ટુકડા થઈ જાઉં એ મને વધુ પસંદ છે આ વાતથી કે હું કોઈનું સતર જોઉં અથવા કોઈ મારું સતર જુએ. *(મબ્સૂતે સરખસી)*

(૧૦) હદીસે કુદ્સીમાં હુઝૂરે અકરમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) અલ્લાહ તઆલાનો આ ઈરશાદ નકલ ફરમાવે છે કે, ''નામહરમ ઉપર નજર નાખવી એ શયતાનના તીરોમાંથી એક તીર છે. જેણે તેને મારા ડર (બીક)થી છોડી દીધું તો હું તેને એના બદલે એવું ઈમાન આપીશ જેની મીઠાશ તે પોતાના દિલમાં અનુભવશે.'' *(તબરાની, મુસ્તદરકે હાકિમ)*

(૧૧) એક અન્ય હદીસમાં છે કે છ (૬) ચીઝોની તમે બાંહેધરી આપી દો તો હું તમારા માટે જન્નતની બાંહેધરી આપું છું :

(૧) વાત કરો તો જૂઠું ન બોલો.

(૨) અમાનતમાં ખયાનત ન કરો.

(૩) વચનભંગ ન કરો.

(૪) નજરો નીચી રાખો.

(૫) હાથોને ઝુલ્મ અને અત્યાચારથી બચાવો.

(૬) શર્મગાહોની હિફાઝત કરો. *(મુસ્નદે અહમદ ૫/૩૨૩)*

**પરદાનો હુકમ :**

બેપર્દગી વધતી જઈ રહી છે અને આ મુન્કરથી બચવાની સખ્ત જરૂરત છે. તમે લોકો જ્યારે એક પાશેર ગોશ્ત ખરીદો છો તો તેને ઢાંકીને કેમ લઈ જાવ છો કે તેને ચીલ ઉઠાવીને ન લઈ જાય. એક સો રૂપિયાની નોટ અંદરના ખીસ્સામાં છાતીની સાથે ચોંટાડીને કેમ રાખો છો, જેથી કોઈ ખિસ્સાકાતરુ લઈ ન જાય અને રોટીને ઢાંકીને કેમ રાખો છો, જેથી ઉંદર ન લઈ જાય; પરંતુ ઔરત કે જેનામાં પોતે જ ઉડવાની સલાહિય્યત છે તેને તમે ખુલ્લી છોડી આપી છે. સમાજના બુદ્ધિજીવીઓ જરા વિચારે કે શું ઔરતની કિંમત એક ગોશતના ટુકડા, એક સો રૂપિયાની નોટ કે એક રોટી કરતાં પણ ઓછી છે ? ડુબી મરવાની વાત છે અને કેટલી બેશરમીની વાત છે કે આપણે એના પર ઘમંડ કરીએ છીએ કે આપણે સમયની સાથે ચાલીએ છીએ અને પોતાની જાતોને તરક્કીયાફતા કહેવડાવીએ છીએ. **"વ ઈઝા સઅલ્તુમૂહુન્ન મતાઅન્ ફસ્અલૂહુન્ન મિવ્વરાઈ હિજાબ. ઝાલિકુમ્ અત્હરુ લિકુલૂબિકુમ્ વ કુલૂબિહિન્ન."** ઉપરોક્ત હુકમ હઝરાતે સહાબા (રદિ.)ને થયો હતો કે તેમણે પયગમ્બર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની અઝવાજે મુતહ્હરાતની સાથે વાત કરવા અથવા કાંઈક પૂછવા માંગતા હોય તો તેમણે પરદા પાછળથી જ પૂછવું. આ હુકમ જ્યારે તે પાકીઝા ઝાતો માટે હોય તો આપણી તો શું વિસાત કે આપણે આપણી ઝાતને તે હુકમથી પર સમજીએ.

હદીસ શરીફમાં છે કે, ઔરતને જાણી જોઈને કે અજાણતામાં જોવાવાળો મલઉન છે અને તે ઔરત કે જે બેપરદા થઈને દેખાડી રહી છે તે પણ મલઉના છે. હવે શરીઅતની રૂએ જેઓ આ બદનિગાહીના ગુનાહમાં સપડાશે તેમને ગુનાહ તો થશે જ, સાથોસાથ તે ઔરત કે જેણે બેપર્દા થઈ તેઓને આ ગુનાહ કરવા માટે આકર્ષ્યા તેના ઝિમ્મે પણ તેઓ સર્વેને જે ગુનોહ લાગુ પડયો તે સર્વેનો મજમુઅહ આ ઔરતના માથે ઠોકી બેસાડવામાં આવશે અને તેણીના શૌહર, માં–બાપને પણ કે જેઓએ તેણીને પર્દામાં રહેવા તાકીદ ન કરવા બદલ ગુનેહગાર ઠેરવી તેમને પણ અઝાબમાં મુબ્તેલા કરવામાં આવશે.

*(મજલિસે અબરાર ૩૩ પરદેકે મસાઈલ બેહિશ્તી ઝેવર ભાગ–૩નો અભ્યાસ કરવા વિનંતી)*

## ધરતીકંપ કેમ થાય છે ? :

ઈબ્ને અબીદ દીનાર (રહ.)ની રિવાયત છે કે હઝરત આયશા સિદીકા (રદિ.)ને ધરતીકંપ થવાનું કારણ પૂછયું તો તેમણે કહ્યું કે જ્યારે લોકોમાં ઝિના આમ થઈ જાય, શરાબ ખુલ્લેઆમ પીવામાં આવે અને સંગીત (વાજા) વગાડવા–સાંભળવામાં આવે ત્યારે અલ્લાહ તઆલાને આસમાનોમાં ગયરત આવે છે અને જમીનને હુકમ કરવામાં આવે છે કે તેઓને હચમચાવી–હલાવી નાખે.





# ✪ પ્રકરણ–૧૪ ✪

## ''ઝિના''

### ઝિનાના દીની–દુન્યવી નુકસાન :

અલ્લાહ તઆલા ફરમાવે છે :

**''વલા તકરબુઝ્ ઝિના...** અર્થ : તમે ઝિના–વ્યભિચારની નજીક પણ ન ફરકો. બેશક, તે ઘણી જ બેશરમીની વાત છે અને અઝાબનું કારણ છે તથા ઘણો જ ખરાબ માર્ગ છે.''

તફસીરે ઝાહિદીમાં લખ્યું છે કે ઝિના અગ્નિપૂજકોનો તરીકો છે.

હદીસ શરીફમાં છે કે ઝિનાથી ડરતા અને પરહેઝ કરતા રહો, કારણ કે એમાં છ (૬) નુકસાનો છે. ત્રણ દુનિયામાં અને ત્રણ આખિરતમાં.

### દુન્યવી નુકસાન :

૧. રોઝી ઓછી થઈ જાય છે અને બરકત ઊઠી જાય છે.

૨. મૃત્યુ વખતે અલ્લાહ તઆલા અને તેના દરમિયાન પરદો થઈ જાય છે. તે અલ્લાહ તઆલાને જોઈ શકશે નહિ.

૩. તે મરતી વખતે ઝબાનિય્યહ (ખુદાઈ પોલીસ–ફરિશ્તાઓ) અને દોઝખને પોતાની આંખે નિહાળશે.

### ઉખ્રવી નુકસાન :

૧. અલ્લાહ તઆલા એને ક્રોધભરી નજરે નિહાળશે.

૨. એને સાંકળ વડે ખેંચીને–ઢસડીને દોઝખ તરફ લઈ જવાશે.

૩. હિસાબ સખ્ત થશે.

દોઝખમાં ઝાની સ્ત્રી–પુરુષની શર્મગાહથી એવી બદબૂ આવશે કે અન્ય દોઝખીઓ બેઝાર થઇને રડવા માંડશે.

હે મુસલમાનો ! હરામ અને ઝિનાકારીથી અળગા અને વેગળા રહો. એમાં છ (૬) નુકસાનો છે.

**દુનિયામાં ત્રણ નુકસાન છે :**

૧. ઝાનીના મુખ પરથી ખૂબસૂરતી, ઝિનત અને નૂરે તજલ્લી વિદાય થઈ જાય છે.

૨. ગરીબી અને ફકીરી આવે છે.

૩. ઉંમરમાં ઘટાડો થઈ જાય છે.

**આખિરતમાં ત્રણ નુકસાન છે :**

૧. અલ્લાહ તઆલાના ક્રોધ-કોપ અને નારાજગી એના માટે વાજિબ થઈ જાય છે.

૨. તેનો બુંરો હિસાબ થશે.

૩. તે દોઝખમાં ફંગોળાશે અને અલ્લાહ તઆલા તેને ફરમાવશે : જે ચીજ તેં આગળ મોકલી છે તે ઘણી જ ખરાબ છે.

**ઝિનાની ભયાનકતા અને ભયંકરતા :**

હદીસ શરીફમાં છે : પરાયી સ્ત્રીઓ તરફ નજર કરવી એ આંખોનો ઝિના છે. ઝિના તરફ ચાલવું એ પગોનો ઝિના છે. બંને હાથો વડે પકડવું એ હાથોનો ઝિના છે. વાતચીત કરવી એ જીભનો ઝિના છે. ખ્વાહિશ કરવી એ દિલનો ઝિના છે અને શર્મગાહ એને સાચું કરી દેખાડે છે યા જૂઠું.

નકલ કરાયું છે કે એક વખતનો ઝિના સિત્તેર વર્ષના નેક અમલોને બરબાદ કરી નાખે છે. પોતાના હલાલ નુત્ફા (વીર્ય)ને અજનબી અવરતના ગર્ભાશય (રહમ)માં ટપકાવવો એ શિર્ક અને કુફ્ર પછીનો સૌથી મોટો અપરાધ કે ગુનાહ છે, ચાહે તે અવરત મુસલમાન હોય કે કાફિર, આઝાદ હોય કે નોકરડી. ઝિના નેકીઓને એવી રીતે ખાઈ જાય છે, જેવી રીતે સૂકીભઠ લાકડીને આગ ખાઈ જાય છે. જે કોઈ માણસ પરાયી અવરતથી ઝિના કરે છે તો અલ્લાહ તઆલા એની કબરની તરફ દોઝખના આઠેવ

દરવાજાઓને ખોલી નાખે છે. આ આઠેવ દરવાજાઓમાંથી કિયામત સુધી એની તરફ સાંપ અને વીંછી આવતાં રહેશે. મજકૂર પાંચેવ રિવાયતો સબૂતી (રહ.)એ 'લુબાબુલ હદીસ'માં બયાન કરી છે.

હદીષ શરીફમાં છે કે ઝિના અને હરામકારી કરનાર પુરુષો અને સ્ત્રીઓ કિયામતના દિવસે એવી હાલતમાં આવશે કે એમની શર્મગાહો આગથી સળગતી હશે અને એમની શર્મગાહની બદબૂથી આખી મખ્લૂક (આ ઝાની છે) કહીને એમને ઓળખશે–ઓળખાવશે તથા ફરિશ્તાઓ એમને દોઝખની તરફ અંધ મુખે ખેંચીને લઈ જશે. જ્યારે તેઓ દોઝખમાં દાખલ થશે તો અલ્લાહ તઆલા એમને લોઢાનું બખ્તર પહેરાવશે. જો આ બખ્તરની એક કડી ઊંચા પર્વત પર મૂકવામાં આવે તો તે સળગીને રાખ થઈ જાય. પછી અલ્લાહ તઆલા ઝબાનિય્યહને કહેશે કે આ વ્યભિચારીઓની આંખોને લોખંડની ખીલીઓ વડે ડામ દો, જેમ કે આ આંખો હરામની તરફ નજર કરતી હતી. એમના હાથોને આગની સાંકળ પહેરાવો, જેમ કે આ હાથ હરામની તરફ લંબાતા હતા અને એમના પગોમાં આગની બેડીઓ પહેરાવો, જેમ કે તેઓ હરામની તરફ ચાલીને જતા હતા. ઝબાનિય્યહ ફરિશ્તા અલ્લાહ તઆલાના હુકમ અનુસાર અમલ કરશે. આ સમયે ઝાની ફરિયાદ કરશે : હે ઝબાનિય્યહની જમા'ત ! અમારા પર રહમ કરો, અઝાબમાં આસાની અને હળવાશ કરો. ઝબાનિય્યહ કહેશે : અમે તમારા પર કેવી રીતે રહમ કરીએ, રહમાન તમારા પર ગઝબનાક છે !

બીજી એક હદીસમાં છે કે જે હરામની તરફ નજર ભરીને નિહાળશે તો અલ્લાહ તઆલા એની આંખોને જહન્નમની ચિંગારીઓથી ભરી દેશે અને જે પરસ્ત્રીથી ઝિના યા હરામકારી કરશે તો આખિરતમાં એના બદન પર ઝંજીરની કડીઓ પડેલી હશે અને એને આગનો પોશાક પહેરાવાશે અને અલ્લાહ તઆલા એની સાથે વાત કરશે નહિ અને એને ભારે અઝાબ થશે.

## દય્યૂસ દોઝખમાં જશે :

રિવાયતમાં છે કે પરિણીત અવરતથી જે માણસ ઝિના કરશે તો એને તથા એ અવરતને કબરમાં સખત અઝાબ થશે. કિયામતના દિવસે અલ્લાહ તઆલાના હુકમથી એ અવરતનો પતિ ઝિનાકાર પુરુષની બધી નેકીઓને લઈ લેશે અને એના તમામ ગુનાહ લઈને ઝાની દોઝખમાં જશે. આ વાત

ત્યારે છે જ્યારે કે પતિને પોતાની અવરતના ઝિનાની જાણ ન હોય. જો તે જાણીને ખામોશ રહેશે તો જન્નત એના માટે હરામ છે. જન્નતના દરવાજા પર લખાયેલું છે કે બેશક, હું બેહિશ્તે બરીં છું, દય્યૂસ પર હરામ છું. દય્યૂસ તે માણસ છે જે પોતાના ઘરવાળાઓની બદકારી અને હરામકારી જાણીને રાજી રહે. દય્યૂસ જન્નતમાં દાખલ થશે નહિ. સાતેવ આકાશ અને સાતેવ જમીન ઝાની દય્યૂસ પર લા'નત કરે છે. જે માણસ પોતાની પત્ની, પુત્રી, માં, બહેન વગેરે અવરતોને શણગારીને બીજી જગ્યાએ મોકલે છે અને તે અવરતો ત્યાંના નામહરમ પુરુષોને જુએ છે તો તેઓ દય્યૂસ છે.

## વિવિધ રિવાયતો :

અલ્લાહ તઆલાએ પોતાની અમુક કિતાબોમાં ફરમાવ્યું છે કે ઝાની અને ઝાનિયહ કિયામતના દિવસે એવી હાલતમાં આવશે કે એમની શર્મગાહમાં આગ સળગતી હશે અને એમણે આગની સાંકળ તથા હાર પહેર્યા હશે. ઝબાનિય્યહ એમને દોઝખની તરફ ઢસડી જશે. મેહશરના તમામ લોકો એમની બદબૂથી તંગ આવી જઈને ફરિયાદ કરશે. ફરિશ્તા કહેશે : આ બદબૂ તે લોકોના શર્મગાહોની છે જે દુનિયામાં ઝિના કરતાં હતાં અને તૌબા કર્યા વગર મૃત્યુ પામ્યાં છે. મેહશરના તમામ લોકો આ સાંભળીને એમના પર લા'નત કરશે.

મેઅરાજની રાતે નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે દોઝખમાં તાંબાના અમુક તન્નૂર જોયા. એ તન્નૂરનાં મોઢાં તંગ હતાં અને પેટ વિશાળ ! એ તન્નૂરોમાં કેટલીક અવરતો સાંપ અને વીંછીઓની સાથે કેદ હતી, તે સાંપ–વીંછી એમને ડંખતા હતાં, એમની શર્મગાહથી લોહી અને પરૂ વહેતાં હતાં. બધાં દોઝખીઓ એમની શર્મગાહની બદબૂથી બેઝાર થઈને રડતાં હતાં. નબીએ અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે હઝરત જિબ્રઈલ (અલૈ.)ને પૂછયું કે આ કોણ લોકો છે ? હઝરત જિબ્રઈલે કહ્યું : આ ઝિનાકાર સ્ત્રી–પુરુષો છે. નઊઝુબિલ્લાહ મિન અઝાબિન્નાર મિન અહવાલિ અહલિન્નાર વ મિન ગદબિલ જબ્બાર : હું અલ્લાહ તઆલાની પનાહ માંગુ છું દોઝખના અઝાબથી અને દોઝખીઓના હાલાતથી અને જબ્બારના ગઝબથી.

રિવાયતમાં છે કે જે માણસ પરાયી અવરતનો હાથ પકડશે તો તે કિયામતના દિવસે હાથ અને ગરદનમાં આગનો હાર અને ઝંજીર--સાંકળ

પહેરીને આવશે. જો એને ચુંબન કર્યું હશે તો એના બંને હોઠોને ઝબાનિય્યહ (ફરિશ્તા) આગની કાતર વડે કાતરશે. જો એણે ઝિના કર્યો હશે તો એની બંને જાંઘો પરવરદિગારની સામે ફરિયાદ કરશે કે ફલાણા સમયે, ફલાણા સ્થળે, ફલાણા દિવસે, ફલાણા મહિને અમે આ પ્રમાણેનું ખરાબ કૃત્ય કર્યું હતું. તે સમયે અલ્લાહ તઆલા એમની તરફ ક્રોધભરી નજરે નિહાળશે તો એના ચહેરાનો ગોશ્ત જુદો થઈને નીચે પડી જશે. એના ચહેરા પર માત્ર હાડકું બાકી રહેશે. અલ્લાહ તઆલા એના નીચે પડી ગયેલા ગોશ્તને હુકમ કરશે કે ફરી પોતાની જગ્યાએ ચાલ્યો જા, તો તે ફરી પોતાની જગ્યાએ ચોંટી જશે તો મુખ ઘણું જ કાળું અને બદશકલ બની જશે. તે સમયે જીભ કહેશે : હે મારા અલ્લાહ ! મેં તારો ગુનાહ કર્યો નથી. અલ્લાહ તઆલા ફરમાવશે : તું ગૂંગી થઈ જા. તે ગૂંગી થઈ જશે અને તમામ અવયવો પોતાના પરવરદિગારની સામે વાત કરશે. હાથ કહેશે : હે મારા અલ્લાહ ! હું હરામની તરફ લંબાયો છું. આંખ કહેશે : હે મારા અલ્લાહ ! મેં હરામની તરફ જોયું છે. પગ કહેશે : હે મારા અલ્લાહ ! હું હરામની તરફ ગયો છું. શર્મગાહ કહેશે : મેં હરામ કૃત્ય કર્યું છે. જમણી તરફનો મુહાફિઝ ફરિશ્તો કહેશે : મેં સાંભળ્યું છે. ડાબી તરફનો ફરિશ્તો કહેશે : મેં લખ્યું છે. જમીન કહેશે : મેં તે વખતે એનો બોજ ઉઠાવ્યો હતો. અલ્લાહ તઆલા ફરમાવશે : મને મારી ઈઝઝત અને જલાલની કસમ છે, મને પણ આ વિષેની જાણકારી છે, પણ હું છુપાવતો હતો. હે ફરિશ્તાઓ ! આને પકડીને અઝાબમાં નાખો. મારા ક્રોધકોપ અને નારાજીની મજા ચખાડો. જે માણસ મારાથી શરમ—હયા કરતો નથી તેના પર મારો ગઝબ ઘણો જ સખત થઈ જાય છે.

હે સ્ત્રી—પુરુષો ! હવે ગફલતને ખંખેરી સાવધાન થાઓ—સ્વજાતને હરામ અને ગુનાહોથી દૂર રાખો, કારણ કે ઝાની અને ઝાનિયહ પર અલ્લાહ તઆલાની રહમત કદાપિ નાઝિલ થતી નથી. એમને આખિરતમાં સખત અઝાબ થશે. દુનિયામાં અપરિણીતની સાથે ઝિના કરવાની સજા સો (૧૦૦) કોરડા છે અને ઈમામ શાફિઈ (રહ.)ના નજીક એક વરસ સુધી શહરથી તડીપાર કરવાનું પણ છે. જો પરિણીત પુરુષ યા સ્ત્રી એક વખત પણ ઝિના કરી લે તો એને સંગસાર કરવું છે, અહિંયા સુધી કે તે મરી જાય. જો ગુલામ યા બાંદી (નોકરડી) ઝિના કરે તો ૫૦ કોરડા સજારૂપે ફટકારાશે. આલિમ કહે છે કે ઝાની અને ઝાનિયહ તૌબા કર્યા વગર યા કોરડાની સજા ભોગવ્યા

વગર મરણ પામશે તો આખિરતમાં, દોઝખમાં આગના કોરડાથી માર ખાશે.

પડોશીની અવરત સાથે ઝિના કરનારને અત્યંત કડક સજા કરાશે. પરિણીત અવરત સાથે ઝિના કરવો મહા પાપ છે. મહરમ અવરતોથી ઝિના કરવો સૌથી મોટો ઝિના છે, જેમ કે માં, બહેન, પુત્રી, ફોઈ, માસી, ભાણકી, ભત્રીજી, દાદી, નાની, સાસુ, પુત્રવધુ, દૂધ પીવડાનારીની કોઈ સગી. બાકિરહ (કુંવારી)ની સાથે ઝિના કરવો સય્યિબહ (વિવાહિત)ની સાથે ઝિના કરવાથી ઘણું જ ખરાબ છે. જવાનના ઝિનાથી ઘરડા માણસનો ઝિના ઘણો જ ખરાબ છે. બાંદી (નોકરડી)ના ઝિનાથી પત્ની (શેઠાણી)નો ઝિના અને ગુલામના ઝિનાથી આઝાદનો ઝિના ખરાબ છે. જાહિલના ઝિનાથી આલિમનો ઝિના ઘણો જ ખરાબ છે. આ વિષે ઘણી અહાદીષ આવેલી છે. યકીન કરો, ઝિના કરનારે ઘણા જ ખરાબ અને ભયાવહ પરિણામો ભોગવવા પડશે, ઝિના ઝિનાકારને દોઝખના સખત અઝાબ પર પહોંચાડે છે અને ગરીબાઈ લાવે છે. જે માણસ ઝિના કરે છે તો એના એ ખરાબ કૃત્યનો બદલો એની અવલાદે ભોગવવો પડે છે.

રિવાયતમાં છે, જે માણસ હરામને જોવાથી પોતાની આંખને બચાવશે તો અલ્લાહ તઆલા તેના ઘરના લોકોને હરામથી સુરક્ષિત રાખશે અને જે માણસ મુસલમાન ભાઈની મહિલાઓ તરફ ખરાબ નજર કરશે તો અલ્લાહ તઆલા તેની અવરતનો પરદો ફાડી નાખશે અને તેની આંખોમાં આગનો સૂરમો લગાડશે.

**હિકાયત** : એક બુઝુર્ગના નફસે ખરાબ કામની ખ્વાહિશ કરી. તે સમયે તેમની સામે દીવો સળગી રહ્યો હતો. કહ્યું : હે નફ્સ ! જો તું પોતાની આંગળી આ દીવામાં સળગી જવા પર સબર કરીશ, તો તું જે ઈચ્છા ધરાવે છે તેના અઝાબ ઉપર પણ સબર કરી શકીશ. ત્યાર બાદ પોતાની આંગળી ચિરાગ પર મૂકી. ચિરાગની આગથી આંગળીની ચામડી સળગી ઉઠી અને પછી આંગળીનો ગોશ્ત પણ બળવા લાગ્યો અને એવું દર્દ થયું કે તેમની રૂહ નીકળવા લાગી. ત્યાર બાદ આંગળી ખેંચીને કહ્યું : હે નફસ ! દુનિયાની આગને તો સિત્તેર વખત ઝાકળ અને બરફમાં બુઝાવવામાં આવી છે, તો પણ તેની જલન અને બળતરાને તું વેઠી શકયો નહિ. દોઝખની આગ તો એનાથી સિત્તેર ગણી વધુ તીવ્ર અને તેજ છે. તેને તું કેવી રીતે સહન કરી

શકીશ ? ! ત્યારે તેમનો નફસ આ ખતરાથી બચી ગયો. પછી આ દુષ્કૃત્યનો ખ્યાલ સુદ્ધાં આવ્યો નહિ.

દરેક મુસલમાન પુરુષ અને સ્ત્રી પર વાજિબ છે કે મૃત્યુ પહેલાં તૌબા કરે. પરવરદિગારની સામે હંમેશા કાકલૂદી અને આજિઝી કરે, કારણ કે જે બંદો પોતાના ગુનાહોને યાદ કરી કાકલૂદી કરે છે, રડે છે તો અલ્લાહ તઆલા તેને ઘણો જ પસંદ કરે છે. તે બંદો અલ્લાહ તઆલાથી જે સવાલ કરે છે તો અલ્લાહ તઆલા તેને પૂરો કરે છે અને તેનાથી દુઆ કરે તો કબૂલ ફરમાવે છે. અલ્લાહ તઆલા ફરમાવે છે કે હું તૌબા કરનારાઓનો દોસ્ત છું. દુનિયાથી ઉમ્મીદ ન રાખનારાઓનું આશ્રય સ્થાન છું. ફરિયાદ કરનારાઓની ફરિયાદને સાંભળું છું. તે કોણ છે, જેણે મારાથી સવાલ કર્યો હોય અને મેં તેને નાઉમ્મીદ કર્યો હોય ? તે કોણ છે, જેણે તૌબા કરી હોય અને મેં તેની તૌબાને કબૂલ કરી ન હોય ? તે કોણ છે, જેણે દુઆ કરી હોય અને મેં તેને રદ કરી હોય ? સાવધાન, હું કરીમ છું, મારાથી જ કરમ અને ફઝલ છે. હું બખ્શિશ કરનાર છું. મારાથી બખ્શિશ માંગો. ગુનેહગાર મારો દ્વાર છોડીને કયાં જવાનો છે ? અંતે તે અહિંયા જ આવવાનો છે.

તૌબા કરો, તૌબા કરો !

**રબ્બના ઝલમ્ના અન્ફુસ-ના વ ઈન લમ તગ્ફિર લના વ તર્હમ્ના લ-નકૂનન્ન મિનલ ખાસિરીન.**

*(ઈબ્ને હજર તયમી રહ. કૃત ''ઝવાજિર''માંથી સાભાર)*

હુઝૂર નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો ઈરશાદ છે :

''આંખોનો ઝિના છે, પગોનો ઝિના છે અને હાથોનો ઝિના છે. શર્મગાહ સાચું કરી દેખાડે છે અથવા જુઠલાવે છે (કદિ ઝિના થઈ જાય છે અને કદી થતો નથી.)''

જ્યારે વલદે ઝિના (ઝિના દ્વારા જન્મેલું બાળક) પેદા થાય છે તો ઝાનીની આંખથી આંખ લઈને આવે છે. હોઠથી હોઠ, વાળથી વાળ, હાથથી હાથ, પગથી પગ, આંગળીથી આંગળી લઈને આવે છે. જાણે ઝાનીનું આખું બદન ભાગીદાર બની જાય છે. હવે ઝિના દ્વારા જન્મેલું બાળક જ્યાં સુધી રહેશે ત્યાં સુધી ઝાનીનો હિસ્સો પણ સાથે રહેશે. જો કોઈ વેશ્યાગૃહે જશે

અને ત્યાં બાળક જન્મશે તો કિયામત સુધીનો ઝિના તેના ભાગે લખવામાં આવશે.

હદીષ શરીફમાં છે; મન ઝના ઝના બિઅહ્‌લિહી : જેણે ઝિના કર્યો તો તેના ઘરવાળાઓની સાથે પણ ઝિના કરવામાં આવશે.

હે દોસ્તો ! હું તમને અલ્લાહ તઆલાનો વાસ્તો આપીને કહું છું કે પોતાની માં, બહેન, બેટીની ઈઝઝત બચાવો. જો ખુદા ન ખ્વાસ્તા (અલ્લાહ તઆલા ન ચાહે) આપણી બેહયાઈથી એમની આબરૂ લૂંટાઈ ગઈ તો દુનિયામાં મોઢું બતાવવાને પણ લાયક રહેશે નહિ, જેથી દોસ્તો, જો પોતાની ઈઝઝત–આબરૂ બચાવવી હોય તો તમે લોકોની ઈઝઝત–આબરૂ બચાવો. ઝાનીની ઈઝઝત મહફૂઝ રહેતી નથી. બીજું, તેના મુખે હયાનો પરદો પણ બાકી રહેતો નથી.

હદીસ શરીફમાં આવ્યું છે :

''બેશક, હયા અને ઈમાન પરસ્પર મિત્ર છે. જ્યારે એમનામાંથી એક ઉઠી જાય છે તો બીજો પણ ઉઠી જાય છે.'' (એમનામાંથી એક વિદાય થઈ જાય છે તો બીજો પણ વિદાય લઈ લે છે.) *(કન્ઝુલ ઉમ્માલ, ૩/૭૧)*

હયાવાળો ઈન્સાન નજર ઉઠાવીને પરાયી સ્ત્રી તરફ જોઈ શકતો નથી. બા–હયા નેક અખ્લાક, બે–હયા બદઅખ્લાક.

હદીસ શરીફમાં છે :

''પ્રત્યેક દીન–ધર્મનો સદાચાર (ખુલ્ક) હોય છે અને ઈસ્લામનો સદાચાર હયા છે.'' *(કન્ઝ ...... ૩/૭૧)*

ઝિનાકાર ઈન્સાન એવો બે–હયા બની જાય છે કે એને ન અલ્લાહ તઆલાથી હયા રહે છે, ન ફરિશ્તાઓથી અને ન તો બીજા કોઈથી !

હદીસ શરીફમાં છે :

''બેશક, જ્યારે અલ્લાહ તઆલા કોઈ બંદાને હલાક કરવા ચાહે છે તો તેની શરમ–હયા છીનવી લે છે.'' *(કન્ઝ..... ૩/૭૦)*

બીજી એક હદીશ શરીફમાં છે :

''ઈન્સાને પોતાની સાથે રહેતા બંને ફરિશ્તાઓથી એવી હયા કરવી જોઈએ, જેવી રીતે કે તે પોતાના બે નેક પડોશીઓથી હયા કરતો હોય, જે સમયે તે બંને રાત–દિવસ તેની સાથે રહેતા હોય.'' *(કન્ઝ....૩/૭૦)*

## હયાના ભાગોનું વર્ગીકરણ :

હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું :

''અલ્લાહ તઆલાએ હયાને દસ ભાગોમાં વહેંચી છે. સ્ત્રીઓમાં નવ ભાગ મૂકયા છે અને પુરુષોમાં એક ભાગ. જો આવું ન હોત તો સ્ત્રીઓ પુરુષોની નીચે એવી રીતે ગબડી પડત, જેવી રીતે માદા જાનવર નરની નીચે ગબડી પડે છે, સૂઈ જાય છે.'' *(કન્ઝ....૩/૭૩)*

## ઝિનાથી દુકાળ પડે છે :

હઝરત ઈબ્ને ઉમર (રદિ.)થી રિવાયત છે કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું : ઝિના (પોતાની પાછળ) ગરીબાઈ અને ભૂખમરો છોડી જાય છે. *(તફસીરે દુર્રે મન્સૂર : ૪/૧૮૦)*

બીજી એક હદીસમાં છે :

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અમ્ર ઈબ્ને આસ (રદિ.) ફરમાવે છે કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ફરમાવ્યા કરતા હતા : જે કૌમમાં ઝિના જાહેર અને પ્રચલિત થાય છે તે કૌમ દુકાળગ્રસ્ત થાય છે.

## ઝાનીના દિલમાંથી ઈમાનનું નૂર ચાલ્યું જાય છે :

હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.) ફરમાવે છે કે જે બંદો પણ ઝિના કરે છે, અલ્લાહ તઆલા તેનાથી નૂરે ઈમાન છીનવી લે છે. ચાહે તો પછી તેને પાછું કરી દે છે યા રોકી દે છે.''

## ઘડપણમાં ઝિના :

હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું :

''કિયામતના દિવસે અલ્લાહ તઆલા ત્રણ માણસોની સાથે વાતચીત

કરશે નહિ અને તેમનો તઝકિયહ (શુદ્ધિકરણ) પણ કરશે નહિ અને ન તો તેમની તરફ રહમતની નજર ફરમાવશે. ઉપરાંત, તેમના માટે દર્દનાક અઝાબ હશે : (૧) ઘરડો ઝાની માણસ, (૨) અભિમાની ગરીબ–મોહતાજ અને (૩) જૂઠો હાકિમ.''

આ કારણે દરેક નવયુવાન અને વૃદ્ધ માણસે ઝિના જેવી ખરાબ ચીજથી બચવું જોઈએ અને ઝિના સુધી પહોંચાડનારી વસ્તુઓથી પણ બચવું જોઈએ.

## કિયામતના દિવસનો અઝાબ :

હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું : ગેર મહરમ તરફ જોવાવાળાની આંખોમાં સીસું ઓગાળીને નાખવામાં આવશે.

મુસલમાનો ! પોતાની આંખની પૂતળી–કીકી પર રહમ કરો. જ્યારે આ અતિ નાઝુક અવયવ પર દોઝખનો અંગારો નાખવામાં આવશે ત્યારે તેની કેવી હાલત થશે ? !

## પરાયી સ્ત્રી સાથે એકાંતમાં મળવું નાજાઈઝ છે :

(૧) ઈબ્ને ઉમર (રદિ.) ફરમાવે છે : કોઈ માણસ કોઈ સ્ત્રી સાથે એકાંતમાં મળતો નથી; પરંતુ ત્રીજો શયતાન એમની સાથે હોય છે. *(તિરમિઝી)*

(૨) ઈબ્ને ઉમર (રદિ.)થી રિવાયત છે કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું : અવરત શર્મગાહ છે અને જ્યારે તે પોતાના ઘરેથી નીકળે છે તો શયતાન તેની પાછળ પડી જાય છે. *(તરગીબ)*

(૩) હઝરત હસન (રદિ.) કહે છે, મને જાણવા મળ્યું છે કે હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું : નજર કરનાર પર અને જેને જોવામાં આવે છે તેના પર અલ્લાહ તઆલા લા'નત ફરમાવે છે.

(૪) હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે કે જનાબ નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું,

''જે બંદાને અલ્લાહ તઆલાએ જીભ અને શર્મગાહનાં ગુનાહોથી

બચાવ્યો તે જન્નતમાં જશે.'' *(બુખારી શરીફ, મુસ્લિમ શરીફ)*

(૫) રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે, ''અલ્લાહના ઉપર અને કિયામતના દિવસ ઉપર ઈમાન લાવ્યો હોય તે માણસ પોતાની ખેતી સિવાય બીજાની ખેતીમાં પાણી ન નાખે (પોતાની પત્નીને છોડી બીજી સ્ત્રી સાથે ઝિના ન કરે.) રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે કુફ્ર અને શિર્ક પછી મોટામાં મોટો ગુનાહ હરામ સ્ત્રીમાં મની (વીર્ય) નાખવું છે. *(હદીસ)*

**પરદામાં સાવચેતી :**

હઝરત ઉમ્મે સલ્મહ (રદિ.) ફરમાવે છે કે હું અને મયમૂનહ (રદિ.) નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની પાસે હતા. એવામાં આપની પાસે હઝરત ઈબ્ને ઉમ્મે મકતૂમ (રદિ.) આવ્યા. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે અમને ફરમાવ્યું : પરદો કરો. મેં અરજ કરી : યા રસૂલલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ! તેઓ તો ના–બીના (અંધ) છે, અમને જોઈ શકતા નથી. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું : તમે તો આંધળાં નથી ને ? ! શું તમે એમને જોતા નથી ? *(અબૂ દાવૂદ)*

**હિજડાઓ વિશે સાવચેતી :**

''હિજડાઓને પોતાના ઘરમાંથી કાઢી મૂકો.'' *(બુખારી)*

**અચાનક નજર પડવી :**

હઝરત જરીર (રદિ.) ફરમાવે છે, મેં નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને અચાનક પડતી નજર વિશે પ્રશ્ન કર્યો તો આપે મને હુકમ ફરમાવ્યો કે તેવા સમયે તું આંખ ફેરવી લે. *(મુસ્લિમ)*

**ત્રણ આંખો :**

હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું : ત્રણ આંખો આગને નિહાળશે નહિ : (૧) તે આંખ જેણે અલ્લાહ તઆલાના રસ્તામાં નિગેહબાની કરી, (૨) જે અલ્લાહ તઆલાના ડરથી રડી અને (૩) જે અલ્લાહ તઆલાએ હરામ કરેલી ચીજોથી રોકાઈ ગઈ. *(તબરાની)*

અલ્લાહ તઆલા બુરી નજરથી સૌની હિફાઝત ફરમાવે. બસ, જે તમારું કામ છે, તે તમે કરો. જે અલ્લાહ તઆલાનું કામ છે તે અલ્લાહ તઆલા કરશે. તમારું કામ આ છે કે જ્યારે નજર પડી જાય તો તરત જ મોઢું ફેરવી લો. પછી ગવાહી અપાવીને યૂસુફ (અલૈ.)ની ઈઝઝતની હિફાઝત કરવી એ અલ્લાહ તઆલાનું કામ છે.

*(''મઅૂઝનુત્તકારીર''માંથી સાભાર)*

● ● ●

## દુરૂદે ઈબ્રાહીમ

اَللّٰهُمَّ
صَلِّ عَلٰى مُحَمَّدٍ وَّعَلٰٓى اٰلِ
مُحَمَّدٍ كَمَا صَلَّيْتَ عَلٰٓى اِبْرَاهِيْمَ
وَعَلٰٓى اٰلِ اِبْرَاهِيْمَ اِنَّكَ حَمِيْدٌ
مَّجِيْدٌ ط اَللّٰهُمَّ بَارِكْ عَلٰى مُحَمَّدٍ
وَّعَلٰٓى اٰلِ مُحَمَّدٍ كَمَا بَارَكْتَ عَلٰٓى
اِبْرَاهِيْمَ وَعَلٰٓى اٰلِ اِبْرَاهِيْمَ
اِنَّكَ حَمِيْدٌ مَّجِيْدٌ ط

# ✪ પ્રકરણ–૧૫ ✪

## ''મલાઈકહ''

## કુર્આન, હદીસ અને તફસીરોના આધારે ફરિશ્તાઓની રસપ્રદ માહિતી !

''મલાઈકહ''એ અરબી શબ્દ છે. ''મલાઈક'' ''મલાઈકહ''નું બહુવચન છે, જેનું એક વચન ''મલક,'' ''મલઅક'' અને ''મઅલક'' છે. ''મલક'' શબ્દ મૂળે અરબીના ''મઅલક'' શબ્દ ઉપરથી ઉપસ્થિત થયો છે. મલાઈકહ શબ્દ અરબીના ''ઉલૂકતુન'' અથવા ''ઉલૂકહ'' ઉપરથી જન્મયો છે. અરબીમાં ઉલૂકહને સંદેશવાહક કહે છે એટલે કે દૂત–એલચી. ફારસી ભાષામાં મલાઈકહને ''ફરિશ્તહ'' કહેવામાં આવે છે. ફારસી ભાષાના ''ફરિશ્તાદન'' મોકલવું શબ્દ ઉપરથી તે બનેલ છે. ''મલાઈકહ'' અને ''ફરિશ્તહ''ના એક જ અર્થ થાય છે.

ઈમાને મુફસ્સલમાં ફરિશ્તાઓ ઉપર ઈમાન લાવવું જરૂરી છે. કુરઆને પાકમાં તેમની હયાતીની સાબિતીઓ જોવા મળે છે. જેમ કે,

''અલ્લાહે આપેલ આદેશનું પાલન કરવામાં તેઓ સહેજે ઉલ્લંઘન–નાફરમાની કરતા નથી. તેઓને જે કામગીરી સોંપવામાં આવેલ છે તે તેઓ સતત બજાવતા રહે છે.'' *(સૂરએ તહરીમ)*

''આ ફરિશ્તાઓ તો અલ્લાહના આબરૂદાર બંદા છે. તેઓ અલ્લાહના દરબારમાં વાત કરવાની પહેલ કરતા નથી. તેઓ તો તેના હુકમનું પાલન જ કરે છે.'' *(સૂરએ અંબિયા)*

''તેઓ તો રાત–દિવસ તેના ઝિક્રમાં જ પરોવાયેલા રહે છે. આ કામમાં તેઓ જરાયે સુસ્તી–ઢીલ કે ગફલત કરતા નથી !''

જિન્નાતો આગના બનેલા છે, જ્યારે ફરિશ્તા નૂરના બનેલા છે. જેમ કે

''હુવ જિસ્મુન નુરિય્યુન ય–ત શક કલુ બિ અશકાલિન મુખ્તલિફતિન વ મસ્કનુહુ ફિસ્સમાઅ– તે એક નૂરાની આકૃતિ સમા છે, તેઓ ગમે તે સ્વરૂપ ધારણ કરી શકે છે. તેઓ આકાશમાં રહે છે. તફસીરે વજીહમાં છે કે તેઓ સૂક્ષ્મ અને નૂરાની શરીર ધરાવે છે. પોતાની શકલ ગમે તે સ્વરૂપમાં પલટાવી શકે છે. જિન્નાતો અને ઈન્સાનોમાં નફસ છે. આ નફસ દ્વારા તેઓમાં વાસના, ક્રોધ, લાલચ–ખ્વાહિશાત પ્રગટ કરે છે. જ્યારે ફરિશ્તાઓ આ વાતથી પાક–સાફ છે. તેઓ તો ફકત અલ્લાહની આજ્ઞાના જ તાબેદાર છે. તેઓ નફસ ન હોવાના લઈને પોતાની મરજી–ઈચ્છા અનુસાર કશું કામ કરતા નથી. તેઓ રાત–દિવસ અલ્લાહની રઝા અને ફરમાંબરદારીના કામમાં રહે છે. અલ્લાહ તઆલાએ ફરિશ્તાઓ સંબંધી કુર્આને પાકમાં કસમ ખાધા છે, જેમ કે કતાર–દરકતાર સફ બાંધવાવાળાઓની કસમ ! કલામે પાકમાં ફરિશ્તાઓને ''અર્શે ઈલાહીની આજુબાજુ હાજર રહેનાર'' તરીકે ઉલ્લેખવામાં આવ્યા છે. ફરિશ્તાઓને જુદા જુદા કાર્યો સંભાળવાની જવાબદારી સોંપવામાં આવેલ છે. કેટલાક ફરિશ્તાઓ અહર્નિશ રાત–દિવસ અલ્લાહના યશોગાન અને તસ્બીહ–તહલીલમાં વ્યસ્ત રહે છે. રાત–દિવસ તેની હમ્દમાં પરોવાયેલા રહે છે. કેટલાક ફરિશ્તાઓ અલ્લાહ રબ્બુલ ઈઝઝતની કુરસી નીચે અસ્તિત્વ ધરાવે છે. કેટલાક ફરિશ્તા અર્શે ઈલાહીના પરદા સંભાળે છે. કેટલાક વરસાદ વરસાવવાના કામ ઉપર નિયુકત છે. કેટલાક રાત–દિવસ આકાશમાંથી જમીન ઉપર આવ–જા કરી ધરતી ઉપરના આમાલ આકાશમાં લઈ જવા ઉપરના કાર્ય માટે નિમાયલા છે. આમ જુદા જુદા કામો ઉપર જુદા જુદા ફરિશ્તા નિમાયલા છે. હદીસો ઉપરથી આપણે જાણી શકીએ છીએ કે અલ્લાહે અસંખ્ય ફરિશ્તાઓને આકાશ તેમજ જમીન ઉપરની વિવિધ જવાબદારીઓ સોંપેલી છે. અલ્લાહની મરજી અને આજ્ઞા મુજબ તેઓ જમીન–આકાશમાંનું તંત્ર વ્યવસ્થિત રીતે ચલાવી રહ્યા છે.

ફરિશ્તાઓની સંખ્યાનો અંદાજ–કયાસ મળવો મુશ્કેલ છે. તેનો ખરો અંદાજ તો ફકત અલ્લાહપાક જ જાણે છે; પરંતુ મુઅતબર હદીસોના આધારે તેઓની સંખ્યાની થોડીક ઝાંખી–અનુમાન આપણે જરૂર કરી શકીએ છીએ. ઈન્સાનો કરતાં ૧૦ ગણી વધુ સંખ્યા જિન્નાતોની છે. જ્યારે ઈન્સાન તેમજ જાનવરોની કુલ સંખ્યાના ૧૦ મા ભાગ ગણી વધુ સંખ્યા પ્રાણીઓની છે. એનાથી ય વધીને ૧૦ ગણી વધુ સંખ્યા પક્ષીઓની છે અને તેનાથી ય ૧૦

ગણી વધુ સંખ્યા માછલીઓની છે. આ બધી સંખ્યાના સરવાળા કરતાં ૭૦ ગણી વધુ સંખ્યા ફરિશ્તાઓની છે. અર્શે ઈલાહી નીચે જે ફરિશ્તાઓ નિમાયલા છે તેમની સંખ્યા લાખોની છે અને અર્શે મુઅલ્લાની ચોમેર નિયુકત થયેલ ફરિશ્તાઓની સંખ્યા તેનાથી ય અનેકગણી વધુ છે.

એક રિવાયતમાં છે કે મેઅરાજના સફર દરમિયાન હઝરત જિબ્રઈલ (અલૈ.)એ આકાશમાં લાખોની સંખ્યામાં આવતાં–જતાં ફરિશ્તાઓ અંગે જણાવ્યું કે જે ફરિશ્તાને હું જોઉં છું તે ફરિશ્તાને બીજીવાર જોતો નથી. એટલી અગણિત સંખ્યામાં અલ્લાહ પાકે ફરિશ્તાઓ પેદા કર્યા છે. એક ફરિશ્તાને આ વેળા નબી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ થોભાવી તેની ઉંમર પૂછતાં તેણે જણાવ્યું કે યા નબીયલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ! મારી ઉંમરની ખરી જાણ તો મને પણ નથી. અલ્લાહ તઆલા દર ચાર હજાર વરસે એક તારો આકાશમાં ઉગાડે છે. અત્યાર સુધી ચાર લાખ વાર આ તારાને હું જોઈ ચૂકયો છું.

આમ સંખ્યાનો સાચો અંદાજ તો અલ્લાહ રબ્બુલ ઈઝઝત જ વધુ જાણે છે.

કુર્આને પાકમાંથી મળતી માહિતી મુજબ આ ફરિશ્તાઓ પાંખો ધરાવે છે. કેટલાકોને બે બે, ચાર ચાર અને એથીય વધુ પાંખો છે. હદીસોમાં આવે છે કે એક વેળા નબી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે જિબ્રઈલ (અલૈ.)ની છસો પાંખો છે. હઝરત આયશા સિદ્દીકા (રદિ.) ફરમાવે છે કે હઝરત જિબ્રઈલ (અલૈ.)ને છસો પાંખો સહિત નબી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ બે વાર જોયા છે. હઝરત જિબ્રઈલ (અલૈ.)ની આ પાંખો આકાશ અને જમીનમાં ચોમેર ફેલાયલી હતી. કુર્આનમાં પાંખોના વર્ણન ઉપરથી આપણે કહી શકીએ છીએ કે જુદા જુદા ફરિશ્તાઓને અલ્લાહ પાકે જાત જાતની શકિતઓ આપેલ છે. જેને જે પ્રકારનું કામ સોંપાયલું છે, તેને તે જ રીતથી શકિત આપવામાં આવેલ છે.

આ ફરિશ્તાઓની મુખાકૃતિ જુદા જુદા પ્રકારની હોય છે. તેનું સાચું સ્વરૂપ આપણે વર્ણવી શકીએ તેમ નથી. કુર્આને પાકમાં એક આયત છે કે ''કિયામતના દિવસે તારા પરવરદિગારના અર્શને આઠ ફરિશ્તાઓ પકડીને ઊભા હશે.'' આ આયતની તફસીરમાં હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ

(રદિ.) વર્ણવે છે કે પ્રારંભથી જ આ ફરિશ્તાઓ અર્શે ઈલાહીને ઉપાડીને ઊભા છે. કાયમ તેઓ અલ્લાહની તસ્બીહ—ઝિક્રમાં મશગુલ હોવાથી આકાશના બધા જ ફરિશ્તા તેમને માન અને અદબની નજરે જુએ છે. આમાંથી એકની મુખાકૃતિ ઈન્સાનને મળતી આવે છે. બીજા એક ફરિશ્તાની મુખાકૃતિ બળદને મળતી આવે છે. એક ફરિશ્તાની મુખાકૃતિ ગીધ જેવી છે, એકની મુખાકૃતિ સિંહ જેવી છે. તેઓ અનુક્રમે ઈન્સાનની રોઝી, પશુઓની રોઝી, પક્ષીઓની રોઝી અને ફાડી ખાનાર (ભક્ષી) પ્રાણીઓની રોઝીની વ્યવસ્થા કરે છે.

*(અજાઈબુલ મખ્લૂકાત, તફસીરે ઈબ્ને જરીર, તફસીરે વજીઝ, તફસીરે રૂહુલ બયાન)*

રૂહ નામક ફરિશ્તાની કાયા ઘણી જ પ્રચંડ છે. અસંખ્ય ફરિશ્તાઓ એક કતારમાં ઊભા રહી જેટલી જગા તેઓ રોકે છે એટલી જ જગા આ રૂહ નામક ફરિશ્તો રોકે છે. માઈલોના માઈલો સુધીના વિસ્તારની જગા તે રોકે છે. આ ફરિશ્તો આકાશમાંના ગ્રહો અને તારાને સમયસર ફેરવવાનું કાર્ય બજાવે છે. આકાશના આ ગ્રહો અને તારાઓ બાળક રમકડાં ફેરવે છે તેમ આ ફરિશ્તો ફેરવે છે. આ ફરિશ્તાની વ્યવસ્થા દ્વારા આગ, વાયુ અને પાણી ઉપર અસર પડે છે. પ્રલય, ધરતીકંપ અને પાતાળમાંની પ્રવાહીઓની હેરફેરનો આધાર આ ગ્રહો અને તારાની ચાલ ઉપર છે.

*(અલમુન્જિદ, મશારિકુલ અનવાર તફસીરે અઝીમી)*

આ અસંખ્ય ફરિશ્તાઓના વડા હઝરત જિબ્રઈલ (અલૈ.) છે. તેઓ અલ્લાહના એલચી છે. સૂરએ હજ્જના રુકૂઅ ૧૦ માં છે કે,

**અલ્લાહુ યસ્તફી મિનલ મલાઈકતિ રુસૂલા**

અલ્લાહ તઆલા ફરિશ્તાઓમાંથી પોતાના એલચીની વરણી કરે છે.

*(લુગાતુલ કુર્આન)*

હઝરત કઅબુલ અહબારનું કથન છે કે હઝરત જિબ્રઈલ (અલૈ.) તમામ મલાઈકહમાં અફઝલિયત—મહત્ત્વનું સ્થાન ધરાવે છે. તેમના છ પડખાં છે અને દરેક પડખાં—બાજુમાં સો—સો જેટલી પાંખો છે. એમાં એક પાંખ એવી છે કે જ્યારે કોઈ પ્રદેશ કે કોમને હલાક—તબાહ કરવી હોય ત્યારે જ તે પાંખ

ખોલી ધરતી ઉપર વિસ્તારે છે. હઝરત જિબ્રઈલ (અલૈ.) રૂહુલ અમીન પણ કહેવાય છે.

ચાર ફરિશ્તાઓ અલ્લાહ રબ્બુલ ઈઝઝતના ઘણા માનીતા ગણાય છે. તેઓને સોંપવામાં આવેલ કાર્ય પણ ઘણા જ અગત્યના છે.

૧. હઝરત જિબ્રઈલ–રૂહુલ અમીન (અલૈ.) ૨. હઝરત મિકાઈલ (અલૈ.) ૩. હઝરત ઈસરાફીલ (અલૈ.) અને ૪. હઝરત ઈઝરાઈલ (અલૈ.).

૧. હઝરત જિબ્રઈલ (અલૈ.)નું વર્ણન તો આપણે આગળ જોઈ ગયા.

### ૨. હઝરત મિકાઈલ (અલૈ.) :

જગતના બધા સમુદ્રો અને દરિયાઓ ઉપર જે ફરિશ્તા નિયુક્ત છે તે ફરિશ્તાઓના સરદાર હઝરત મિકાઈલ (અલૈ.) છે. વરસાદ વરસાવવાની કાર્યવાહી હઝરત મિકાઈલ (અલૈ.)ને સોંપવામાં આવેલ છે. તેઓ પોતાના હાથ નીચેના અસંખ્ય ફરિશ્તાઓ દ્વારા આ કાર્યવાહી અંજામ આપે છે. હઝરત મિકાઈલ (અલૈ.)ને રોઝી, આત્માનું જ્ઞાન અને રૂહની મઅરિફતનું કાર્ય સુપુર્દ થયેલ છે. હઝરત કઅબુલ અહબાર વર્ણવે છે કે સાતમા આકાશ ઉપર 'મસ્જુર' નામનો દરિયો છે તે દરિયા ઉપર જે અસંખ્ય ફરિશ્તાઓ નિયુક્ત થયેલા છે તેની સંખ્યાની સાચી જાણ અલ્લાહ તઆલા સિવાય કોઈને નથી. આ દરિયા ઉપરના ફરિશ્તાઓના સરદાર હઝરત મિકાઈલ (અલૈ.) છે. હઝરત મિકાઈલ (અલૈ.) બેશુમાર મખ્લૂકને હક તઆલાએ નક્કી કરેલ તકદીર પ્રમાણે રોઝી પહોંચાડે છે અને તમામ મખ્લૂકમાં અલ્લાહના હુકમ અનુસાર પાણી વરસાવે છે.

### ૩. હઝરત ઈસરાફીલ (અલૈ.) :

આ માનવંત ફરિશ્તા પણ અન્ય ફરિશ્તાઓની જેમ અલ્લાહના હુકમથી અગત્યની કામગીરી બજાવે છે. માનવ શરીરમાં આત્મા–રૂહ ફૂંકવાનું કાર્ય આ જ ફરિશ્તા અંજામ આપે છે. તફસીરની કિતાબોમાં આવે છે કે અલ્લાહને જ્યારે કોઈ હુકમ આપવાનો હોય છે તો તે તરત જ લવ્હ–તખ્ત ઉપર આપોઆપ લખાઈ જાય છે. એ પછી આ લખાણ હઝરત ઈસરાફીલ (અલૈ.) સમક્ષ પેશ થાય છે. આપ લખાણમાંનો ઈલાહી હુકમ તરત જ હઝરત

મીકાઈલ (અલૈ.) અને અન્ય ફરિશ્તાઓ સમક્ષ પહોંચાડી દે છે. હઝરત ઈસરાફીલ (અલૈ.)ના હાથ નીચે પણ અસંખ્ય ફરિશ્તા કામગીરી બજાવે છે.

હદીસ શરીફમાં આવે છે કે હઝરત ઈસરાફીલ (અલૈ.)નો કંઠ–અવાજ ઘણો મીઠો અને મધુર છે. દુનિયાના તમામ પ્રકારના મધૂરા અવાજથી તેમનો અવાજ બેમિસાલ–અજોડ છે. અલ્લાહના હુકમથી આપ ગાય છે ત્યારે સાતે આકાશમાંની સઘળી વસ્તુઓ તેમનું ગીત–લય સાંભળવા તલ્લીન બની જાય છે. જન્નતના વૃક્ષો પણ તે સાંભળવામાં લીન થઈ જાય છે. આ અવાજથી જન્નત–બહિશ્તમાં સઘળી વસ્તુઓ વજદમાં આવી જાય છે અને તેમાંથી ય સૂર વહેવા માંડે છે. જન્નતીઓ જન્નતમાં હશે ત્યારે તેઓને પણ હઝરત ઈસરાફીલ (અલૈ.)નો આ મધુર અવાજ સાંભળવાનો લાભ મળશે. બહિશ્તના જંગલોમાંથી વાંસણીનો અવાજ સાંભળવા મળશે. હઝરત ઈસરાફીલ (અલૈ.)ના સૂરમાં બધા જ સૂર મેળવશે. હુરો પણ આ ગીત ગાવામાં શામિલ થશે. અલ્લાહ તઆલા કહેશે કે મારા નેક બંદાઓ દુનિયામાં શયતાનના સંગીત સાંભળવાથી પોતાના કાન બંધ કરી દેતા હતા. દુનિયામાં શયતાનના સંગીતથી નફરત કરતા હતા. હવે તમો મારી જન્નતનું આ પાક સંગીત તેના બદલામાં સાંભળો. આ પછી જન્નતના બધા જ ફરિશ્તા રૂહાની અવાજથી આ ગીતમાં શામિલ થશે. હઝરત ઈસરાફીલ (અલૈ.)નું અને જન્નતમાંની બધી જ વસ્તુઓનું સંગીત અલ્લાહની હમ્દ–તારીફથી ભરપૂર હશે. સંગીતના તમામ અવાજ તથા પ્રકાર તેમાં વણાઈ જશે. આ પછી હઝરત દાવૂદ (અલૈ.) અલ્લાહના હુકમથી મધુર અવાજે અલ્લાહની હમ્દ ગાશે. આ વેળા હઝરત દાઉદ (અલૈ.) અલ્લાહના હુકમથી મધુર અવાજે અર્શના પાયા પાસે ઊભેલા હશે. એટલા બધા મધુર અવાજે હઝરત દાઉદ (અલૈ.) અલ્લાહની હમ્દ ગાશે કે તેની સામે બધા જ અવાજ ઝાંખા પડી જશે.

હઝરત યહ્યા બિન કસીર (રહ.) ફરમાવે છે કે જ્યારે જન્નતમાં સંગીતભર્યું વાતાવરણ જામેલું હશે ત્યારે બહિશ્તે અદનનો એક દરવાજો ખોલવામાં આવશે, તેમાંથી રૂહાની અવાજો આવવા શરૂ થશે. તેમાંથી નીકળતા નૂર અને ખૂશ્બુથી આખી જન્નત સુગંધમય બની જશે. આ વેળા અલ્લાહ તઆલાનો અવાજ સંભળાશે કે હે જન્નતીઓ ! અસ્સલામુ અલયકુમ ! આ સ્થળ તમને કેવું લાગ્યું. તમોએ મારા હુકમના પાલનના

કારણે દુનિયાના રંગરાગ ત્યજ્યા હતા, આરામ–આનંદ તરછોડયા હતા. હવે સદા આ જ આનંદમાં તમો મારા યશોગાન ગાતા રહો. જેઓએ મારા હુકમનો અનાદર કરી દુનિયાની લઝઝતો માણી છે, તેઓ આ લઝઝતથી અત્યારે મહરૂમ છે. દુન્યાની મહેચ્છાઓ અને વેપારથી તેઓ નુકસાનમાં રહ્યા. જો તેઓ સબર કરી થોડીક તકલીફ ઉઠાવત તો તેમને ય આ સુખ નસીબ–પ્રાપ્ત થાત ! *(ગુન્યતુત્તાલિબીન)*

કિયામત વખતે અલ્લાહના હુકમથી હઝરત ઈસરાફીલ (અલૈ.) સૂર ફૂંકશે. આ સૂર ફૂંકાતાં જ આખી સૃષ્ટિ નાશ પામશે. આ સૂરનો અવાજ ઘણો ડરામણો હશે.

## હઝરત ઈઝરાઈલ (અલૈ.) :

આ ફરિશ્તા રૂહ–જીવ કબ્જ કરવાની ફરજ બજાવે છે. તેને મલકુલ મૌત પણ કહેવામાં આવે છે. આ ફરિશ્તાથી બધા જ ઈન્સાન ડરે છે, સિવાય કે જેઓ અલ્લાહના નેક બંદા છે. એક વેળા અલ્લાહના હુકમથી હઝરત સુલયમાન (અલૈ.)એ હઝરત ઈઝરાઈલ (અલૈ.)નું સાચું રૂપ જોયું. આપ આ સ્વરૂપ જોઈ બેહોશ થઈ ગયા. સ્વસ્થ થયા ત્યારે પૂછયું કે હે ઈઝરાઈલ ! મેં તમારા જેવી પ્રચંડ કાયા અને ડરામણું રૂપ કયાં ય જોયું નથી. આ સાંભળી હઝરત ઈઝરાઈલ (અલૈ.)એ જવાબ આપ્યો કે હે અલ્લાહના નબી ! અત્યારે મારા કદમ સાતે જમીનના તળિયાના અંતરથી ય પાંચસો વરસના અંતર જેટલા નીચે છે અને મારું શરીર સાતે આકાશને પાર કરી એક હજાર વરસના માર્ગ જેટલા અંતર સુધી ઊંચે પહોંચેલું છે. અલ્લાહના હુકમથી સાતેવ આકાશ અને સાતેવ જમીન એક સાથે મારા મોઢામાં હડપ કરી જાઉં એટલું વિશાળ મારું સ્વરૂપ–મારી કાયા અલ્લાહ પાકે બનાવી છે.

એક વેળા હઝરત ઈબ્રાહીમ (અલૈ.)એ મલકુલ મૌત હઝરત ઈઝરાઈલ (અલૈ.)ને પૂછયું કે એક માણસ પૂર્વ દિશામાં હોય અને બીજો માણસ પશ્ચિમ દિશાએ હોય અને બંનેની રૂહ કબ્જ કરવાનો સમય એક સરખો જ હોય અથવા એક દેશમાં રોગચાળો ફાટી નીકળ્યો હોય અને બીજા દેશમાં યુદ્ધ ફાટી નીકળ્યું હોય એવા સમયમાં તમો દરેક જગાએ રૂહો કબ્ઝ કરવા કઈ રીતે પહોંચી શકો છો ?

મલકુલ મૌતે કહ્યું કે અલ્લાહના હુકમથી આ કામ મારા માટે ઘણું જ સરળ છે. આ સમયે મારે જેમની રૂહ કબ્જ કરવાની હોય છે તેમની રૂહોને અલ્લાહના હુકમથી મારી પાસે જ બોલાવી લઉં છું. બધી જ રૂહો મારી બંને આંગળીઓ વચ્ચે આવી જાય છે.

## કિરામન કાતિબીન :

કલામે પાકમાં છે કે ''કિરામન કાતિબી—ન યઅ્લમુન મા તફ્અલુન. તમારા નિરીક્ષણ કિરામન કાતિબીન છે. તમો જે કાંઈ કરો છો તે તેઓ સારી પેઠે જાણે છે—લખે છે. આ ફરિશ્તાઓના નામનો અર્થ લહિયા—લખનારા એવો થાય છે. મનુષ્યના સારા—નરસા કાર્યની તેઓ નોંધ રાખે છે. ચોવીસ કલાકની આપણી બધી જ કાર્યવાહી તેઓ નોંધે છે. આ કાર્યવાહી એ જ આપણું આ'માલનામું છે. આ ફરિશ્તાઓ આ આ'માલનામું અલ્લાહ સમક્ષ કિયામતના દિવસે પેશ કરશે.

હઝરત અબૂ ઉમામા બાહિલીથી રિવાયત છે કે નબી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું છે કે જમણી બાજુનો ફરિશ્તો ડાબી બાજુના ફરિશ્તાનો હાકિમ છે. જ્યારે માણસ એક નેકી કરે છે ત્યારે જમણી બાજુનો ફરિશ્તો ૧૦ નેકી લખે છે. માણસ બદી—ખરાબ કામ કરે છે ત્યારે ડાબી બાજુનો ફરિશ્તો તે લખવાની તૈયારી કરે છે ત્યારે જમણી બાજુનો ફરિશ્તો તેને કહે છે કે હમણાં થોભી જા. તે થોભી જાય છે. માણસ તૌબા કરી લે તો ગુનોહ લખાતો નથી, પરંતુ તૌબા ન કરે તો પછી તે ગુનોહ આ'માલનામામાં લખી લેવાય છે, પરંતુ આ ગુનોહ એક હોય તો એક જ લખાય છે.

નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)થી રિવાયત છે કે બંદો એક પછી પાંચ જેટલા ગુનાહ કરે છે ત્યાં સુધી ડાબી બાજુનો ફરિશ્તો ગુનોહ લખતો નથી. પાંચ ગુનાહ થયા પછી જમણી બાજુના ફરિશ્તાને તે ગુનાહ લખવા અંગે ડાબી બાજુનો ફરિશ્તો પૂછે છે કે હવે તે લખી લઉં ? જમણી બાજુનો ફરિશ્તો કહે છે કે બંદો એક નેકી કરે ત્યાં સુધી થોભી જા. બંદો એક નેકી કરે છે ત્યારે જમણી બાજુનો ફરિશ્તો ડાબી બાજુના ફરિશ્તાને કહે છે કે એક નેકીના બરાબર ૧૦ નેકી છે. હવે પાંચ નેકીના બદલામાં

પાંચ ગુનાહ–બદી દૂર થઈ ગઈ. બાકી રહેલી પાંચ નેકી તેના આ'માલનામામાં લખી લઈએ. આ સાંભળી શયતાન પોકારી ઉઠે છે કે હું ઈબ્ને આદમને કઈ રીતે પહોંચી શકું તેમ છું?

અલ્લાહ તઆલા ફરમાવે છે કે,

**વઈન્ની લગફ્ફારુન લિમન તા–બ વઆમ–ન વ અમિ–લ સાલિહન્ સુમ્મહ્તદા.**

જેણે તૌબા કરી, ઈમાન લાવ્યા અને નેક કામ કર્યા તેણે (ભલાઈનો) રસ્તો મેળવ્યો. હું માફ કરનાર છું.

હઝરત અલી (રદિ.) ફરમાવે છે કે આ આયત હઝરત આદમ (અલૈ.)ના જન્મના ૧૦ હજાર વર્ષ પહેલાં અર્શની આજુબાજુ લખવામાં આવેલી હતી. *(ગુન્યતુત્તાલિબીન)*

### મુન્કર–નકીર :

આ ફરિશ્તાઓ કબરમાં માણસને દફનાવ્યા પછી સવાલ–જવાબ અર્થે કબરમાં હાજર થાય છે. નેક માણસને આ સવાલ–જવાબ પૂછવા આવનાર મુન્કર–નકીર સુંદર અને હસતી મુખાકૃતિમાં આવે છે, જ્યારે અત્યંત ગુનેહગાર માણસ માટે આવનાર ફરિશ્તા દેખાવે ઘણા જ ભયંકર હોય છે.

### જુદી જુદી કામગીરી સંભાળતા ફરિશ્તાઓ :

અલ્લાહ પાકે ફરિશ્તાઓને જુદી જુદી કાર્યવાહીઓ–જવાબદારીઓ સોંપેલ છે. કેટલાક ફરિશ્તા ઈન્સાનોની હિફાઝત માટે નિયુક્ત છે. કેટલાક ફરિશ્તા નાના બાળકોની સુરક્ષા–હિફાઝત માટે ય નિયુક્ત છે.

કેટલાક ફરિશ્તા ધરતી ઉપર ચારેવ તરફ ફરતા રહે છે. હઝરત અબૂ સઈદ ખુદરી (રદિ.) ફરમાવે છે કે નબી (સલ્લલ્લાહુ [illegible]યહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે કેટલાક ફરિશ્તા એવા છે કે જેઓ સદા [illegible]પર આમતેમ ફરતા રહે છે. જ્યાં કશી નેકીનું કાર્ય થતું હોય, અલ્લા[illegible] ઝિક્ર થતો હોય કે મજલિસ–વઅઝ થતી હોય ત્યાં આ ફરિશ્તા શરીક થાય છે.

તેમના આ નેકીભર્યા કામની તેઓ અલ્લાહના દરબારમાં હાજર થઈ તારીફ કરે છે.

આમ ફરિશ્તાઓ અલ્લાહના હુકમથી જુદી જુદી કામગીરી બજાવે છે.

અલ્લાહ પાક ફરમાવે છે કે,

''અને કસમ છે તે ફરિશ્તાઓની જેઓ વિવિધ કાર્યોનો પ્રબંધ કરે છે.''

*(સૂરએ રઅદ)*

ફરિશ્તાઓ માનવ સ્વરૂપમાં હાજર થયાના દાખલા પણ કુર્આન— હદીસમાં જોવા મળે છે.

ફરિશ્તાઓ જ્યારે હઝરત ઈબ્રાહીમ (અલૈ.) સમક્ષ માનવ સ્વરૂપે હાજર થયા ત્યારે હઝરત ઈબ્રાહીમ (અલૈ.) તેમની મહેમાની માટે એક વાછરડો કાપી તેનું ગોશ્ત તૈયાર કરી લઈ આવ્યા, પરંતુ આ ફરિશ્તાઓએ તે જમવા માટે હાથ લંબાવ્યા નહીં ત્યારે હઝરત ઈબ્રાહીમ (અલૈ.)ને ખબર પડી કે આ મહેમાનો તો ફરિશ્તા છે. આ ફરિશ્તા હઝરત ઈબ્રાહીમ (અલૈ.)ને પુત્રની ખુશખબરી આપવા આવ્યા હતા.

હઝરત લૂત (અલૈ.) સામે પણ ફરિશ્તાઓ તેમની કોમને આપવામાં આવનાર અઝાબના સમાચાર આપવા માનવ સ્વરૂપે આવ્યા હતા.

એક પ્રસંગે માણસના સ્વરૂપમાં હઝરત મરયમ (અલૈ.) સામે પણ ફરિશ્તા હાજર થયા હતા.

ઇસ્લામી લડાઈઓમાં મુસલમાનોને મદદ કરવા હઝરત જિબ્રઈલ (અલૈ.) અને બીજા ફરિશ્તાઓ નબી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની સાથે લડાઈમાં શરીક થતા હતા.



اَللّٰهُمَّ صَلِّ عَلٰى مُحَمَّدٍ وَّاَنْزِلْهُ الْمَقْعَدَ
الْمُقَرَّبَ عِنْدَكَ يَوْمَ الْقِيَامَةِ ط

# ✪ પ્રકરણ–૧૬ ✪

## રાતના સૂતી વખતે પઢવાના આ'માલ

**(૧) સૂવા પહેલાં ત્રણ વાર ''ઈસ્તિગફાર'' પઢવાની મહાન ફઝીલત :**

اَسْتَغْفِرُ اللّٰهَ الَّذِىْ لَآ اِلٰهَ اِلَّا هُوَ الْحَىُّ الْقَيُّوْمُ وَ اَتُوْبُ اِلَيْهِ ط

**"અસ્તગ્ફિરુલ્લાહલ્લઝી લા ઈલા-હ ઈલ્લા હુવલ હય્યુલ કય્યૂમુ વ અતૂબુ ઈલયહ."**

**અર્થ :** હું બખ્શિશ ચાહું છું અલ્લાહથી કે તેના સિવાય કોઈ મા'બૂદ (ઈબાદતને લાયક) નથી. તે જીવતો અને હંમેશ રહેનાર છે અને તેનાથી જ તૌબા કરું છું.

**ફઝીલત :** હઝરત અબૂ સઈદ ખુદરી (રદિ.) જનાબ રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)થી રિવાયત કરે છે કે જે માણસ પથારી પર સૂતી વખતે ઉપરનું ઇસ્તિગફાર ત્રણ (૩) વખત પઢશે તો તેનાં સઘળાં ગુનાહ માફ કરી દેવામાં આવશે. ભલે, તે ગુનાહો દરિયાનાં ફીણ બરાબર હોય અથવા ઝાડોનાં પાંદડાં બરાબર હોય અથવા ઝીણી રેતીનાં બરાબર હોય. અર્થાત્ જગતની શરૂઆતથી કિયામત સુધી જેટલા ય દિવસ હોય.

*(તિરમિઝી શરીફ)*

**સાર :** ગુનાહો કેટલાં ય વધુ હોય સર્વે માફ કરી દેવામાં આવશે.

(૨) હઝરત અનસ (રદિ.)થી રિવાયત છે કે જનાબ રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે, ''જે માણસ સૂતી વખતે સૂરએ ફાતિહા (અલ્હમ્દુ શરીફ) અને સૂરએ ઈખ્લાસ (કુલ હુવલ્લાહ શરીફ) પઢી લે છે તે મૌત સિવાયની સર્વે આફતોથી બચેલો રહેશે.'' *(તિરમિઝી શરીફ)*

## (૨) અલ્લાહ જલ્લ શાનુહૂએ હઝરત ઈમામ અબૂ હનીફા (રહ.)ને ખ્વાબમાં આપેલી ખુશખબરી

## આખિરતના અઝાબથી છુટકારો અપાવનારા અલ્લાહ પાકના મુબારક નવ નામો

શામી ભાગ–૧ પેજ ૫૩ ઉપર હઝરત ઈમામ અબૂ હનીફા (રહ.)ની હાલતોવાળા બયાનમાં લખ્યું છે કે આપે ફરમાવ્યું કે મેં જગતના પાલનહારને (યાને અલ્લાહ તઆલાને) નવ્વાણું (૯૯) વખતે ખ્વાબમાં જોયા. મારી આરઝૂ હતી કે જો હું ફરીવાર જોઈશ તો કિયામતના અઝાબથી બંદાઓની નજાત સંબંધી પૂછી જોઈશ. પછી જ્યારે સો (૧૦૦)માં વખતે જોયા તો મેં અરજ કરી કે અય અલ્લાહ ! તારા બંદા કિયામતના અઝાબથી કેવી રીતે નજાત મેળવી શકે છે ? તો જવાબ મળ્યો કે જે કોઈ સવાર–સાંજ આ મુબારક નવ નામોને પઢયા કરશે તો ઉમ્મીદ છે કે તે મારા અઝાબથી નજાત મેળવશે. ખાસ કરી સવાર–સાંજ અને બની શકે તો હર વખત એનો વિર્દ–વઝીફો ચાલુ રાખી ફૈઝ હાસિલ કરીને અઝાબે ઈલાહીથી છુટકારો મેળવવાની કોશિશ કરવી જોઈએ.

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ ط

(۱) سُبْحَانَ الْاَبَدِيِّ الْاَبَدِ ط (۲) سُبْحَانَ

الْوَاحِدِ الْاَحَدِ ط (۳) سُبْحَانَ الْفَرْدِ

الصَّمَدِ ط (۴) سُبْحَانَ رَافِعِ السَّمَآءِ

بِغَيْرِ عَمَدٍ ط (٥) سُبْحَانَ مَنْ بَسَطَ
الْاَرْضَ عَلٰى مَاءٍ جَمَدٍ ط (٦) سُبْحَانَ
مَنْ خَلَقَ الْخَلْقَ فَاَحْصَاهُمْ عَدَدًا ط
(٧) سُبْحَانَ مَنْ قَسَّمَ الرِّزْقَ وَلَمْ يَنْسَ
اَحَدًا ط (٨) سُبْحَانَ الَّذِىْ لَمْ يَتَّخِذْ
صَاحِبَةً وَّلَا وَلَدًا ط (٩) سُبْحَانَ الَّذِىْ لَمْ
يَلِدْ وَلَمْ يُوْلَدْ وَلَمْ يَكُنْ لَّهٗ كُفُوًا اَحَدٌ ط

## અલ્લાહ તઆલાના બુઝુર્ગીવાળાં નવ નામોનો તરજુમો

(શરૂ કરું છું અલ્લાહના નામથી, જે બખ્શવાવાળો અને મહેરબાન છે.)

(૧) પાક છે (અલ્લાહ જે) હંમેશા રહેવાવાળો છે.

(૨) પાક છે (અલ્લાહ જે ) એક અને એકલો છે.

(૩) પાક છે (અલ્લાહ જે) એકલો અને બેપરવા છે.

(૪) પાક છે (અલ્લાહ જે) સ્તંભો વગર આસમાનને બલંદ કરવાવાળો છે.

(૫) પાક છે (અલ્લાહ જે) જમી ગયેલા પાણી પર ઝમીનને બિછાવવાવાળો છે.

(૬) પાક છે (તે અલ્લાહ) કે જેણે તમામ મખ્લૂકને પેદા કરી અને બધાની ગણતરી કરી.

(૭) પાક છે (તે અલ્લાહ) જે રોઝી વહેંચવામાં કોઈને પણ ભૂલ્યો નથી.

(૮) પાક છે (તે અલ્લાહ કે) જેને ન તો બીવી છે, ન બચ્ચાં.

(૯) પાક છે (તે અલ્લાહ) કે જેણે ન કોઈને જણ્યો અને ન તેને કોઈએ જણ્યો અને તેની બરાબરીને લાયક કોઈ નથી.

*(દુરૂદો સલામ, દારુલ ઉલૂમ ભરૂચ–કંથારીઆ, પ્રકાશન નં. ૨૪૭)*

## (૩) રમઝાનુલ મુબારકમાં નેકીનો સવાબ

રમઝાન મહિનામાં એક ફર્ઝ અદા કરવાનો સવાબ બીજા મહિનાઓમાં ૭૦ (સિત્તેર) ફર્ઝ અદા કરવા બરાબર છે અને એક નેકીના બદલામાં રમઝાનમાં ૭૦ (સિત્તેર) નેકીઓ મળે છે. *(ફઝાઈલે આ'માલ)*

(૪) **સવાલ :** મુફલિસ કોણ છે ?

**જવાબ :** ઈરશાદે નબવી છે કે મારી ઉમ્મતનો મુફલિસ તે છે કે જે કિયામતના દિવસે નેક અમલો–નમાઝ, રોઝા, સદકા વિગેરે બધું બહું કંઈ લઈ આવશે, પરંતુ સાથે કોઈને ગાળો ભાંડી હશે, કોઈને તોહમત આપી હશે, કોઈને મારપીટ કરી હશે, જેથી એ ફરિયાદી અલ્લાહની અદાલતમાં હાજર થઈ દાવો કરશે તો એની નેકીઓ એના નીચ કૃત્યને લઈ તે ફરિયાદીઓને અપાવી વસૂલ કરવામાં આવશે. નેકીઓ પૂરી થઈ જશે અને તેઓનો બદલો હજુ વસૂલ થયેલ ન હશે, જેથી ફરિયાદીઓના ગુનાહો તેના ઉપર બદલામાં લાદવામાં આવશે તો આટલી બધી નેકીઓ છતાં એ ગુનાહોના ભારના કારણે જહન્નમમાં પહોંચી જશે. *(હદીસ)*

**સવાલ :** શબે બરાત, શબે કદ્ર અને ઈદુલ ફિત્રની મગફિરતે આમ્મહથી મહરૂમ કોણ કોણ છે ?

**જવાબ :** મુશ્રિક, કીના–કપટવાળો, ઘુંટીથી નીચે ઈજાર–લૂંગી પહેરનાર, માં–બાપનો નાફરમાન, શરાબી અને સગાઈ તોડનાર. *(હદીસ)*

**સવાલ :** પહેલવાન કોણ છે ?

**જવાબ :** ગુસ્સા વેળા પોતાના ઉપર કબ્ઝો જમાવનાર પહેલવાન છે, નહિ કે બીજાને પછાડનાર.

**સવાલ :** મહા કંજૂસ કોણ છે ?

**જવાબ :** જેની સામે રસૂલે અકરમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નું

પવિત્ર નામ મુબારક લેવામાં આવે, હુઝૂર (સલ.)નું પ્યારું નામ સાંભળે તે છતાં આપ પર દુરૂદ ન મોકલે. *(હદીસ)*

**સવાલ :** બદતરીન અને ખબીસતરીન વ્યાજ શું છે ?

**જવાબ :** વ્યાજના સિત્તેરથી અધિક ગુનાહો અને દરજાઓ છે, જે પૈકી સૌથી હલકો ગુનાહ પોતાની માતા સાથે વ્યભિચાર કરવાના ગુનાહ બરાબર છે અને એક દિરહમ વ્યાજનો ગુનાહ પાંત્રીસ ઝીના (હરામખોરી)થી વધીને છે અને સૌથી વધારે ખબીસ અને દુષ્ટ વ્યાજ તો મુસલમાનની આબરૂ લેવું છે. *(હદીસ)*

## [૫] વુઝૂ અને ગુસલ

ઇસ્લામ ધર્મમાં આ બંને ચીજો ઘણી મહત્ત્વની છે. હુઝૂરે અકદસ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનું ફરમાન છે કે જે માણસ સારી રીતે વુઝૂ કરે તેના શરીરમાંથી દરેક નાના ગુનાહો નીકળી જાય છે. બીજી એક હદીસમાં છે કે વુઝૂનું પાણી જ્યાં સુધી હાથ અને પગોમાં પહોંચશે ત્યાં સુધી જન્નતમાં ઘરેણા પહેરાવવામાં આવશે. એક સહાબી (રદિ.)ને હુઝૂરે પાક સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે જોયા કે તેમણે વુઝૂ બરાબર કર્યું ન હતું, પગની એડીઓ થોડીક સૂકી રહી ગઈ હતી, જેથી હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે વુઝૂ બરાબર કરો. તમારા પગની એડીઓ સૂકી રહી ગઈ છે, (તેને બરાબર ધોતા રહો,) નહીં તો આ એડીઓ તમને દોઝખમાં લઈ જશે.

ગુસલ વિશે અલ્લાહ તઆલા ફરમાવે છે કે જ્યારે તમારા ઉપર ગુસલ જરૂરી–ફર્ઝ થઈ જાય તો ખૂબ સારી રીતે ગુસલ કરો. *(સૂ. માઈદહ–૬)*

ગુસલ વાજિબ થવાથી–જનાબતના કારણે દરેક વાળના નીચે નાપાકી પ્રસરી જતી હોય છે. આવું હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનું ફરમાન છે. હઝરત અલી (રદિ.)એ ફરમાવ્યું કે આ હદીસ સાંભળી તો મેં મારા માથાના વાળ રાખવાનું બંધ કરી દીધું કે રખેને ઉતાવળમાં કોઈ વખત વાળની જડોમાં પાણી ન પહોંચે.

ગુસલ વાજિબ થયા પછી જેમ બને તેમ જલ્દી ગુસલ કરી લેવું ઘણું સારું છે. કેમ કે, હુઝૂરે પાક સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનું ફરમાન છે

કે, ''જે ઘરમાં જુનૂબી (નાપાક માણસ), કૂતરો અથવા સજીવ ચીજોના ફોટાઓ હોય તે ઘરમાં અલ્લાહ તઆલાની રહમતો ઉતરતી નથી.'' જુનૂબીનો અર્થ 'દૂર' થાય છે એટલે કે નમાઝથી દૂર, કુર્આન મજીદ પકડવાથી કે પઢવાથી દૂર અને મસ્જિદમાં જવાથી દૂર વગેરે. ઉપરોક્ત હદીસ મુજબ જે માણસ જાણીબુઝી ગુસલને ખૂબ લેટ યા મોડું કરે છે, તે અલ્લાહ તઆલાની ખાસ રહમતોથી વંચિત થઈ જાય છે. જો ગુસલ કરવામાં જાણીબૂઝીને એટલી વાર લગાડી કે નમાઝ કઝા થઈ ગઈ તો હવે ગુનોહ પણ લાગુ પડશે. એટલે જલ્દી ગુસલ કરી લેવું જ બેહતર છે કે જેથી ગુનેહગાર ન થવાય.

અમુક લોકોની આદત આવી હોય છે કે તેઓ ફકત ગળાથી લઈ નીચે સુધી પાણી નાખે છે અને માથું કોરું રાખે છે. યાદ રાખો ! તેમનું ગુસલ થશે નહિ.

જો વખત હોય અને ગુસલ કરતાં પહેલાં ખાવું—પીવું કે સૂવું હોય તો તે જાઈઝ છે; પરંતુ મુસ્તહબ આ છે કે વુઝૂ કરી લે અને શરીર તેમજ કપડાં પર લાગેલી નાપાકીને દૂર કરી લે (અને તે પછી ખાય, પીએ કે સૂએ તો વધુ બેહતર છે.)

સ્ત્રીઓએ હૈઝની હાલતમાં કુર્આન મજીદ પઢવું કે પકડવું, નમાઝ પઢવી અને મસ્જિદમાં દાખલ થવું વગેરેની મનાઈ છે; પરંતુ દરેક નમાઝનો સમય થતાં વુઝૂ કરી લે અને (નમાઝ પઢવાની જગ્યાએ અથવા મુસલ્લા પર બેસીને થોડીક વાર) કુર્આન શરીફની તિલાવત સિવાય બીજો કોઈ વઝીફો જેમ કે દુરૂદ શરીફ, કલિમએ તય્યિબહ વગેરે પઢવામાં આવે તો તેનો મહાન સવાબ છે. જેમ કે ''મજાલિસુલ અબ્રાર''માં છે; (બલકે આમ કરવાથી નમાઝ પઢવાની તેની આદત બાકી રહેશે અને સુસ્તીથી સુરક્ષિત રહેશે.)

*(બેહિશ્તી ઝેવર, ફતાવા રહીમિય્યહ)*

**સવાલ :** ગુસલ વાજિબ થયા પછી ગુસલ કરી લીધું, ત્યાર બાદ ફરી વીર્ય નીકળ્યું તો હવે શું કરવું ?

**જવાબ (અ) :** જો બીજી વખતે વીર્ય નીકળવાની સાથે શહવત— લઝઝત પણ આવી હોય તો ફરીથી બીજી વખતે ગુસલ કરવું પડશે.

(બ) જો બીજી વાર વીર્ય નીકળતાં પહેલાં (ચાહે ગુસલ કરી લીધું હોય યા ન કર્યું હોય) પેશાબ કરી લીધો અથવા ઊંઘ લઈ લીધી અથવા લગભગ ચાલીસ કદમ ચાલી ચૂકયો હોય–મતલબ કે આ ત્રણ કામમાંથી કોઈ એક કામ કરી લીધું ત્યાર પછી વીર્ય નીકળ્યું તો ગુસલ વાજિબ થશે નહિ, કારણ કે વીર્ય નીકળ્યા પછી આ ત્રણેય કામ શહવતને ખતમ કરનાર છે. એટલે કે બન્ને વીર્યની વચમાં મજકૂર ત્રણ કામોમાંથી કોઈ કામનું હોવું એ શહવત ન હોવાની દલીલ છે અને મજકૂર સૂરતમાં બીજા વખતે ફરીથી વીર્ય નીકળવું એ કમજોરી યા બીમારીના કારણે છે એમ લેખાશે. પહેલા વીર્ય સાથે તેને કોઈ સંબંધ નથી.

(ક) ઓરતને આ રીતે બીજી વાર વીર્ય નીકળતા પહેલાં જો એમ લાગે કે આ શોહરનું વીર્ય છે તો બીજી વાર ગુસલ વાજિબ થશે નહિ અને જો પોતાનું જ વીર્ય લાગે તો ઉપરના મસ્અલા મુજબ અમલ કરવાનો રહેશે. જો ચોક્કસ રીતે માલૂમ ન પડે; બલકે શંકા રહે તો પોતાનું જ વીર્ય છે એમ સમજીને અમલ કરે તો વધુ બેહતર છે. *(ગાયતુલ અવતાર)*

## (૬) ગુસલ કરવાની સુન્નત રીત

(૧) કપડાં કાઢતાં પહેલાં પૂરી ''બિસ્મિલ્લાહ'' પઢવી.

(૨) નિય્યત કરવી એટલે કે વાજિબ ગુસલ હોય તો દિલથી આ પ્રમાણે ઈરાદો કરે કે હું નાપાકીને દૂર કરવા માટે ગુસલ કરું છું અને જો પાક હાલતમાં હોય તો આ પ્રમાણે ઈરાદો કરે કે હું અલ્લાહ તઆલાને રાજી કરવા અને સવાબ મેળવવાના ઈરાદે ગુસલ કરું છું.

નિય્યત કરવાથી ગુસલ કરવાનો સવાબ મળે છે અને શરીરના નાના ગુનાહો માફ થઈ જાય છે. નિય્યત ન કરવાથી ગુસલ તો થઈ જશે; પરંતુ ઉપર મુજબનો સવાબ મળશે નહિ.

(૩) પ્રથમ બંને હાથ પહોંચાઓ સુધી ધોઈ લેવા. જો શરીર પર કોઈ નાપાકી લાગીને સુકાઈ ગઈ હોય અને જાહેરમાં તે ન દેખાતી હોય દા. ત. હાથ પર પેશાબ લાગ્યો અથવા વીર્ય–મની લાગી અને પછી આ નાપાકી સુકાઈ ગઈ તો હવે ભૂલથી પણ ડોલના પાણીમાં હાથ ન નાખવા, નહિતર

ડોલનું બધું પાણી નાપાક થઈ જશે. સૂઈને ઉઠયા પછી પણ પાણી ભરેલ વાસણમાં હાથ ન નાખવા જોઈએ. બની શકે છે કે હાથ પર રાત્રે નાપાકી લાગી હોય અને ખબર ન હોય એટલે પ્રથમ નાના ગ્લાસ વગેરેથી અલગ પાણી લઈને હાથ ધોઈ લેવા વધુ યોગ્ય રહેશે.

શરીર પર જ્યાં જાહેરી નાપાકી લાગી હોય તેને ધોતી વખતે સાવચેતી રાખવી જોઈએ. જો નાપાકીના છાંટા ડોલના પાણીમાં પડશે તો બધું પાણી નાપાક થઈ જશે; પરંતુ જ્યાં સુધી યકીની રીતે નાપાકીના છાંટા ડોલમાં પડયા છે તેવું ન જણાય ત્યાં સુધી ખાલી શક–શુબહમાં ન પડે; બલકે તેને પાક જ સમજે.

(૪) પેશાબ તેમજ પાખાનાની જગ્યાને ધોવી. (ચાહે નાપાકી લાગી હોય કે ન લાગી હોય.)

(૫) શરીરના કોઈ ભાગ પર નાપાકી લાગી હોય તો તેને ધોવી.

(૬) વુઝૂ કરવું, (ગુસલમાં કુલ્લી કરવી અને નાકમાં પાણી નાખવું ફર્ઝ છે; બલકે જો રોઝો ન હોય તો ગરગરો પણ કરી લેવો.)

(૭) ત્યાર બાદ પ્રથમ ત્રણ વાર માથા પર પાણી નાખવું, પછી જમણા ખભા પર ત્રણ વાર અને ત્યાર પછી ડાબા ખભા પર ત્રણ વાર પાણી નાખવું અને શરીર પર પાણી બરાબર પહોંચી જાય તેનો ખ્યાલ રાખવો. જો સોયના નાકા બરાબર જગ્યા સૂકી રહી જશે તો ગુસલ સહીહ થશે નહિ.

(૮) ગુસલથી ફારિગ થયા પછી કલિમ–એ શહાદત પઢવું (અને જો મકરૂહ વખત ન હોય તો બે રકા'ત નમાઝ પઢવી, એનો ઘણો સવાબ છે.)

હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનું ફરમાન છે : ''પાકી અડધું ઈમાન છે.'' એટલે કે ઈમાન લાવવાથી નાના–મોટા દરેક ગુનાહ માફ થઈ જાય છે અને પાક–સાફ રહેવાથી દરેક નાના ગુનાહ માફ થઈ જાય છે. આ બાબત નજર સામે રાખી શરીર તેમજ કપડાં વગેરેને હર હંમેશ પાક–સાફ રાખવા જોઈએ.

*(રૂહાની કહાનિયાં : પ્રકાશક : દારુલ ઉલૂમ ભરૂચ–કંથારીઆ)*

## (૭) હલાલ ગુસલ કરવાનો મહાન સવાબ અને હરામ ગુસલ કરવાનો મહાન ગુનાહ :

હઝરત આદમ અલયહિસ્સલામે જન્નતમાંથી દુનિયામાં આવી બીબી હવ્વા સાથે સોહબત કરી. હઝરત જિબ્રઈલ (અલૈ.)એ આકાશેથી પધારી આપ (અલૈ.)ને ગુસલ કરવાની સલાહ આપી. ગુસલ કર્યા પછી પાક–સાફ થવાથી હઝરત આદમ (અલૈ.)ને એક ખાસ પ્રકારની ખુશી પ્રાપ્ત થઈ. હઝરત આદમ અલયહિસ્સલામે પૂછયું કે હે જિબ્રઈલ ! ગુસલ કરવામાં કશો અજર–સવાબ રહેલો છે ખરો? હઝરત જિબ્રઈલ (અલૈ.)એ જવાબ આપ્યો કે હા, ગુસલ કરવાના કારણે શરીરના એક એક વાળના બદલામાં એક એક વર્ષની ઈબાદત કરવા જેટલો સવાબ મળશે. ગુસલમાં વપરાયેલ પાણીના એક એક ટીપાના બદલામાં એક એક ફરિશ્તો કિયામત સુધી ઈબાદત કરતો રહેશે. આ ઈબાદતનો સવાબ ગુસલ કરનારને મળશે.

હઝરત ખ્વાજા આમ ફરમાવી ઘણું જ રડયા. ફરમાવ્યું કે આ ફાયદો કે આ સવાબ તો હલાલ ગુસલ કરનાર દરેક મોમિન મર્દ અને ઓરત માટે છે, પરંતુ જે લોકો હરામકારી–ઝીના કર્યા પછી ગુસલ કરે છે તેમના દરેક વાળના બદલામાં એક એક વર્ષના ગુનાહ નામ–એ આ'માલમાં લખાય છે. આ હરામ કાર્યના ગુસલ કરવામાં વપરાયેલા પાણીના દરેક ટીપામાંથી એક એક શયતાન પેદા થાય છે. કિયામત સુધી આ શયતાનોથી જે ગુનાહ થાય છે તેના બધા અઝાબ આવા માણસોને થશે !

*(દલીલુલ આરિફીન હઝરત ખ્વાજા મુઈનુદ્દીન ચિશ્તી અજમેરી (રહ.)*
*(સૌજન્ય : દારુલ ઉલૂમ માસિક નવેમ્બર–૧૯૯૧, પેજ નં. ૪૪)*

## (૮) રેડિયો :

દુનિયાની તબાહીના માટે ફકત સિનેમા જ પૂરતી હતી અને તેમાં હવે રેડિયોએ વધારો કરી આપ્યો છે. જેમાં શહેર, કસ્બા, ગામડાઓની ગલી–ગલી, બલકે ઘર–ઘરમાં ગીતો અને સંગીત વગાડવા પર લા'નત ઉતરી રહી છે અને રાત–દિવસ ફકત એક જ કાર્ય થઈ રહ્યું છે. બરાબર સમજી લો કે જેવી રીતે ગાવું અને સંગીત સાંભળવું રેડિયો વિના હરામ છે, તેવી જ રીતે રેડિયો પર પણ હરામ છે, રેડિયોથી આપ કોઈ સારું કામ લઈ શકો છો

જેમ કે સમાચાર સાંભળો, કિર્અત સાંભળો, સંદેશો આપી શકો વગેરે, પણ તમારા ઘરોને નૃત્ય અને સંગીત ઘરો બનાવશો નહીં. જો સિનેમા અને રેડિયાની આ બદીનો સિલસિલો ચાલુ રહ્યો તો ઘણી જ જલ્દી દુનિયા તબાહી અને બરબાદીનું મોઢું જોશે. લંડન, પેરીસ અને બીજા જે દેશો અને શહેરોએ આ બાબતમાં પ્રગતિ કરી હતી, અલ્લાહ તઆલાએ તેમના પર પોતાનો કહેર નાઝિલ કર્યો અને તેનો તમાશો દુનિયા યુદ્ધના સમયમાં જોઈ ચૂકી છે. તે શહેરો તબાહ અને બરબાદ થઈ ગયાં હતાં, અલ્લાહ તઆલાના વાસ્તે તમો તમારા દેશ, કૌમ અને ઘરોને બરબાદીથી બચાવો. હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું છે કે જ્યારે ગાવાવાળીઓની સંખ્યા વધી જશે અને ઠેક–ઠેકાણેથી ગીત–સંગીતના સૂરો સંભળાશે, શરાબ પુષ્કળ પ્રમાણમાં પીવામાં આવશે અને પોતાના બુઝુર્ગો પર લા'નત કરવામાં આવશે ત્યારે લાલ આંધી, ધરતીકંપ, જમીનમાં ધસી જવું, ચહેરાઓનું બદલાઈ જવું અને આસમાનમાંથી પથ્થર વરસવાનો ઈન્તિજાર કરો. આપ પોતે પણ આવી વસ્તુઓથી દૂર રહો અને બીજાઓને પણ બચાવવાની કોશિશ કરો.

*(અખ્તરી બેહિશ્તી ઝેવર ભાગ–૬૧ વધારો હઝરત મૌલાના સઈદ અહમદ ગફરકર ઝિલ્કદ સ. હિ. ૧૩૬૬.)*



اَللّٰهُمَّ صَلِّ عَلٰى مُحَمَّدٍ وَّعَلٰٓى اٰلِ مُحَمَّدٍ صَلٰوةً
تَكُوْنُ لَكَ رِضَاءً وَّلِحَقِّهٖ اَدَاءً وَّاَعْطِهِ الْوَسِيْلَةَ
وَالْمَقَامَ الَّذِىْ وَعَدْتَّهٗ ط

# ✪ પ્રકરણ–૧૭ ✪

## કેટલાક ઈબ્રતનાક કિસ્સાઓ

### (૧) એક ઈબ્રતનાક કિસ્સો :

આ એક આશ્ચર્યજનક બનાવ છે અને તે આ પ્રમાણે છે. બે મિત્રો હતા, જેમાંનો એક જિદ્દહમાં રહેતો હતો જ્યારે બીજો રિયાધમાં, બન્નેમાં ગાઢ મિત્રતા હતી. બન્ને દીનદાર અને પરહેઝગાર હતા. રિયાધવાળા મિત્રના ઘરવાળાઓએ ઘણી જ જિદ કરી કે તે ઘરમાં ટી. વી. લઈ આવે. પોતાના બાળકો અને પત્નીના આગ્રહને વશ થઈ તે પોતાના ઘરવાળાઓ માટે ટી. વી. લઈ આવ્યો. કુદરતનું કરવું કે તે પછી થોડા જ દિવસોમાં તેનો ઈન્તિકાલ થઈ ગયો. જિદ્દહવાળા મિત્રએ તેને ત્રણ રાત લગાતાર ખ્વાબમાં જોયો અને દરેક વખતે તેને અઝાબની હાલતમાં જોયો અને ત્રણે વખતે તેણે તેના જિદ્દહવાળા દોસ્તને કહ્યું, ''અલ્લાહના વાસ્તે મારા ઘરવાળાઓને જઈને કહો કે તેઓ ઘરમાંથી ટી. વી. કાઢી નાખે, કારણ કે જ્યારથી તેમણે મને અહીં દફન કર્યો છે ત્યારથી તે ટી. વી.ના કારણે મને અઝાબ થઈ રહ્યો છે. કેમ કે મેં તેને ખરીદીને ઘરમાં મૂકયું હતું અને તે લોકો આ બેહયાઈની મજા લઈ રહ્યા છે અને હું અઝાબમાં ગિરફતાર છું.'' તરત જ જિદ્દહવાળો મિત્ર પ્લેન મારફત રિયાધ પહોંચ્યો અને તેના ઘરવાળાઓને આ ખ્વાબ સંભળાવ્યો અને આમ પણ કહ્યું કે આવું મેં સતત ત્રણ દિવસ જોયું છે. આ સાંભળી ઘરવાળાઓ રડવા લાગ્યાં અને તે મર્હૂમનો મોટો પુત્ર ઉઠયો અને ગુસ્સામાં ટી. વી. ને ઉઠાવીને ઝમીન પર પટકી દીધું અને તેના ટુકડે–ટુકડા થઈ ગયા, જેને ઉઠાવીને તેણે બહાર કચરાપેટીમાં ફેંકી આપ્યા. આ પછી જ્યારે જિદ્દહવાળો મિત્ર જ્યારે તેના ઘરે પાછો ફર્યો તો તેણે ફરી તેના મિત્રને ખ્વાબમાં જોયો, આ વખતે તે સારી હાલતમાં હતો અને તેના ચહેરા પર એક પ્રકારની રોનક હતી. તેણે તેના હમદર્દ મિત્રને દુઆઓ આપી કે અલ્લાહ જલ્લ શાનહૂ તને પણ મુસીબતોથી નજાત આપે, જેવી રીતે તેં મારી પરેશાની દૂર કરાવી.

આ સમગ્ર કિસ્સામાં તે લોકો માટે ઈબ્રતનો સામાન મૌજૂદ છે જેઓ ઔલાદ, પત્ની અને અન્ય સગાંવહાલાંઓના માટે ગુનાહો કરે છે અને પોતાના ઘરને ટી. વી., વી. સી. આર. જેવી નાજાઈઝ વસ્તુઓની લા'નતથી ઘરને બરબાદ કરે છે. કોણ જાણે કેમ તેઓ એટલા બેગયરત કેમ થઈ જાય છે ? કે તેઓ એ સહન કરી લે છે કે તેમની વહુ–બેટીઓ પરાયા મર્દોને ટી. વી. પર જુએ અને પોતાની શર્મો હયાનો ડાટ વાળે અને પોતે પણ પરાઈ ઔરતોના નઝારા કરે છે અને તે ત્યાં સુધી કે પોતાના ઘરને સિનેમાઘર બનાવી દે છે અને પોતાની ઔલાદોને અને પોતાની જાતને જહન્નમના ઘડામાં ધકેલવા તૈયાર થઈ જાય છે. *(તામીરે હયાત–લખનઉ)*

## બીજો દર્દનાક કિસ્સો પાકિસ્તાનનો

કિસ્સો આમ છે કે રમઝાનુલ મુબારકનો માસ હતો અને ઈફતારીના થોડા સમય પહેલાં માતાએ બેટીને કહ્યું કે આવ, ઈફતારીની તૈયારીમાં મને મદદ કર; પરંતુ બેટીએ કહ્યું કે મમ્મી ટી. વી. પર બહુ જ મઝાનો પ્રોગ્રામ આવે છે તે જોઈ લઉં પછી કામ કરીશ. આમ કહીને માળ ઉપર જતી રહી, જ્યાં એક રૂમમાં ટી. વી. મૂકેલું હતું અને તે છોકરીએ માતાના ડરથી કે કયાંક તેને જબરદસ્તી કામના માટે ઉઠાડીને ન લઈ જાય રૂમના દરવાજા અંદરથી બંધ કરી દીધા. આ તરફ માતા બેટીને બોલાવતી રહી, પરંતુ બેટીએ તેની એક ન સાંભળી. આમ ને આમ સારો એવો સમય પસાર થઈ ગયો. ઘરના સર્વે પુરુષો પણ ઈફતારી માટે હાજર થઈ ગયા, પરંતુ છોકરી હજુ સુધી તેના રૂમમાંથી નીકળી નહીં. માતાએ ઉપર જઈ દરવાજો ખખડાવ્યો, પરંતુ અંદરથી કાંઈ જ જવાબ મળ્યો નહીં ! તેણી ગભરાઈ ગઈ. છોકરીના ભાઈઓ અને બાપને જાણ કરવામાં આવી. તેઓએ આવી દરવાજો તોડી નાખ્યો અને અંદર પ્રવેશ કર્યો તો શું જુએ છે કે તે છોકરી જમીન પર ઉંધા મોઢે પડી છે ! અને જોયું કે તે મરી ગઈ છે અને હાલત એ હતી કે તે છોકરી જમીન સાથે ચોંટી ગઈ છે અને ઊંચકવાથી બિલકુલ ઊંચકાતી ન હતી. ઘણા બધા માણસોએ ઊંચકવાની કોશિશ કરી, પરંતુ બેકાર, હવે પરેશાન હતા કે શું કરવું ? તેવામાં એક માણસને એક યુક્તિ સુઝી કે તેણે ઊભા થઈ ટી. વી. ઉઠાવ્યું તો સાથે છોકરી પણ ઊંચકાઈ. હવે એ હાલત હતી કે જો ટી. વી. ઊંચકવામાં આવે તો જ છોકરી પણ ઊંચકાતી.

તે સિવાય કોઈ એને ઉઠાવી શકતું ન હતું. છેવટે તેઓએ છોકરીની સાથે ટી. વી.ને પણ ઉઠાવ્યું અને તેને નીચે લાવ્યા અને ગુસલ આપી કફન પહેરાવી જનાઝો તૈયાર થયો અને ઉઠાવવા ગયા તો ફરી તે જ હાલત, જનાઝો જરાપણ ટસથી મસ થતો ન હતો. અંતમાં તેઓએ ટી. વી.ને પણ ઉઠાવ્યું અને કબ્રસ્તાન સુધી લઈ ગયા અને છોકરીને કબ્રમાં દફન કરી અને જ્યારે ટી. વી. ઉઠાવીને ઘરે લાવવા લાગ્યા તો જેવું ટી. વી. ઊંચકયું કે તરત જ લાશ કબ્રમાંથી બહાર આવી ગઈ. તેમણે ફરીવાર તેણીને દફન કરી અને ટી. વી. ઉઠાવી ઘરે આવવા લાગ્યા તો ફરી પાછી લાશ કબ્રની બહાર આવી ગઈ ! છેવટે એક જ રસ્તો બાકી રહ્યો હતો અને તે એ કે તેમણે ટી. વી. સાથે જ છોકરીને દફન કરી દીધી. ત્યાર બાદ તેનો શું હશ્ર થયો હશે તે તો અલ્લાહ જ બેહતર જાણે !

*(પાકિસ્તાનના એક અઠવાડિક 'ખત્મે નુબુવ્વત' પેજ નં. ૭)*

## ત્રીજો દર્દનાક કિસ્સો

### અઝાબે કબ્ર

પાકિસ્તાનનો આ પ્રસંગ છે. એક તબ્લીગી જમાઅત દીનની દા'વત આપતી આપતી માન્સહરા પાસેના એક ગામડામાં પહોંચી. મસ્જિદમાં કિતાબી તાલીમ આપ્યા પછી જમાઅતના માણસો ગામમાં ગશ્ત અર્થે નીકળ્યા. ગામમાં લોકોને નમાઝ અર્થે તથા દીનની વાતમાં શરીક થવા મસ્જિદે પધારવા દા'વત આપવા લાગ્યા. ગામના એક મહોલ્લાના ઓટલે બેઠેલા બીમાર જણાતા માણસે જમાઅતના માણસોની વાત સાંભળી કહ્યું કે દીનની વાત સાંભળવા હું મસ્જિદે જરૂર આવીશ. કબ્રમાં થતા અઝાબના એક પ્રસંગનો મને પણ બરાબર અનુભવ થયો છે એ આપ લોકોને હું વર્ણવીશ.

ઝોહરની નમાઝ વેળા આ ભાઈ મસ્જિદે પધાર્યા. લશ્કરમાંથી નિવૃત્ત થયેલા તેઓ એક ફોજી જુવાન હતા. નમાઝ પછી દીનની વાતોમાં તેઓ પણ શરીક થયા. તેમણે પોતાના જીવનમાં બનેલી એક રોમાંચક ઘટના વર્ણવતાં કહ્યું કે;

હું એક માજી ફોજી જુવાન છું. લશ્કરે વપરાશ વિનાના એક જુના કબ્રસ્તાનમાં શસ્ત્ર સરંજામ મૂકેલો હતો. અમો આ સામાનની દેખભાળ તથા ચોકી કરી રહ્યા હતા. સવારનો સમય હતો. નવરાશની પળોમાં હું કબ્રસ્તાનમાં આમતેમ ટહેલવા લાગ્યો. ફરતો ફરતો કબ્રસ્તાનના એક ખૂણે પહોંચ્યો. ત્યાં એક જુની કબરની દિશાએથી મને દુ:ખભર્યા અવાજ આવવા લાગ્યા. કબ્રસ્તાન ઘણું જ જુનું હતું. આજુબાજુ ત્યાં કોઈ વસ્તી ન હોવાથી હવે મુર્દાઓને ત્યાં દફન કરવામાં આવતાં ન હતાં. લગભગ બધી જ કબરો જુની અને ખાડાઓવાળી હતી. મેં બરાબર ધ્યાનથી સાંભળતાં જણાયું કે એક જુની કબરમાંથી કોઈના આક્રંદ તથા કરાંજવાનો અવાજ આવી રહ્યો છે. ચોક્કસ કઈ કબરમાંથી આ અવાજ આવી રહ્યો છે એ મેં શોધી કાઢયું. બંદુક વડે મેં આ કબરની થોડીક ઈંટો હઠાવી. મારા આશ્ચર્ય વચ્ચે મને તેમાં એક હાડપિંજર તથા ઉંદરથીયે મોટું એક જાનવર જોવામાં આવ્યું. પેલું જાનવર હાડપિંજરમાં ડંખ મારતું હતું. જાનવર હાડપિંજરને કરડતું કે તરતજ આ હાડપિંજર અકડાઈ જતું અને તેમાંથી દુ:ખથી ભરેલ કરાંજવાનો અવાજ આવતો હતો. જીવતો માણસ વેદનાથી જે અવાજ કાઢે એ જ રીતના અવાજ આ જુના હાડપિંજરમાંથી આવતો હતો. ગુસ્સાથી પેલા જાનવરને મેં બંદુકનો ગોદો માર્યો. પ્રથમ તો આ જાનવર માટીમાં છુપાઈ ગયું, પરંતુ તરત જ મારા તરફ તે ફર્યું. હાડપિંજરના હાડકાંઓમાંથી દુ:ખભર્યા અવાજ આવી જ રહ્યા હતા. જાનવરને મારા તરફ ધસતું જોઈ હું એકાએક ગભરાઈ ગયો. સ્વબચાવમાં હું ત્યાંથી ઝડપભેર ખસી ગયો, પરંતુ પેલું જાનવર કબરમાંથી બહાર નીકળી મારા તરફ આવી રહેલું છે એ જોઈ ઝડપભેર હું નાસવા લાગ્યો. હું દોડતો દોડતો કબ્રસ્તાનની બહાર નીકળી ગયો. પાછળ વળી જોયું તો પેલું જાનવર મારો પીછો કરતું પાછળ આવી રહ્યું હતું. મારો ગભરાટ અને ડર વધી ગયો. આગળ જતાં રસ્તામાં એક નાનકડું તળાવ આવ્યું. બચાવમાં મેં તેમાં જ કુદકો માર્યો. પાણીમાં પહોંચ્યા પછી મેં જોયું કે પેલું જાનવર કિનારે ઊભું છે. થોડીવાર પછી તેણે પાણીમાં મોઢું માર્યું. મારું શરીર પાણીમાં હોવા છતાં ભયથી પરસેવાથી રેબઝેબ થઈ ગયું. મને એવો અનુભવ થયો કે પાણી ગરમ થઈ રહ્યું છે. પેલા જાનવરનું મોઢું હજુ પાણીમાં જ હતું. જોતજોતામાં પાણી એટલું બધું ગરમ થઈ ગયું કે હવે તેમાં થોભી શકાય તેમ ન હતું. હું ઝડપભેર સામેના કિનારે નીકળી ગયો.

કબ્રસ્તાનમાં પડેલા શસ્ત્રોનો પહેરો ભરતા મારા સાથીઓ પૈકી બે જણ જીપ લઈ મને શોધતા ત્યાં આવી પહોંચ્યા. એકદમ મારો જીવ બચાવવા હું જીપમાં બેસી ગયો. તળાવના ગરમ પાણીથી મારા બંને પગમાં ફોલ્લા પડી ગયા. પગોમાં સખત દરદ થતું હતું.

હું એ સમજી ગયો કે કબરમાં અઝાબ થતો હતો. પેલા મુર્દા ઉપર અઝાબ માટે જ આ જાનવર મુસલ્લત–સવાર કરાયું હતું. કુદરતના આ કામમાં ખોટી રીતે વિક્ષેપ નાખી મેં મૂર્ખામી કરી હતી.

મારા બંને પગમાં સખત બળતરા થઈ રહી હતી, અસહ્ય વેદના થતી હતી. **'એબટાબાદ'**ની હોસ્પીટલમાં મને દાખલ કરવામાં આવ્યો. ત્યાં પણ ઘણા ઈલાજ છતાં મારા દુઃખમાં કશી રાહત જણાતી ન હતી. રાત–દિવસ બેચેનીમાં પસાર થતા, ઊંઘ પણ આવતી ન હતી. મારા મગજ ઉપર પેલા જાનવરનો ભય હજુ પણ છવાયેલો હતો. ક્યાંક આ જાનવર મારો પીછો કરતું અહીં પણ આવી પડે એ ભયે હું ચમકી જતો. લશ્કરી માણસો ઘણા મજબૂત તથા કઠણ મનના હોય છે. ગમે તેવી આફતમાં તેમનું મનોબળ ટકી રહેતું હોય છે, પરંતુ મારા ઉપર એટલો બધો ભય છવાઈ ગયો હતો કે મારી હિમ્મત નાશ પામી હતી. હું અત્યંત બેબસ–લાચાર સમો બની ગયો હતો. દર્દમાં કશી જ રાહત ન જણાતાં છેવટે મને રાવલપિંડીની ફોજી હોસ્પિટલ (G. M. H.)માં ખસેડવામાં આવ્યો. ત્યાં પણ મને કશી રાહત ન થઈ. ધીમે ધીમે જાણે મારી ટાંગોનું માંસ સડવા લાગ્યું, હવે તો તેમાં પીપ થઈ ગયું હતું. તેમાંથી અત્યંત વાસ–દુર્ગંધ આવી રહી હતી. ''હે પાક પરવરદિગાર ! અજાણતામાં મેં તારા કામમાં દખલ દીધી છે, આથી તું મને માફ કરી આ દુઃખમાંથી નજાત આપ અથવા મને મોત આપ !'' એવી દુઆ હું મનોમન કરવા લાગ્યો.

સરકારી ખર્ચે ઈલાજ અર્થે મને અમેરિકા મોકલવામાં આવ્યો. ત્યાં પણ મારા પગોના સડતા માંસને કોઈ અટકાવી શક્યું નહીં. આમ કહી પેલા ફોજી જુવાને બધાંને પોતાની ટાંગો બતાવી. તેમના પગોમાં હજુ ય પાટા બાંધેલા હતા. તેમણે જણાવ્યું કે હજુયે મને સારું થયું નથી, પગોમાં દુઃખાવો ચાલુ જ છે અને તેમાં અવારનવાર પરુ થતું જ રહે છે. હું કશા કામનો રહ્યો નથી. અઝાબે કબ્ર બરહક છે એનો મને જાત–અનુભવ થઈ

ચૂકયો છે. કબરમાંના આવા અઝાબથી બચવા બધાએ દીનની પાબંદી કરવી જોઈએ. પોતાના ગુનાહોની માફી માંગવી જોઈએ. આપણા ગુનાહોની સજા અવશ્ય થવાની છે. કબરમાં થનારા અઝાબથી બચવા બધા નેક કામો કરજો, એવી મારી વાત આપ દીનની દાવત આપવા જ્યાં પણ જાવ ત્યાં બધાંને પહોંચાડજો !

દુનિયા આખિરતની ખેતી છે. આપણે અહીં જે વાવીશું એ જ આખિરતમાં લણીશું. કિયામત એ આપણા આ'માલના બદલાનો સમય છે. અહીં દુનિયામાં આપણે જેવા આ'માલ કર્યા હશે એવાં ફળ ત્યાં ચાખીશું.

આખિરત બરહક છે, એમાં કોઈ શંકા નથી, પરંતુ આ આખિરતની પ્રથમ મંઝિલ કબર છે. મર્યા પછી તરત જ બધાને કબરમાં જવાનું છે. અલ્લાહના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ફરમાવે છે કે આખિરતના સફરની પ્રથમ મંઝિલ કબર છે. આ મંઝિલ જેણે સુખરૂપ વટાવી તેના માટે આખિરત સુખરૂપ નિવડશે એવી આશા રહે છે.

કબરના અઝાબ બરહક છે. આ અઝાબ સંબંધી અસંખ્ય હદીસો આપણને જોવા મળે છે. માણસના ગુનાહો–કુકર્મોના લીધે કબરમાં અઝાબ થનાર છે એમાં શંકા નથી. કબ્રમાંનો અઝાબ કેટલો બધો દર્દનાક છે એ હદીસોમાંથી જાણવા મળે છે. હઝરત ઉસ્માન ગની (રદિ.) કબ્રસ્તાનમાં જતા ત્યારે ચોધાર આંસૂએ એટલું બધું રડતા કે દાઢી પણ ભીંજાઈ જતી. આ જોઈ કોઈકે પૂછયું કે હઝરત ! દોઝખના અઝાબની વાત સાંભળી એટલું બધું નથી રડતા તો પછી કબ્રસ્તાનમાં આવીને આટલું બધું રડવાનું શું કારણ છે ? હઝરતે જવાબ આપ્યો કે ભાઈ ! આખિરતની સઘળી મંઝિલો પૈકી પ્રથમ મંઝિલ કબર છે. જેણે આ મંઝિલ સરળતાથી પાર પાડી તેના માટે બાકીની મંઝિલમાં સરળતા રહેશે. અલ્લાહના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ફરમાવે છે કે કબરમાંની ગભરામણથી વધીને બીજી કોઈ ગભરામણ મારા જોવા–જાણવામાં આવી નથી !

હઝરત ઝૈદ (રદિ.) ઈરશાદ ફરમાવે છે કે અલ્લાહના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે એક વેળા ફરમાવ્યું કે કબરમાંના અઝાબનું દશ્ય અત્યંત બિહામણું–ડરામણું હોય છે. તમો ડર–ખૌફના કારણે તમારા મુર્દાઓને

કબરમાં દફનાવવાનું છોડી દેશો એવો મને ભય રહે છે. નહિતર હું અલ્લાહ પાકથી દુઆ કરત કે કબરમાં થતા અઝાબ તમને ય દેખાડે !

માણસ તથા જિન્નાત સિવાય પ્રાણી–પશુ–પક્ષી વગેરે કબરમાં થતા અઝાબ સાંભળે છે. અઝાબનો અવાજ જો માણસ સાંભળે તો મર્યા પહેલાં જ મરી જાય !

એક વેળા અલ્લાહના નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ મસ્જિદમાં પધાર્યા. કેટલાક લોકો ત્યાં હસી–મજાક કરતા ખિલખિલાટ હસી રહ્યા હતા. આ જોઈ અલ્લાહના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે તમો બધા મોતને યાદ કરતા રહેતા હોત તો આ રીતે તમને હસવું આવત નહિ !

અલ્લાહના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ફરમાવે છે કે કબર દરરોજ એવા પોકાર કરે છે કે હું ગરીબીનું સ્થળ છું. એકાંતની જગા છું. મારામાં કીડા–મકોડા વસે છે. જ્યારે કોઈ નેક માણસને દફન કરવા લાવવામાં આવે છે ત્યારે કબર તેને આવકારતાં કહે છે કે તમારું આગમન મુબારક હજો–નેક હજો ! તમો જમીન ઉપર ચાલતા હતા ત્યારે ય મને ઘણાં પ્રિય હતા. હવે અહીં પધાર્યા છો ત્યારે મારો ભલો વર્તાવ પણ જોજો. આ પછી કબરમાંનો એક ભાગ વિશાળ બની જાય છે. જન્નતના એક દરવાજામાંથી ઠંડી તથા ખુશ્બુદાર હવા કબરમાંના આ નેક મોમિન બંદા સુધી પહોંચે છે.

જ્યારે કોઈ ગુનેહગાર–બદ માણસને કબરમાં દફનાવવામાં આવે છે ત્યારે કબર તેને સંબોધી કહે છે કે તારું અહીં આવવું મને પસંદ નથી. જમીન ઉપર તું ચાલતો હતો ત્યારે ય તું મને પસંદ ન હતો. તારા કર્મોના કારણે તારી સાથેના મારા વર્તાવનો હવે તું અનુભવ કરીશ. આ પછી કબર બંને બાજુએથી એટલી બધી ભીંસાય છે કે પેલા મુર્દાની પાંસળીઓ એકબીજામાં પેસી જાય છે. આ પછી અઝાબ રૂપે તેના ઉપર અસંખ્ય અજગર મુસલ્લત થઈ જાય છે. અલ્લાહના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ફરમાવે છે કે આ અજગર એટલા બધા ભયંકર હોય છે કે તે જમીન ઉપર એક ફૂંક મારે તો તેની અસરથી એ જગાએ કિયામત સુધી ઘાસ પણ ઉગે નહીં. આ પછી અલ્લાહના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે કબર યા તો જન્નતનો એક બાગ છે અથવા દોઝખની એક ખીણ છે !

મુઅમિનોના માતા હઝરત આયશા સિદ્દીકા રદિયલ્લાહુ અન્હા ફરમાવે છે કે કદિ એમ બન્યું નથી કે અલ્લાહના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે નમાઝ પછીની દુઆમાં કબરના અઝાબ અંગે અલ્લાહની પનાહ માંગી ન હોય !

હઝરત ઝૈદ બિન સાબિત (રદિ.)થી રિવાયત છે કે અમો એક વેળા બનૂ નજ્જારના એક બાગ પાસે અલ્લાહના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ સાથે પહોંચ્યા. અલ્લાહના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ જે ખચ્ચર ઉપર સવાર હતા તે ખચ્ચર એકદમ ભડકયું. ભડકીને તે પાછળ હઠવા લાગ્યું, ત્યાં પાંચ જેટલી કબરો હતી. આ કબરો વિષે માહિતી જાણવા માંગતાં અલ્લાહના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને એક શખ્સે જણાવ્યું કે આ કબરમાં દફન થયેલાઓ શિર્કની હાલતમાં મરેલા હતા. અલ્લાહના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે ઉમ્મતની અજમાયશ–કસોટી કબરોમાં કરવામાં આવે છે. તમો એ જાણીને તમારા મુર્દાઓને કબરોમાં દફનાવવાનું છોડી દેશો એવો ભય ન હોત તો હું અત્યારે કબરમાં થઈ રહેલો અઝાબ–જે હું સાંભળી રહ્યો છું–એ તમને ય સંભળાવવા અલ્લાહ પાકને દુઆ કરત !

અલ્લાહ પાક સૌને કબરના અઝાબથી બચાવે તથા નેક આ'માલ કરવાની હિદાયત–તૌફીક આપે, આમીન.

*(દારુલ ઉલૂમ ''માસિક'' નવેમ્બર : ૧૯૯૧ પેજ નં. ૮–૯–૧૦–૧૧ અને ૧૨)*

## ચોથો કિસ્સો :

હમણાં જ બોમ્બેમાં એક મુસ્લિમ જવાનનો ઇન્તિકાલનો સમય નજીક આવ્યો હતો તો તેનાથી કલિમો પઢી શકાતો ન હતો. માતા–પિતાએ બાજુમાંથી મુઅઝ્ઝિન સાહબને બોલાવીને કુર્આન શરીફ પઢવા માટે બેસાડયા. કુર્આન શરીફનો અવાજ સાંભળીને તે નવજવાન મુસ્લિમ કે જે અંતિમ ઘડી ગણતો હતો તેણે પોતાના માતાપિતાને કહ્યું કે આ જે કુર્આન શરીફ પઢવાની અવાજ આવે છે તે મને પસંદ નથી. એનાથી મારો જીવ ગભરાય છે. એટલે આપ કુર્આન શરીફ પઢવાનું બંધ કરાવી દો. જ્યારે કુર્આન શરીફની અવાજ આવવાનું બંધ થયું તો તે યુવાને પોતાના

માતા–પિતાને કહ્યું કે હવે રેડિયો ચાલુ કરો કે જેથી મારો ગભરાટ અને પરેશાની દૂર થાય. જેવો રેડિયો ચાલુ કર્યો અને ગાયનની રેકર્ડનો અવાજ એના કાનમાં આવ્યો કે તે જ ઘડીએ એનો ઇન્તિકાલ થઈ ગયો.

*(સઆદતે દારૈન)*

## પાંચમો કિસ્સો :

બીજો એક બોધદાયક કિસ્સો પણ બોમ્બેનો જ છે. એક મુસ્લિમ યુવાન પ્લાસ્ટીકના જુદાજુદા પ્રકારની વસ્તુઓવાળી લારી ફેરવનાર હતો. લારીની દરેક વસ્તુની કિંમત ચાર આના હતી. આ યુવાન સવારે લારી લઈને નીકળ તો કે આખો દિવસ બૂમો પાડયા કરતો હતો કે ''દરેક વસ્તુના ૪ આના'' આ જ શબ્દો તેને એવાં તો મોઢે હતાં કે જ્યારે તેના ઇન્તિકાલનો સમય નજીક આવ્યો તો તેના સંબંધીઓ તથા ઓળખીતાઓ તેને કલિમો પઢવા સમજાવતા હતા ત્યારે તે જીવનભર વારંવાર બોલ્યા કરતો તે જ શબ્દો બોલતો હતો કે 'દરેક વસ્તુના ૪ આના.'

અલ્લાહ તઆલા આપણ સર્વનો ખાતિમા બિલ ખૈર કરે, આમીન.

*(સઆદતે દારૈન મૌ. અશરફ અહમદ રાંદેરીની કિતાબ)*

## છઠ્ઠો કિસ્સો :

બોમ્બેમાં એક મુસ્લિમ ભાઈ હતો, જે હંમેશા કલબમાં જુગાર રમવામાં રચ્યો–પચ્યો રહેતો હતો. તેનો જ્યારે ઈન્તિકાલનો સમય આવ્યો તો તેનાથી કલિમો પઢી શકાતો ન હતો. એક મૌલાના સાહેબ ત્યાં હાજર હતા. તેમણે પૂછયું કે આ ભાઈની સાથે કોને કોને વધુ સંબંધ હતો ? ચાર વ્યક્તિઓએ કહ્યું કે અમો તેના સાથીઓ છીએ. મૌલાના સાહેબે તેઓને પૂછયું કે આ ભાઈનો શો હાલ હતો ? તેઓએ જવાબ આપ્યો કે આ ભાઈ તો હંમેશા જ્યારે જુઓ ત્યારે કલબમાં જુગાર જ રમ્યા કરતો હતો, પરંતુ આની સાથે જ જુગાર રમતા અઝાનનો અવાજ કાન ઉપર પડતો તો તે ભાઈ પત્તાં બાજુએ મૂકી દઈને સાથે રમનારા બીજાઓના પત્તા પણ મૂકાવી દેતા હતા અને કહેતા હતા કે ''આ તો અલ્લાહના તરફથી અવાજ છે, આ મુબારક સમયે જુગાર રમવાનું ચાલું રાખવું એ યોગ્ય નથી.'' એ પછી અઝાનના દરેક

શબ્દોનો તે જવાબ આપતો અને અઝાન પછી તેની દુઆ પઢીને ફરીથી જુગાર રમવાનું ચાલુ કરી દેતો હતો. મૌલાનાએ મશ્વેરો આપ્યો કે આ ભાઈના સામે અઝાન આપવામાં આવે. એક ભાઈએ અઝાન દીધી તો પેલો જુગારી કે જે મોતના નજીક હતો અને તેનાથી કલિમો પઢી શકાતો ન હતો તેણે અઝાનના શબ્દોના જવાબો બરાબર આપ્યા. અઝાનની દુઆ પઢી અને તે પછી કલિમો પઢયો ત્યાર બાદ તેનો ઈન્તિકાલ થયો.

કહેવાનું તાત્પર્ય (મકસદ) એ જ છે કે એક જુગારી કે જેને ફકત અઝાનનો એહતિરામના કારણે અલ્લાહ જલ્લ શાનહુએ તેને ઈન્તિકાલના વખતે કલિમો નસીબ કર્યો તો પછી જે મુસલમાન ભાઈઓ નમાઝનો એહતિરામ રાખી તેને પાબંદીના સાથે પઢે તેમને અલ્લાહ તઆલા બન્ને દુનિયાની ભલાઈઓથી જરૂરથી નવાઝશે.

*(સઆદતે દારૈન મૌ. અશરફ રાંદેરીની કિતાબ)*

## સાતમો કિસ્સો :

### (૧) કિયામતમાં રીંછનો ચહેરો !

પહેલાના જમાનામાં એક માણસ અદેખાઈમાં ઉલમાઓ અને મશાયખોને જોઈ મોઢું ફેરવી લેતો. મર્યા પછી તેને કબરમાં ઉતાર્યો ત્યારે તેનું મોઢું કિબ્લારૂખ કરવામાં આવ્યું, પરંતુ તે તરત જ બીજી તરફ ફરી ગયું. આમ બે—ત્રણ વાર બન્યું. ગેબથી અવાજ આવ્યો કે તેનું મોઢું કિબ્લા—રૂખ રહેશે જ નહીં, કારણ કે તેને અમારા ઉલમા અને મશાયખથી નફરત હતી આથી આજે અમને ય તેનાથી નફરત છે; અમો આજે તેનું મોઢું તેની આદત મુજબ ફેરવી દઈએ છીએ. કિયામતના દિને રીંછના ચહેરામાં જ તે ઊભો થશે !

*(દલીલુલ્આરિફીન, દારુલ ઉલૂમ માસિક નવેમ્બર—૧૯૯૧, પેજ નં. ૪૨)*

### (૨) શયખુલ મશાઈખ હકીમુલ ઉમ્મત હઝરત મવલાના મુહમ્મદ અશરફઅલી થાનવી (રહ.)નું કથન

વો દસ્તુરૂલ અમલ જો દિલ પરસે પરદે ઉઠાતા હૈં, જીસકે ચંદ અજઝા (હિસ્સે) એક તો ''કિતાબેં દેખના યા સુનના.'' દૂસરા 'મસાઈલ દરયાફત

(માલુમ) કરતે રહના.' તીસરા અહલુલ્લાહ (અલ્લાહવાલે)કે પાસ આના–જાના ઔર અગર ઉન્કી ખિદમતમેં આના–જાના ન હો સકે તો બજાએ ઉનકી સોહબતકે બુઝુર્ગોકી હિકાયત, મલફૂઝાત (ઇર્શાદાત)હી કો સુના લિયા કરો યા સુન લિયા કરો. ઔર થોળી દેર ઝિકરૂલ્લાહ કર લિયા કરો તો યહ ઇસ્લાહે કલ્બમેં બહોત હી મુઈન (મદદગાર) હૈ ઔર ઈસી ઝિક્રકે વકતમેંસે કુછ વકત મુહાસબહ (હિસાબ–કિતાબકી જાંચ–પળતાલ)કે લિએ નિકાલ લો જિસમેં અપને નફસસે ઈસ તરહ બાતેં કરો કે :–

અય નફસ ! એક દિન તુજે દુનિયાસે જાના હૈ, મૌત ભી આનેવાલી હૈ ઔર ઉસ વકત યહ સબ માલ દોલત યહીં રહ જાએગી, બીવી બચ્ચે સબ તુજે છોળ દેંગે ઔર અલ્લાહ તઆલાસે વાસ્તા પળેગા ઔર તેરે પાસ નેક આમાલ ઝિયાદા હુવા તો બખ્શા જાવેગા ઔર ગુનાહ ઝિયાદા હુએ તો જહન્નમકા અઝાબ ભુગતના પળેગા, જો બરદાસ્તકે કાબિલ નહી હૈ. ઈસ લિએ તુ અપને અંજામ તો સોચ ઔર આખિરતકે લિએ કુછ સામાન કર. યહ ઉમ્ર બળી કીમતી દવલત હૈ, ઈસકો ફુઝૂલ ઔર બરબાદ મત કર. મરનેકે બાદ તુ ઈસકી તમન્ના કરેગા કે કાશ ! મેં કુછ નેક અમલ કર લૂં, જિસસે મગફિરત હો જાએ, મગર ઉસ વકત તુજે યહ હસ્રત મુફીદ (ફાયદામંદ) ન હોગી. પસ ઝિન્દગીકો ગનીમત સમજ કર ઈસ વકત અપની મગ્ફિરતકા સામાન કર લે. *(સઆદતે દારૈન મૌ. અશરફ અહમદ રાંદેરીની કિતાબ)*

## (3) એક અલ્લાહવાળાનું કથન

એક બુઝુર્ગની ખિદમતમાં મુલાકાત કરતી વેળા તે બુઝુર્ગને સવાલ પૂછવામાં આવ્યો કે આજના મુસલમાનોમાં શયતાનિયત કેવી રીતે આવી ગઈ ? બચ્ચાંઓમાં પણ શયતાનિયત દેખાય છે ? તેનું કારણ શું છે ? તેમણે જવાબ આપ્યો કે,

આજના મુસલમાનોએ રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના તરીકાઓ છોડી દીધાં અને તેમની બતાવેલી દુઆઓ છોડી મૂકી, જેથી તેમનામાં શયતાનિયત આવી ગઇ. જે માણસ ઘરમાં દાખલ થતી વેળા સલામ નહિ કરે તો શયતાન ઘરમાં દાખલ થાય છે. પછી માણસ ખાવા બેસે ને દુઆ નહીં પઢે તો શયતાન તેના ખાવામાં ખાવા બેસે છે ને જાજરૂમાં જતી

વખતે જાજરૂરમાં જવાની દુઆ નહિ પઢે તો તેના સાથે જાજરૂમાં જાય છે અને શર્મગાહથી પેશાબની જગ્યા સાથે શયતાન રમે છે. પછી માણસ સૂતી વેળા એ દુઆ નહિ પઢે તો તો શયતાન તેની સાથે સૂઈ જાય છે અને માણસ પોતાની ઓરત સાથે હમબિસ્તરી કરતી વખતે જો દુઆ નહિ પઢે તો શયતાન પણ તેની ઓરતના સાથે હમબિસ્તરી કરે છે.

હવે બતાવો, આનાથી જે હમલ (ગર્ભ) પેદા થાય અને ઘરમાં પણ શયતાનિયત હોય તો શયતાનિયત નહિ આવે તો બીજું શું આવે ?

માટે મુસલમાનોએ એ જરૂરી દુઆઓ યાદ કરીને તેના વખત ઉપર જરૂરથી અદા કરવું જોઈએ અને તેના વખત ઉપર અદા કરવું એ જ હકીકી ઝિક્રુલ્લાહ છે.

અલ્લાહ પાક આપણ સર્વને જરૂરી વખતો પરની જરૂરી દુઆઓ પઢવાની નેક તવફીક આપે, આમીન.

*(સઆદતે દારૈન મૌ. અશરફ અહમદ રાંદેરીની કિતાબ)*



اَللّٰهُمَّ صَلِّ عَلٰى مُحَمَّدٍ وَّعَلٰٓى اٰلِ مُحَمَّدٍ فِى الْاَوَّلِيْنَ
وَالْاٰخِرِيْنَ وَفِى الْمَلَاِ الْاَعْلٰى اِلٰى يَوْمِ الدِّيْنِ ط



اَللّٰهُمَّ صَلِّ عَلٰى مُحَمَّدٍ مِّلْاَ السَّمٰوٰتِ
وَمِلْاَ الْاَرْضِ وَمِلْاَ الْعَرْشِ الْعَظِيْمِ ط



# ✪ પ્રકરણ–૧૮ ✪

## મૌતને યાદ કરી મરણ માટે તૈયાર રહેવું

(૧) હઝરત ઉમર (રદિ.) થી રિવાયત છે કે કોઈએ આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)થી પૂછયું કે કયો મુસલમાન અકલમંદ–બુદ્ધિશાળી છે ? તો આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું, 'જે મૌતને વધુ યાદ કરે અને મરવા પછી કામ આવે તેવા નેક કામો કરે તે અકલમંદ–બુદ્ધિશાળી છે.'

*(હદીસ, ઈમામ જલાલુદ્દીન સૂયૂતી (રહ.)ની કિતાબ ''નુરૂસ્સુદૂર ફી શર્હિલ કુબૂર'')*

(૨) હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે કે જનાબ નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે, ''એશ–આરામને ફના કરનારી મૌતને અને મઝાઓને નાશ કરનારી મૌતને ખૂબ યાદ કરો.''

*(તિરમિઝી શરીફ–ઈબ્ને હિબ્બાન)*

(૩) અલ્લાહના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)થી સહાબએ કિરામ (રદિ.)એ પૂછયું, યા રસૂલલ્લાહ ! (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) શહીદોની સાથે પણ કોઈને ઉઠાવવામાં આવશે ? તો આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું, 'હા, તે માણસ જે મૌતને દરરોજ ૨૫ (પચ્ચીસ) વખત યાદ કરે.' *(નુરૂસ્સુદૂર ફી શર્હિલ કુબૂર)*

**ફાયદો :** આલિમોએ ફરમાવ્યું કે જે માણસ મૌતને વધુ યાદ રાખશે તેને અલ્લાહ તઆલા ત્રણ કરામતો–નેઅમતો આપશે :

(૧) જલ્દી તૌબાની તૌફીક.

(૨) આત્મા (દિલ)નો સંતોષ અને

(૩) ઇબાદત–બંદગીમાં શાંતિ .

અને જે મૌતને ભૂલી જશે તેના પર ત્રણ આફતો ઉતરશે :

(૧) તૌબાની તૌફીક મળશે નહિ.

(૨) થોડી વસ્તુથી સંતોષ નહિ થાય અને

(૩) ઈબાદતમાં આળસ કરશે. *(નુરૂસ્સુદૂર ફી શર્હિલ કુબૂર)*

(૪) હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ (રદિ.)થી રિવાયત છે કે જનાબ નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ એક માણસને ઉદ્દેશીને ફરમાવ્યું, પાંચ વાતોને પાંચ વાતો પહેલાં ગનીમત માનો :

(૧) જવાનીને ઘડપણ પહેલાં.

(૨) તંદુરસ્તીને બીમારી પહેલાં.

(૩) દૌલતને ગરીબાઈ પહેલાં.

(૪) ફુરસદને કામ પહેલાં અને

(૫) જિંદગીને મૌત પહેલાં. *(હાકિમ)*

(૫) હઝરત અનસ (રદિ.)થી રિવાયત છે કે નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : મૌતને વધારે યાદ કર્યા કરો એટલા માટે કે એનાથી ગુનાહો સાફ થઈ જાય છે અને દુનિયાની ચાહના ઓછી થઈ જાય છે. જો તમે મૌતને તમારી માલદારીની હાલતમાં યાદ કરશો તો એ યાદ કરવું સુખ–શાંતિના નશાને ખતમ કરી નાખશે અને જો તમે મૌતને ગરીબાઈની હાલતમાં યાદ કરશો તો તમોને તમારી ગરીબાઈની વર્તમાન પરિસ્થિતિ પર સબ્ર કરનાર બનાવી દેશે.

*(નુરૂસ્સુદૂર–ફી શર્હિલ કુબૂર)*

(૬) હઝરત અબૂ દરદાઅ (રદિ.)થી રિવાયત છે કે જનાબ નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે જે માણસ મૌતને વધુ યાદ કરશે તે કોઈની પણ અદેખાઈ ન કરશે અને ખુશીઓ પણ ઓછી મનાવશે. *(હદીસ, નુરૂસ્સુદૂર–ફી શર્હિલ કુબૂર)*

**(૭) હઝરત સફિય્યહ (રદિ.)થી રિવાયત છે કે એક અવરત હઝરત આયશા (રદિ.) પાસે આવી અને પોતાના દિલની સખ્તાઈ (કઠોરતા)ની** ફરિયાદ કરી તા હઝરત આયશા (રદિ.)એ ફરમાવ્યું : મૌતને વધુ યાદ કર્યા કરો, એ તમારા દિલને નરમ બનાવી દેશે. *(નુરૂસ્સુદૂર–ફી શર્હિલ કુબૂર)*

(૮) હઝરત અનસ (રદિ.)થી રિવાયત છે કે જનાબ નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે, "કબ્રસ્તાનની ઝિયારત કર્યા કરો, કારણ કે એનાથી દિલ નરમ બને છે અને આંખોને આંસૂથી ભરી આપે છે અને આખિરતની યાદ અપાવે છે." *(નુરૂસ્સુદૂર–ફી શર્હિલ કુબૂર)*

(૯) હઝરત અબૂઝર (રદિ.)થી રિવાયત છે કે જનાબ નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે, "તમે કબરોની ઝિયારત કર્યા કરો, એનાથી અદેખાઈનો રોગ દૂર થઈ જશે અને મોટી શિખામણ–નસીહત મળશે અને જનાઝાની નમાઝ પઢયા કરો કે કદાચ એનાથી તમારા દિલ ઉપર કોઈ દુઃખ–દર્દનો અસર થાય અને પરેશાન થતાં વ્યાકુળ માણસ અલ્લાહના છાંયડામાં રહે છે અને દરેક ભલાઈને શોધે છે."

*(ઈમામ જલાલુદ્દીન સુયૂતી (રહ.)ની કિતાબ) (નુરૂસ્સુદૂર–ફી શર્હિલ કુબૂર)*

(૧૦) હઝરત અબૂ હુરયરહ (રદિ.) અને હઝરત અબૂ સઈદ (રદિ.)થી રિવાયત છે કે રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું :

"જે માણસ મૌતના સમયે **"લા ઈલા–હ ઈલ્લલ્લાહુ વલ્લાહુ અકબર વલા હવ્લ વલા કુવ્વ–ત ઈલ્લા બિલ્લાહિલ અલિય્યીલ અઝીમ."** પઢશે તો એ માણસને દોઝખ (જહન્નમ)ની આગ કદી પણ ન ખાશે–ન બાળશે.

*(નુરૂસ્સુદૂર–ફી શર્હિલ કુબૂર)*

(૧૧) હઝરત સઅદ બિન માલિક (રદિ.)થી રિવાયત છે કે જનાબ નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે, જેણે પોતાની મૌતની બીમારીમાં ૪૦ વખત **"લા ઈલા–હ ઈલ્લા અન્ત સુબ્હાન–ક ઈન્ની કુન્તુ મિનઝ્ ઝાલિમીન"** પઢયું અને તે એ જ બીમારીમાં મરણ પામશે તો એને શહીદનો સવાબ આપવામાં આવશે અને જો સારો થઈ જશે તો તમામ ગુનાહોથી પાક–સાફ થઈ સારો થશે. *(હાકિમ)*

(૧૨) હઝરત અલી (રદિ.)થી રિવાયત છે કે જનાબ નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે નીચેના શબ્દો જે માણસ મરતી વેળા પઢશે તો જન્નતમાં દાખલ થશે. તે શબ્દો આ રહ્યા;

**"લા ઈલા–હ ઈલ્લલ્લાહુલ હલીમુલ કરીમ."** ત્રણ વખત

**"અલ્હમ્દુલિલ્લાહિ રબ્બિલ આલમીન."** ત્રણ વખત અને **"તબારકલ્લઝી બિયદિહીલ મુલ્કુ વહુ–વ અલા કુલ્લિ શયઈન કદીર."**

*(નુરૂસ્સુદૂર ફી શર્હિલ કુબૂર)*

(૧૩) હઝરત ઉમર (રદિ.) થી રિવાયત છે કે રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું, "જે માણસ મસ્જિદમાં દીવો સળગાવશે (અજવાળાનો બંદોબસ્ત કરશે) તો અલ્લાહ તઆલા તે માણસની કબર નૂરવાળી બનાવી દેશે અને જે માણસ મસ્જિદને સુગંધિત કરશે (સુગંધ માટેની ખુશ્બૂની વ્યવસ્થા કરશે) તો હું એ માણસની કબર જન્નતની સુગંધથી સુગંધિત કરી આપીશ–ખુશ્બૂદાર કરી આપીશ."

*(નુરૂસ્સુદૂર ફી શર્હિલ કુબૂર)*

(૧૪) આલિમોએ ફરમાવ્યું છે કે ખરાબ મૌત થવાના ચાર (૪) કારણો છે :

(૧) નમાઝમાં આળસ કરવી.

(૨) દારૂ પીવું.

(૩) માં–બાપની નાફરમાની કરવી અને

(૪) મુસલમાનને તકલીફ આપવી.

અલ્લાહ તઆલા દરેક મુસલમાન મરદ અને અવરતને સારા કામો કરવાની તૌફીક અતા ફરમાવે, આમીન.

**ફાયદો :** બુઝુર્ગોએ લખ્યું છે કે પોતાના ઈમાન ઉપર સતત અલ્લાહ તઆલાનો આભાર માનતા રહેવું અને નમાઝને જમાઅતથી અદા કરવી એ બન્ને કામો કરવાથી ઈમાન ઉપર ખાતિમો–મૌત થાય છે.

*(નુરૂસ્સુદૂર ફી શર્હિલ કુબૂર)*

(૧૫) હઝરત હસન (રદિ.)થી રિવાયત છે કે કોઈએ રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)થી મૌતની તકલીફ વિષે પૂછયું તો આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું, "મૌતની ઘણી તકલીફો છે. એ પૈકી સૌથી નાની તકલીફ એક હઝાર (૧,૦૦૦) વાર તલવાર મારવા બરાબર છે." *(નુરૂસ્સુદૂર ફી શર્હિલ કુબૂર)*

(૧૬) રિવાયત છે કે જ્યારે હઝરત મૂસા (અલૈ.)ની રૂહ અલ્લાહ તઆલાની પાસે પહોંચી તો અલ્લાહ તઆલાએ પૂછયું કે તમોએ મૌતની તકલીફ કેવી જોઈ ? અરજ કરી કે મેં મારી જાતને એવી જોઈ, જેમ કે જીવતી ચકલીને તવા ઉપર શેકવામાં આવે કે ન તો તે મરણ પામે છે અને ન તો તેને આરામ મળે છે અને ન તો છૂટકારો મળે છે કે તે ઉડી જાય.

*(નુરૂસ્સુદૂર ફી શર્હિલ કુબૂર)*

(૧૭) હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે કે જનાબ નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે, ''મય્યિત ઉપર મૃત્યુ પછીનો પહેલો દિવસ અને પહેલી રાતથી પણ વધુ સખ્ત સમય આવે છે. તમે લોકો સદકો આપી પોતાની મય્યિતના ઉપર રહમ કરો.''

લોકોએ નમ્રતાથી પૂછયું કે ઓ અલ્લાહના રસૂલ ! (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) અમારી પાસે સદકો દેવા માટે કંઈ પણ ન હોય તો ?

આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું, ''બે રકાત નમાઝ એવી રીતે પઢો કે દરેક રકાતમાં **'સૂરએ ફાતિહા'** (અલ્હમ્દુ શરીફ) પછી **''આયતુલ કુર્સી''** એક વખત અને **''અલ્હાકુમુત્તકાસુર''**ની સૂરત એક વખત અને **''કુલ હુવલ્લાહુ અહદ''**ની સૂરત અગિયાર (૧૧) વખત પઢો.''

જ્યારે નમાઝ પઢી રહો તો ૭૦ વખત નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) પર દુરૂદ શરીફ પઢી એનો સવાબ મય્યિતને બખ્શી દો. તો અલ્લાહ તઆલા એ મય્યિતના તરફ ૭૦ (સિત્તેર) ફરિશ્તાઓ મોકલે છે. દરેક ફરિશ્તાની સાથે પોશાક અને જન્નતની સોગાત (ભેટ) હોય છે અને અલ્લાહ તઆલા તે મય્યિતની કબરને નૂરાની અને પહોળી કરે છે.

*(અહસનુલ મુબર્રાત હઝરત શૈખ અહમદ મક્કી (રહ.)ની કિતાબ)*

અલ્લાહ તઆલા દરેક મુસલમાન ભાઈ–બહેનને મૌતની સખ્તીથી બચાવે અને ખાતિમો ઈમાન ઉપર કલિમાની સાથે કરે, આમીન.

كُلُّ نَفْسٍ ذَآئِقَةُ الْمَوْتِ ط

وَاِنَّمَا تُوَفَّوْنَ اُجُوْرَكُمْ يَوْمَ الْقِيٰمَةِ ؕ فَمَنْ زُحْزِحَ عَنِ النَّارِ وَاُدْخِلَ الْجَنَّةَ فَقَدْ فَازَ ؕ وَمَا الْحَيٰوةُ الدُّنْيَآ اِلَّا مَتَاعُ الْغُرُوْرِ ﴿١٨٥﴾

(ال عمران۳:۱۸۵)

"દરેક જીવને મૌતની મજા ચાખવાની છે અને કિયામતના દિવસે તમને તમારા આ'માલનો સંપૂર્ણ બદલો આપવામાં આવશે. પછી જે કોઈ (તે દિવસે) દોઝખથી દૂર રખાયો અને જન્નતમાં દાખલ કરાયો તો તે કામિયાબ જ થઈ ગયો અને આ દુનિયાનું જીવન તો ધોકાની પૂંજી સિવાય કંઈ જ નથી."

*(સૂ. આલિ ઈમરાન : ૧૮૫)*

## એવા કામો જે મરણ પછી જન્નતમાં જલ્દી પહોંચાડે છે

હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)થી રિવાયત છે કે, નબી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું, 'જે કોઈ માણસ દરેક ફર્ઝ નમાઝ પછી 'આયતુલ કુરસી' પઢતો રહેશે તો અલ્લાહ તઆલા એને શુક્ર–આભાર માનવાવાળાઓનું દિલ આપશે અને સિદ્દીકો જેવો અમલ અને નબીઓના (જેવો સવાબ મળતો હતો તેવો) સવાબ આપશે અને પોતાની રહમત ઉતારશે અને જન્નતમાં દાખલ થવા માટે માત્ર મૌત જ એના આડે આવે છે. (એટલે આ બતાવેલા અમલો કરવાથી તરત જ જન્નતમાં દાખલ થઈ શકે છે, પરંતુ મૌત નથી, જેથી મૌત આવતાં જ જન્નતમાં દાખલ થશે.

હઝરત સલ્સાલ (રદિ.)થી રિવાયત છે કે, રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું, જે કોઈ માણસ દરેક ફર્ઝ નમાઝ પછી 'આયતુલ કુરસી' પઢશે તો એની અને જન્નતની વચમાં માત્ર મૌતનો જ પરદો છે (એટલે) જ્યારે મરણ પામશે તરત જન્નતમાં દાખલ થઈ જશે. આ જ પ્રમાણેની હદીસ હઝરત અલી (રદિ.)થી પણ રિવાયત છે અને 'નસાઇ', 'ઈબ્ને હિબ્બાન' 'દારે કુત્ની' અને 'ઈબ્ને મરવદીય્યહ' (રહ.)એ

પણ રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)થી આ જ પ્રમાણે રિવાયત કરી છે. (આ વિષયો તફસીરે દુર્રે મન્સૂરમાંથી લખવામાં આવેલા છે.)

## મૌત માટે કયો સમય સારો—ઉત્તમ છે

હઝરત ઈબ્ને મસ્ઉદ (રદિ.)થી રિવાયત છે કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું, 'જે માણસ રમઝાન શરીફના છેલ્લા દિવસોમાં મરણ પામશે તે જન્નતી થશે અને જે માણસ 'અરફહ' એટલે નવમી ઝિલહજ્જહના દિવસે મરણ પામશે તે જન્નતી છે અને જે માણસ સદકો આપી મરણ પામશે તે જન્નતી છે.'

*(ઈમામ જલાલુદ્દીન સૂયુતી (રહ.)ની કિતાબ 'નુરૂસ્સુદૂર ફી શર્હિલ કુબૂર'માંથી)*

હઝરત હુઝયફહ (રદિ.)થી રિવાયત છે કે, રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું, 'જે માણસ મરતી વખતે ઈખ્લાસથી—સાચા દિલથી 'લા ઈલા—હ ઈલ્લલ્લાહ' કહશે તે જન્નતી થશે અને જેણે અલ્લાહના માટે રોઝહ રાખ્યો અને મરણ પામ્યો (રોઝહની હાલતમાં) તો તે જન્નતી થશે; અને જે માણસ સાચા દિલથી 'સદકો' આપી મરણ પામ્યો તો તે જન્નતી થશે.'

હઝરત આઈશહ (રદિ.)થી રિવાયત છે કે, રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું, 'જે માણસે રોઝહ રાખ્યો અને એ જ હાલતમાં મરણ પામ્યો તો અલ્લાહ તઆલા એના માટે કિયામત સુધીના રોઝહનો સવાબ આપશે.'

હઝરત જાબિર (રદિ.)થી રિવાયત છે કે, આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું, 'જે માણસ જુમ્અહની રાત્રે અથવા જુમ્અહના દિવસે મરણ પામશે તો અલ્લાહ તઆલા તેને કબરના અઝાબથી છૂટકારો આપશે અને જ્યારે કિયામતના દિવસે તે 'મેહશર'ના મેદાનમાં આવશે તો એના શરીર પર શહીદોનો સિક્કો હશે.'

હઝરત અબૂ જઅફર (રદિ.)થી રિવાયત છે કે, જુમ્અહની રાત અને જુમ્અહનો દિવસ રોશન—નૂરાની છે. જે માણસ જુમ્અહની રાત્રે મરણ પામશે તે અઝાબથી બચેલો રહેશે અને જે માણસ જુમ્અહના દિવસે મરણ પામશે તે દોઝખથી બચેલો રહેશે. 

# ✪ પ્રકરણ–૧૯ ✪

## કબરની ઝિયારતનું વર્ણન

દર અઠવાડિયે કબરની ઝિયારત કરવી મુસ્તહબ છે. એ માટે જુમ્આ–શનિ–સોમવાર અને જુમેરાતનો દિવસ ઉત્તમ છે અને ૧૫મી શાબાનની રાત્રે અને ઝિલ્હજ્જના દસ (૧૦) દિવસોમાં–બંને ઈદો અને મુહર્રમના દસકામાં પણ કબરની ઝિયારત કરવી ઉત્તમ છે.

રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) દર વરસે મદીના શરીફથી ઉહુદના શહીદોની ઝિયારત માટે જતા હતા અને આપના પછી હઝરત અબૂબકર સિદ્દીક (રદિ.) અને હઝરત ઉમર (રદિ.) પણ જતા હતા.

જ્યારે કબરની ઝિયારતનો વિચાર કરે તો મુસ્તહબ છે કે પહેલાં બે રકાત નમાઝ પઢે. દરેક રકાતમાં **સૂરએ ફાતિહા** (અલ્હમ્દુ શરીફ) પછી એક વખત **આયતુલ કુર્સી** અને ત્રણ વખત **કુલ હુવલ્લાહની** સૂરત પઢે અને એ નમાઝનો સવાબ મય્યિતને બખ્શી દે તો અલ્લાહ તઆલા તે મય્યિતની કબરને નૂરાની બનાવે છે અને એ નમાઝ પઢનારને પણ ઘણો સવાબ મળે છે. પછી સીધો કબ્રસ્તાન જાય અને જોડા કાઢી નાખી કબરની સામે કિબ્લા તરફ પીઠ કરી ઊભો રહી નીચેની દુઆ પઢે :

اَلسَّلَامُ عَلَيْكُمْ يَا اَهْلَ
الْقُبُوْرِ يَغْفِرُ اللّٰهُ لَنَا وَلَكُمْ
اَنْتُمْ سَلَفُنَا وَنَحْنُ بِالْاَثَرِ ط

**“અસ્સલામુ અલયકુમ યા અહ્લલ્ કુબૂરિ યગ્ફિરૂલ્લાહુ લના વલકુમ અન્તુમ સલફુના વનહ્નુ બિલઅસરિ.”**

(અર્થ : હે કબરવાળાઓ ! તમારા પર સલામ હજો. અમને અને તમને અલ્લાહ તઆલા માફ ફરમાવે. તમે અમારાથી પહેલા ચાલ્યા ગયા. અમે તમારી પાછળ આવનાર છીએ.)

પછી જે કંઈ બને તે પઢી સવાબ પહોંચાડી દે.

હઝરત અબૂબકર ઈબ્ને સઈદ (રહ.) ફરમાવે છે કે, ‘મુસ્તહબ એ છે કે સૂરએ ઈખ્લાસ (કુલ હુવલ્લાહુ અહદની સૂરત) ૭ (સાત) વખત અથવા ૧૦ (દસ) વખત પઢીને મય્યિતને સવાબ પહોંચાડવામાં આવે. જો મય્યિત ગુનેહગાર છે તો એની બખ્શિશ થઈ જાય છે અને જો નેક છે તો પઢનારની બખ્શિશ થઈ જશે.

*(ઈમામ જલાલુદ્દીન સુયૂતી (રહ.)ની કિતાબ નુરૂસ્સુદૂર ફિ શર્હિલ કુબૂર)*



اَللّٰهُمَّ صَلِّ عَلٰى مُحَمَّدٍ وَّعَلٰٓى اٰلِ مُحَمَّدٍ كَمَا
صَلَّيْتَ عَلٰٓى اِبْرَاهِيْمَ وَعَلٰٓى اٰلِ اِبْرَاهِيْمَ اِنَّكَ
حَمِيْدٌ مَّجِيْدٌ ط اَللّٰهُمَّ بَارِكْ عَلٰى مُحَمَّدٍ
وَّعَلٰٓى اٰلِ مُحَمَّدٍ كَمَا بَارَكْتَ عَلٰٓى اِبْرَاهِيْمَ
وَعَلٰٓى اٰلِ اِبْرَاهِيْمَ اِنَّكَ حَمِيْدٌ مَّجِيْدٌ ط

# ✪ પ્રકરણ–૨૦ ✪

## ચાલીસ હદીસો :

હઝરત સલમાન ફારસી (રદિ.) ફરમાવે છે કે હુઝૂરે અકરમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)થી પૂછયું કે તે ચાલીસ હદીસો કઈ છે ? જેના વિશે આ ફરમાવ્યું છે કે જે કોઈ એને યાદ કરી લે તે માણસ જન્નતમાં દાખલ થશે. હુઝૂરે અકરમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો કે,

(૧) તું ઈમાન લાવે અલ્લાહ પર,

(૨) અને આખિરતના દિવસ પર,

(૩) અને ફરિશ્તાઓના વજૂદ પર,

(૪) અને બધી જ આસમાની કિતાબો પર (જેમાં મુખ્ય ચાર છે.)

(૫) અને તમામ અમ્બિયા (અલૈ.) પર,

(૬) અને મરવા પછી બીજી વખત જીવતા થવા પર,

(૭) અને સારી અને ખરાબ તકદીર પર કે જે ફકત અલ્લાહના તરફથી છે તેના પર,

(૮) અને ગવાહી આપે એ વાત પર કે અલ્લાહ સિવાય કોઈ મા'બૂદ (બંદગી)ને લાયક નથી અને મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) અલ્લાહના સાચા રસૂલ છે.

(૯) દરેક નમાઝ વખતે કામિલ (પરિપૂર્ણ) વુઝૂ કરીને નમાઝને અદા કરે,

(૧૦) ઝકાત અદા કરે,

(૧૧) રમઝાનુલ મુબારકના રોઝા રાખે,

(૧૨) અગર માલ હોય તો હજ કરે,

(૧૩) રોજની ૧૨ રકાત સુન્નતે મુઅક્કદહ અદા કરે,

(૧૪) વિત્ર નમાઝ કોઈ પણ રાતમાં ન છોડે.
(૧૫) અલ્લાહની સાથે કોઈ ચીઝને શરીક ન કરે.
(૧૬) મા–બાપની નાફરમાની ન કર.
(૧૭) ઝુલ્મથી યતીમનો માલ ન ખા.
(૧૮) શરાબ (દારૂ) ન પી.
(૧૯) ઝિના (વ્યભિચાર) ન કર.
(૨૦) જૂઠી કસમ ન ખા.
(૨૧) જૂઠી ગવાહી ન દે.
(૨૨) ખ્વાહિશાતે નફસાનિય્યહ પર અમલ ન કર.
(૨૩) મુસલમાનભાઈની ગીબત ન કર.
(૨૪) અને પાકદામન (અફીફહ) ઔરત–મર્દ પર તોહમત (આક્ષેપ) ન લગાડ.
(૨૫) પોતાના મુસલમાનભાઈથી કીના–કપટ ન રાખ.
(૨૬) લહ્વો–લઅબમાં મશગૂલ ન રહે.
(૨૭) તમાશાઓમાં શરીક ન થા.
(૨૮) કોઈને નાના કદને ઐબની નિય્યતથી ઠીંગડો ન કહે.
(૨૯) કોઈની મઝાક ન ઉડાડે.
(૩૦) મુસલમાનોની વચમાં ચુગલખોરી ન કરે.
(૩૧) અલ્લાહ જલ્લ શાનુહુની નેઅમતો પર તેનો શુક્ર કરે.
(૩૨) બલા અને મુસીબત પર સબર કરે.
(૩૩) અલ્લાહના અઝાબથી નિડર (બેખૌફ) ન થાય.
(૩૪) સગા–વહાલાઓથી સગાઈ ન તોડ. (કત્અ તઅલ્લુક) ન કરે.
(૩૫) પરંતુ એમની સાથે સિલારહમી કરે.
(૩૬) અલ્લાહની કોઈ મખ્લૂક પર લા'નત ન કરે.
(૩૭) સુબ્હાનલ્લાહ, અલ્લાહુ અકબર અને લા ઈલા–હ ઈલ્લલ્લાહનો અકસર વિર્દ રાખ્યા કરે.

(૩૮) જુમ્આ અને ઈદૈનમાં હાજરી ન છોડે.

(૩૯) અને એ વાતનું યકીન રાખે કે જે તકલીફ અને રાહત તને પહોંચે તે મુકદ્દરમાં હતી, જે દૂર થવાવાળી ન હતી અને જે કંઈ નથી પહોંચ્યું તે કોઈ પણ રીતે પહોંચવાવાળું ન હતું.

(૪૦) અને કલામુલ્લાહ (કુર્આન–શરીફ)ની તિલાવત કોઈ પણ હાલતમાં ન છોડ.

હઝરત સુલયમાન (રદિ.) કહે છે કે મેં હુઝૂરે અકરમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને પૂછયું ! જે કોઈ આ હદીસોને યાદ કરી લે એને શું સવાબ મળશે ? રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો કે અલ્લાહ તઆલા તે માણસનો હશર (ઉઠાવ) કિયામતના દિવસે અમ્બિયા અલયહિમુસ્સલામ અને ઉલમાએ કિરામના સાથે ફરમાવશે.

અલ્લાહ તઆલા આપણ બધાને એના પર અમલ કરવાની નેક તૌફીક અતા ફરમાવે, આમીન.

*(હજ–ઉમરહ ઔર સલામ દારુલ ઉલૂમ ભરૂચ–કંથારીઆ પ્રકાશનં. ૯૫)*

## દુરૂદે ઈબ્રાહીમ :

اَللّٰهُمَّ صَلِّ عَلٰى مُحَمَّدٍ وَّعَلٰٓى اٰلِ
مُحَمَّدٍ كَمَا صَلَّيْتَ عَلٰٓى اِبْرَاهِيْمَ
وَعَلٰٓى اٰلِ اِبْرَاهِيْمَ اِنَّكَ حَمِيْدٌ
مَّجِيْدٌ ط اَللّٰهُمَّ بَارِكْ عَلٰى
مُحَمَّدٍ وَّعَلٰٓى اٰلِ مُحَمَّدٍ كَمَا

بَارَكْتَ عَلٰٓى اِبْرَاهِيْمَ وَعَلٰٓى اٰلِ
اِبْرَاهِيْمَ اِنَّكَ حَمِيْدٌ مَّجِيْدٌ ط

હે અલ્લાહ તઆલા ! તું હઝરત મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) પર અને આપની અવલાદ પર રહમત નાઝિલ ફરમાવ, જેવી રીતે કે તેં હઝરત ઈબ્રાહીમ (અલૈ.) અને એમની અવલાદ પર રહમત નાઝિલ ફરમાવી હતી. બેશક, તું તારીફને લાયક અને બુઝુર્ગીવાળો છે. હે અલ્લાહ તઆલા ! તું હઝરત મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) અને આપની અવલાદ પર બરકત નાઝિલ ફરમાવ, જેવી રીતે કે, તેં હઝરત ઈબ્રાહીમ (અલૈ.) અને એમની અવલાદ પર બરકત નાઝિલ ફરમાવી હતી. બેશક, તું તારીફને લાયક અને બુઝુર્ગીવાળો છે.

سُبْحٰنَ رَبِّكَ رَبِّ الْعِزَّةِ عَمَّا يَصِفُوْنَ ﴿١٨٠﴾ج
وَسَلٰمٌ عَلَى الْمُرْسَلِيْنَ ﴿١٨١﴾ج وَالْحَمْدُ لِلّٰهِ رَبِّ
الْعٰلَمِيْنَ ﴿١٨٢﴾ (الصّٰٓفّٰت ٣٧:١٨٠-١٨٢)

આપનો પરવરદિગાર જે મહાન ઈઝઝતવાળો છે, તે એવી વાતોથી પવિત્ર છે જેને તેઓ (કાફિરો) બયાન કરે છે અને સર્વે રસૂલો પર સલામ છે અને સઘળા વખાણ અલ્લાહ તઆલાને જ માટે છે, જે તમામ જગતોનો પાલનહાર છે. *(સૂ. સાફ્ફાત, ૧૮૦ થી ૧૮૨)*



لَآ اِلٰهَ اِلَّا اللّٰهُ مُحَمَّدٌ رَّسُوْلُ اللّٰهِ ط

# ✪ પ્રકરણ–૨૧ ✪

## આખિરત બનાવવા માટેનો ટૂંકોટચ અને અણમોલ ખઝાનો

(૧) એક રિવાયતમાં આવ્યું છે કે રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે અર્શના ખાસ ખઝાનાઓમાંથી મને ચાર વસ્તુઓ મળી છે અને તે વસ્તુઓ તે ખઝાનાઓમાંથી બીજા કોઇને પણ મળી નથી :

(૧) સૂરએ ફાતિહા (અલ્હમ્દુ શરીફ)
(૨) આયતુલ કુર્સી
(૩) સૂરએ બકરહની છેલ્લી આયત અને
(૪) સૂરએ કવ્ષર *(ફઝાઇલે કુર્આન–ફઝાઇલે આ'માલ)*

(૨) હઝરત હસન બસરી (રહ.) હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)થી નકલ કરે છે કે જેણે સૂરએ ફાતિહા પઢી તેણે જાણે તવરાત, ઇન્જીલ, ઝબૂર અને કુર્આન શરીફને પઢયું. *(ફઝાઇલે કુર્આન–ફઝાઇલે આ'માલ)*

(૩) હઝરત ઉસ્માન (રદિ.)થી રિવાયત છે કે રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે જે માણસ સૂરએ આલિ ઇમરાનની અંતિમ (છેલ્લી) દસ (૧૦) આયતો (ઇન્ન ફી ખલ્કિસ્સમાવાતિ..... થી સૂરતના અંત સુધી) રાતે પઢી લેશે તો તેને રાતભર નમાઝ પઢવાનો સવાબ મળશે. *(મિશ્કાત શરીફ)*

**ખુલાસો :–** દસ આયતની તિલાવત (પઢવામાં) ફકત થોડીક જ મિનિટો લાગે છે. આખી રાત નમાઝ પઢવાનો સવાબ મળશે. આનાથી વધીને બીજી કઇ ફઝીલત હશે ! આ દસ આયતો સૂરએ આલિ ઇમરાનનો છેલ્લો રુકૂઅ છે.

અલ્લાહપાક આપણને બધાંને જ દરરોજ એની તિલાવત કરીને રાતભર નમાઝ પઢવાનો સવાબ મેળવવાની તૌફીક અને ખૂશનસીબી નસીબ ફરમાવે, (આમીન)

(૪) હઝરત અબૂ હુરયરહ (રદિ.)એ હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ

સલ્લમ)નો આ ઇરશાદ નકલ કર્યો છે કે કુર્આન શરીફમાં એક સૂરત ત્રીસ (૩૦) આયતોની છે, જે પોતાના પઢવાવાળાઓની શફાઅત કરતી રહે છે. એટલે સુધી કે તેની મગફિરત કરાવે. તે સૂરત સૂરએ તબારકલ્લઝી.......(૨૯મો સિપારો) છે.

*(ફઝાઈલે આ'માલ, અબૂ દાવૂદ, તિરમિઝી શરીફ)*

(૫) સૂરએ તબારકલ્લઝી વિશે પણ એક રિવાયતમાં હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નો ઇરશાદ છે કે મારું દિલ ચાહે છે કે આ સૂરત દરેક મુઅમિન (ઇમાનવાળા)ના દિલમાં હોય.

*(ફઝાઈલે કુર્આન–ફઝાઈલે આ'માલ)*

(૬) એક રિવાયતમાં છે કે જેણે અલિફ લામ મિમ સિજદહ (૨૧મો સિપારો) અને સૂરએ તબારકલ્લઝી....(૨૯મો સિપારો)ને મગરિબ અને ઇશાના દરમિયાન (વચ્ચે) પઢી તો જાણે તેણે લયલતુલ કદ્રમાં કિયામ કર્યો.

એક રિવાયતમાં છે કે જેણે આ બન્ને સૂરતોને પઢી તેના માટે ઇબાદતે લયલતુલ કદ્રની બરાબર સવાબ લખવામાં આવે છે.

*(કઝાફિલ મઝાહિર–ફઝાઈલે કુર્આન–ફઝાઈલે આ'માલ)*

**ખુલાસો** :– રમઝાનુલ મુબારકની રાતોમાંથી એક રાત શબે કદ્ર (લયલતુલ કદ્ર) કહેવાય છે, જે ઘણી જ બરકત અને ખૈર (ભલાઇ)ની રાત છે. કુર્આન શરીફમાં એ રાતને એક હઝાર (૧,૦૦૦) મહિનાઓથી પણ વધારે અફઝલ બતાવી છે. એક હઝાર મહિનાઓના ત્યાંસી (૮૩) વરસ અને ચાર (૪) મહિના થાય છે. ખૂશનસીબ છે તે માણસ જેને આ મુબારક રાતની ઇબાદત નસીબ થઇ જાય કે જે માણસ આ એક રાતને ઇબાદતમાં ગુઝારી દે તો જાણે તેણે ત્યાંસી (૮૩) વરસ અને ચાર (૪) મહિનાથી પણ વધારે ઝમાનાને ઇબાદતમાં ગુઝારી દીધા. આ મુબારક રાત એક હઝાર મહિનાઓથી પણ અફઝલ છે. (એટલા માટે કે આ રાતને ૧,૦૦૦ મહિનાઓથી પણ વધુ અફઝલ બતાવવામાં આવી છે.) ફક્ત અને ફક્ત અલ્લાહને જ ખબર છે.

ખુલાસો એ જ કે જે માણસે આ બન્ને મુબારક સૂરતોને પઢી તો તેના

નામ–એ–આ'માલમાં પણ લયલતુલ કદ્રમાં ઇબાદત કરવા બરાબર સવાબ લખવામાં આવશે, ઇન્શા અલ્લાહ.

અલ્લાહપાક આપણને બધાંને જ આ બન્ને સૂરતોને દરરોજ પઢવાની તૌફીક નસીબ ફરમાવે, આમીન.

(૭) હઝરત જાબિર (રદિ.) ફરમાવે છે કે રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) જ્યાં સુધી સૂરએ અલિફ–લામ–મિમ સિજદહ (૨૧મો સિપારો) અને સૂરએ તબારકલ્લઝી......(૨૯મો સિપારો) પઢી લેતા ન હતા, ત્યાં સુધી સૂતા ન હતા. *(તિરમિઝી શરીફ)*

(૮) એક હદીસમાં છે કે રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે જે માણસ વુઝૂ કરી લીધા પછી "સૂરએ ઇન્ના અન્ઝલના ફિ.....(૩૦મો સિપારો)ને પઢશે તો તે સિદ્દીકીનોમાંથી થશે."
*(કન્ઝુલ ઉમ્માલ, બેહિશ્તી ઝેવર, ભાગ–૧)*

(૯) હઝરત અબૂ હુરયરહ (રદિ.) બયાન કરે છે કે રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે જે માણસ કુર્આન શરીફની દસ (૧૦) આયતોની તિલાવત રાતના કરશે તો તેનું નામ ગાફિલીનમાં લખાશે નહિ. *(હાકિમ, ફઝાઇલે કુર્આન, ફઝાઇલે આ'માલ)*

**ખુલાસો** :– મારા ભાઇઓ ! દસ આયતોની તિલાવતમાં ફક્ત થોડીક જ મિનિટો લાગે છે. તમામ રાતની ગફલતથી નીકળી જાય છે. આનાથી વધીને બીજી શું ફઝીલત હોઇ શકે !

(૧૦) હઝરત અબૂ હુરયરહ (રદિ.) જનાબ રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)થી રિવાયત કરે છે કે, ''જે માણસ ફર્ઝ નમાઝોની સંભાળ રાખે છે ને તેમને વખત ઉપર પઢે છે તો તે માણસ ગાફિલોમાં લેખાશે નહિ. જેણે એક રાતમાં એક સો (૧૦૦) આયતોની તિલાવત કરી તે 'કાનિતીન'માં લખાશે. એટલે કે ઇબાદત કરનારાઓમાં તેનું નામ દાખલ કરવામાં આવશે.'' *(અબૂ ખુઝૈમા–હાકિમ–ફઝાઇલે આ'માલ)*

**ખુલાસો** :– કેટલો ખૂશનસીબ છે તે માણસ જેનું નામ ઇબાદત કરનારાઓના લિસ્ટમાં લખવામાં આવે. અલ્લાહપાક આપણને બધાંને જ

તેના પર સંપૂર્ણ અમલ કરવાની તૌફીક નસીબ ફરમાવે, આમીન.

(૧૧) અમ્ર ઇબ્ને મયમૂન (રહ.)એ ''શર્હે ઇહ્યા''માં નકલ કર્યું છે કે જે માણસ સવારની નમાઝ (ફજરની નમાઝ) પઢીને કુર્આન શરીફ ખોલે અને તેમાંથી એક સો (૧૦૦) આયતો જેટલું પઢે તો તે માણસ માટે તમામ અહલે દુન્યા (તમામ દુનિયાવાળાઓ જેટલો)નાં જેટલો સવાબ તેના માટે લખવામાં આવશે. *(ફઝાઇલે કુર્આન–ફઝાઇલે આ'માલ)*

(૧૨) હઝરત અબૂ ઉમામહ (રદિ.) રિવાયત કરે છે કે જનાબ રસૂલે અકરમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું, ''જે માણસ ઘરેથી વુઝૂ કરી ફર્ઝ નમાઝ પઢવા નીકળે છે, તેને એક હજ્જનો સવાબ મળે છે અને જે માણસ ચાશ્તની નમાઝ પઢવા નીકળે છે તેને એક ઉમરહનો સવાબ મળે છે. જે બે નમાઝોની વચ્ચે બેહુદી વાત ન કરાય તે 'ઇલ્લિય્યીન'માં લખાય છે.'' *(અબૂ દાવૂદ)*

(૧૩) હઝરત મુઆઝ બિન અનસ (રદિ.) બયાન કરે છે કે જનાબ રસૂલે અકરમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું, ''રમઝાનમાં રોઝા ઉપરાંત એક રોઝો રાખનારને તેજ ચાલના ઘોડાની એક સો (૧૦૦) વરસની મુસાફરીનાં પ્રમાણ જેટલો જહન્નમથી દૂર કરી દેવામાં આવે છે.'' *(અબૂ યઅ્લા)*

**ખુલાસો** :– મારા ભાઇઓ ! જ્યારે નફલ રોઝાનો આટલો મોટો અજર અલ્લાહપાક આપશે તો જે માણસ રમઝાનુલ મુબારકના ફર્ઝ રોઝા રાખશે તેને તો અલ્લાહપાક શું શું આપશે તે કોઇના ગુમાનમાં પણ નથી.

(૧૪) ઉમ્મુલ મુઅ્મિનીન હઝરત આઇશા (રદિ.) ફરમાવે છે કે જનાબ રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નું ફરમાન છે કે, ''અરફાના દિવસનો રોઝો એક હઝાર (૧૦૦૦) રોઝાની બરાબર છે.'' *(તબરાની, બયહકી)*

**ખુલાસો** :– મારા ભાઇઓ ! ઉપરની હદીસ નંબર–૧૩ના જણાવ્યા પ્રમાણે જ્યારે અલ્લાહનો કોઇ બંદો અથવા બંદી એક નફલ રોઝો અલ્લાહ માટે રાખે તો અલ્લાહપાક તેને જહન્નમથી તેજ ચાલના ઘોડાની ૧૦૦ (એક સો) વરસની મુસાફરીનાં પ્રમાણ જેટલો દૂર કરી દેશે તો

અરફાના દિવસનો રોઝો તો એક હજાર (૧,૦૦૦) રોઝાની બરાબર છે. તો હિસાબ લગાવો કે તે માણસને અલ્લાહપાક જહન્નમથી કેટલા હજાર વરસોની મુસાફરી જેટલો દૂર કરશે ? જેનો કોઇ હિસાબ જ નથી અને એ રોઝા રાખવા પર બીજા જે ઇનામો અને સવાબો આપશે તે તો અલગ. અલ્લાહપાક આપણા બધાં જ મુસલમાનોને એના ઉપર ચીવટાઇથી અમલ કરવાની તૌફીક અને જઝબો નસીબ ફરમાવે, આમીન.

(૧૫) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને અબ્બાસ (રદિ.)થી રિવાયત છે કે જનાબ રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું, ''મુહર્રમ મહિનામાં એક દિવસનો રોઝો એક મહિનાના રોઝાઓની બરાબર છે.'' *(તબરાની)*

(૧૬) હઝરત અનસ બિન માલિક (રદિ.)થી રિવાયત છે કે નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું, ''જેણે બુધ, જુમેરાત અને જુમ્આનો રોઝો રાખ્યો તેને જહન્નમથી આઝાદ કરી દેવામાં આવે છે ને એના માટે જન્નતમાં મોતી અને માણેકનો મહેલ બનાવી દેવામાં આવે છે.'' *(તબરાની)*

હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને ઉમર (રદિ.)ની રિવાયતોમાં એ શબ્દો છે કે ''જેણે બુધ, જુમેરાત અને જુમ્આનો રોઝો રાખ્યો અને જુમ્આના દિવસે સદકો પણ આપ્યો તો તેનાં સર્વે ગુનાહો માફ કરી દેવામાં આવે છે.''

(૧૭) હઝરત અબૂ હુરૈરહ (રદિ.) બયાન કરે છે કે જનાબ રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું, ''જે માણસે જુમ્આનો રોઝો રાખ્યો તો અલ્લાહ તઆલા તેને આ દુન્યાના દસ (૧૦) દિવસોની બરાબર સવાબ આપશે.'' *(બયહકી)*

આ દુન્યાના દસ (૧૦) દિવસોનો મતલબ એ છે કે અલ્લાહની નજીક તેમની જે સંખ્યા નક્કી છે એટલે કે દુનિયાના એક હજાર (૧૦૦૦) વર્ષની બરાબર છે. જુમ્આનો એક રોઝો જુમેરાત અથવા શનિવાર સાથે મેળવી દેવો જોઇએ. જનાબ રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફક્ત જુમ્આનો રોઝો રાખવાની મના કરી છે.

(૧૮) જે માણસે રમઝાનુલ મુબારકમાં પોતાના નફસને રોકયો–શરાબ

(દારૂ) ન પીધો, કોઇ ગુનાહનું કામ ન કર્યું, મુસલમાનની ઇઝઝત પાછળ ઝુબાન ન ચલાવી, બોહતાન (આક્ષેપ) ન લગાવ્યો તો અલ્લાહપાક દરેક રોઝાના બદલામાં જન્નતની એક સો (૧૦૦) હૂરો સાથે તેની શાદી કરાવશે. કેવી હૂરો ? જે માટીથી નથી બનેલી, પણ મુશ્ક, અંબર અને ઝાફરાનથી બનેલી છે, જેનાં અંદર આબે હયાતનું પાણી નાખવામાં આવ્યું, જેના ચહેરા પર અલ્લાહના નૂરની તજલ્લીઓ પડી, જે સૂરજની સામે આંગળી બતાવી આપે તો સૂરજ એના સામે ગુરૂબ થઇ જાય, અંધારામાં જેની કલાઇ આવી જાય તો અંધારું અજવાળામાં બદલાય જાય, જે મુશ્કનાં બગીચાઓમાં ઝાફરાનના ઘાસ પર ફરેલી છે. જેનું યાકૂત અને મરજાનનાં મહેલોમાં ઠેકાણું છે અને જેનું ખાવાનું માટીમાંથી બનેલું ખાવાનું નથી અને જેનાં અંદર જુવાનીની લહેર તસ્નીમનું પાણી પીને આવેલી છે. ખૂબસૂરત પણ, અખ્લાકવાળી પણ, હમઉમર, પોતાનાં પતિના ઇશ્કમાં ડુબેલી, જેને ન તો ઇન્સાને અડકી છે, ન તો જિન્નાતે અડકી છે. એવી એક સો (૧૦૦) હૂરો સાથે અલ્લાહપાક તે માણસની શાદી કરશે અને અલ્લાહપાક તે માણસ માટે એક મહેલ બનાવે છે, જેની એક ઈંટ સફેદ મોતીની, એક ઈંટ સુર્ખ યાકુતની અને એક ઈંટ સબ્ઝ ઝુમુર્રૂદની હશે.

એ એટલો મોટો મહેલ હશે કે અગર પૂરી દુનિયાને એ મહેલમાં મૂકવામાં આવે તો પૂરી દુનિયા એ મહેલમાં એવી નજર આવે જેવી રીતે કે એક બકરી દુન્યામાં ઊભેલી નજર આવે.

*(બયાન મૌલાના તારિક જમીલ સા. પાકિસ્તાની દા'વતો–તબ્લીગ જમાઅતનાં અગ્રણી આલિમ)*

**ખુલાસો :–** મારા ભાઇઓ ! જ્યારે પૂરી દુનિયાની આ મહેલમાં આ હૈસિયત છે જ્યારે રોઝા પર આ મળશે તો નમાઝ રોઝાથી અફઝલ છે. એના પઢવા પર અલ્લાહપાક શું શું આપશે ? અને જે માણસ પૂરા દીન પર અમલ કરશે તો તેનું તો પૂછો જ નહિ કે અલ્લાહપાક તેને શું શું આપશે ? કોઇના ગુમાનમાં પણ નથી, અલ્લાહપાક આપણ બધાંને તેના દીન ઉપર મુકમ્મલ અમલ કરવાની તૌફીક નસીબ ફરમાવે, આમીન.

(૧૯) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને અબ્બાસ (રદિ.)થી રિવાયત છે કે જનાબ નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે, ''જે માણસે અલ્લાહ તઆલાના માટે એક દિવસનો પણ 'એઅતિકાફ' કર્યો તો અલ્લાહ તઆલા તે માણસને જહન્નમની ત્રણ (૩) ખાઇઓ જેટલો દૂર કરી દેશે.'' (એક ખાઇનું અંતર આસમાન અને જમીનની વચ્ચેનાં અંતર કરતાં પણ વધુ હોય છે.) *(તબરાની)*

(૨૦) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને અબ્બાસ (રદિ.)થી રિવાયત છે કે જનાબ રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું, ''કોઇ મુસલમાન ભાઇની હાજત પૂરી કરવી અથવા તે માટે કોશિશ કરવી એ દસ (૧૦) વરસના 'એઅતિકાફ' કરતાં વધુ સવાબનું કામ છે.'' *(તબરાની)*

**ખુલાસો :–** મારા ભાઇઓ ! જ્યારે ઉપરની હદીસ (૧૯)માં જણાવ્યા મુજબ એક દિવસના એઅતિકાફનો આટલો મોટો અજર અને સવાબ છે તો કોઇ મુસલમાન ભાઇની કોઇ હાજત કે જરૂરત પૂરી કરવી અથવા તે માટે કોશિશ કરવી તે દસ (૧૦) વરસના એઅતિકાફથી પણ વધુ સવાબનું કામ છે. તો હિસાબ લગાવો કે તે માણસને અલ્લાહપાક જહન્નમથી કેટલા લાખો વરસ દૂર કરી દેશે ? વલ્લાહુ અઅ્લમ !

''પછી જે કોઇ કિયામતના દિવસે જહન્નમ (દોઝખ)થી દૂર રખાયો અને જન્નતમાં દાખલ કરાયો તો તે કામિયાબ જ થઇ ગયો અને આ દુનિયાનું જીવન તો ધોકાની પૂંજી સિવાય કંઇ જ નથી.'' *(સૂરએ આલિ ઇમરાન : ૧૮૫)*

(૨૧) હઝરત અબૂ હુરૈરહ (રદિ.) બયાન કરે છે કે જનાબ સરકારે દો આલમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું, ''જે માણસે કોઇ મુસલમાનની મુસીબત દૂર કરી તો તેને અલ્લાહ તઆલા કિયામતના દિવસે પુલસિરાત ઉપર એવું નૂર અતા કરશે કે જેનાં કિરણો વડે એટલા લોકો રોશની હાસિલ કરશે કે જેની ગણતરી ફક્ત અલ્લાહ તઆલા જ જાણે છે.'' *(તબરાની)*

## છ (૬) નેઅમતો

(૨૨) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને અબ્બાસ (રદિ.)થી રિવાયત છે કે હઝરત

ઉસ્માન ગની (રદિ.) હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની ખિદમતમાં હાજર થયા અને હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને અરજ કરી કે યા રસૂલલ્લાહ (સલ.) ! કુર્આને કરીમની આયત ''લહુ મકાલીદુસ્સમાવાતિ વલ અર્દિ'' (આકાશ અને પૃથ્વીની ચાવીઓ અલ્લાહ તઆલાના અંકુશમાં છે)થી શું મુરાદ છે ? આપે (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ઇરશાદ ફરમાવ્યો : (આકાશ અને જમીનની ચાવીઓથી) આ કલિમાત મુરાદ છે :

سُبْحَانَ اللّٰهِ وَالْحَمْدُ لِلّٰهِ وَلَآاِلٰهَ اِلَّااللّٰهُ وَاللّٰهُ اَكْبَرُ ط وَلَاحَوْلَ وَلَاقُوَّةَ اِلَّابِاللّٰهِ الْعَلِيِّ الْعَظِيْمِ ط اَلْاَوَّلُ وَالْاٰخِرُ وَالظَّاهِرُ وَالْبَاطِنُ بِيَدِهِ الْخَيْرُ يُحْيِيْ وَيُمِيْتُ وَهُوَعَلٰى كُلِّ شَيْءٍ قَدِيْرٌ ط

**સુબ્હાનલ્લાહિ, વલ્હમ્દુ લિલ્લાહિ, વલા ઇલા-હ ઇલ્લલ્લાહુ વલ્લાહુ અકબર, વલા હવ્લ વલા કુવ્વ-ત ઇલ્લા બિલ્લાહિલ્ અલિય્યિલ્ અઝીમ, અલ્અવ્વલુ વલ્આખિરુ, વઝ્ઝાહિરુ વલ્બાતિનુ, બિય-દિહિલ્ ખય્રુ, યુહ્યી વ યુમીતુ, વ હુ-વ અલા કુલ્લિ શય્ઇન્ કદીર.**

[**અર્થ** : અલ્લાહ તઆલાની ઝાત પાક છે અને સઘળાં વખાણ અલ્લાહ તઆલા માટે જ છે અને અલ્લાહ તઆલા સિવાય કોઇ મા'બૂદ નથી અને અલ્લાહ સૌથી મહાન છે અને નથી (કોઇને) કશી કુદરત અને નથી (કોઇને) કશી તાકત, પરંતુ અલ્લાહ તઆલાને જ, જે અતિ ઉચ્ચ અને મહાન છે. તે જ સૌથી પહેલો છે અને તે જ સૌથી છેલ્લો છે તથા તે જ જાહેર અને ગુપ્ત છે. તેના જ અંકુશમાં દરેક પ્રકારની ભલાઇ છે. તે જ જીવન અને મૃત્યુ અર્પણ કરે છે અને તે દરેક ચીજ કરવા શક્તિમાન છે.]

હે ઉસ્માન (રદિ.) ! જે માણસ આ કલિમાત સવાર—સાંજ દસ દસ વખત પઢશે તો અલ્લાહ તઆલા એને છ (૬) નેઅમતોથી નવાઝશે :

(૧) શયતાન અને એના લશ્કરથી એની હિફાઝત ફરમાવશે.

(૨) એને અજર—સવાબનો મોટો ઢગ અર્પણ કરાશે.

(૩) હૂરે ઇન (સુંદર આંખોવાળી હૂર) જોડે એના નિકાહ કરાશે.

(૪) એના ગુનાહ માફ કરી દેવામાં આવશે.

(૫) તે (જન્નતમાં) હઝરત ઇબ્રાહીમ (અલયહિસ્સલાતુ વસ્સલામ)ની સાથે હશે.

(૬) બાર ફરિશ્તા એની મૌત વખતે (એની પાસે) હાજર રહેશે અને તેને જન્નતની બશારત સંભળાવશે અને તેને કબરમાંથી આદર—ઇઝઝત અને સન્માન સાથે લઇ જશે. જો તે કિયામતના ભયાનક સંજોગોથી ગભરાશે તો ફરિશ્તા એને તસલ્લી આપશે અને કહેશે કે ગભરાવો નહિ, તમે કિયામતની ભયાનકતાઓથી અમન અને હિફાઝતમાં રહેવાવાળાઓમાં છો. પછી અલ્લાહ તઆલા એનાથી અત્યંત આસાન હિસાબ લેશે અને તેને જન્નતમાં લઇ જવાનો હુકમ આપશે. જેમ કે, ફરિશ્તાઓ એને મેદાને હશ્રમાંથી જન્નત તરફ એવા સન્માન, ઇઝઝત અને આદર સાથે લઇ જશે, જેવી રીતે દુલ્હન (નવોઢા)ને લઇ જવામાં આવે છે અને અલ્લાહ તઆલાના હુકમથી ફરિશ્તા એને જન્નતમાં દાખલ કરી દેશે, જ્યારે કે બીજા લોકો હિસાબ—કિતાબની વિકટ અને કપરી પરિસ્થિતિમાં સપડાયેલા હશે. *(રૂહુલ મઆની : ભા. ૨૪, પેજ—૨૨)*

## સિત્તેર વખત રહમતભરી નજરની નવાઝિશ

(૨૩) જે માણસ એકવાર સૂરએ ફાતિહા, એકવાર આયતુલ કુર્સી અને એકવાર નીચે દર્શાવેલી આયતો પાંચેવ નમાઝો પછી પઢશે તો જન્નત એનું ઠેકાણું બનશે અને તે હઝીરતુલ કુદસમાં રહેશે અને અલ્લાહ તઆલા દરરોજ એના તરફ સિત્તેર વખત નજરે રહમત (કૃપાભરી દૃષ્ટિ)થી નિહાળશે તથા એની સિત્તેર હાજતોને પૂરી ફરમાવશે અને એની મગફિરત ફરમાવશે : *(ઇબ્નુસ્સુન્ની)*

شَهِدَ اللّٰهُ اَنَّهٗ لَآ اِلٰهَ اِلَّا هُوَ ۙ وَالْمَلٰٓئِكَةُ وَاُولُوا الْعِلْمِ
قَآئِمًا بِالْقِسْطِ ؕ لَآ اِلٰهَ اِلَّا هُوَ الْعَزِيْزُ الْحَكِيْمُ ؕ ﴿۱۸﴾
اِنَّ الدِّيْنَ عِنْدَ اللّٰهِ الْاِسْلَامُ ۟ قف وَمَا اخْتَلَفَ
الَّذِيْنَ اُوْتُوا الْكِتٰبَ اِلَّا مِنْۢ بَعْدِ مَا جَآءَهُمُ
الْعِلْمُ بَغْيًاۢ بَيْنَهُمْ ؕ وَمَنْ يَّكْفُرْ بِاٰيٰتِ اللّٰهِ فَاِنَّ
اللّٰهَ سَرِيْعُ الْحِسَابِ ﴿۱۹﴾ قُلِ اللّٰهُمَّ مٰلِكَ الْمُلْكِ
تُؤْتِي الْمُلْكَ مَنْ تَشَآءُ وَتَنْزِعُ الْمُلْكَ مِمَّنْ
تَشَآءُ ۫ وَتُعِزُّ مَنْ تَشَآءُ وَتُذِلُّ مَنْ تَشَآءُ ؕ
بِيَدِكَ الْخَيْرُ ؕ اِنَّكَ عَلٰى كُلِّ شَيْءٍ قَدِيْرٌ ﴿۲۶﴾

**શહીદલ્લાહુ અન્નહુ લા ઇલા-હ ઇલ્લા હુ-વ વલ મલાઇકતુ વ ઉલૂલ ઇલ્મિ કાઇમમ્ બિલ્કિસ્તી, લા ઇલા-હ ઇલ્લા હુવલ્ અઝીઝુલ્ હકીમ. ઇન્નદ્દી-ન ઇન્દલ્લાહિલ્ ઇસ્લામ. વ મખ્તલફલ્લઝી-ન ઉતુલ કિતા-બ ઇલ્લા મિમ્ બઅ્દિ મા જા અહુમુલ ઇલ્મુ બગ્યમ્ બય્નહુમ. વમંય્ યક્ફુર્ બિ આયાતિલ્લાહિ ફ ઇન્નલ્લા-હ શરીઉલ હિસાબ. કુલિલ્લાહુમ્મ માલિકલ્મુલ્કી તુઅ્તિલ્મુલ્ક મન તશા-ઉ વતન્ઝીઉલ મુલ્ક મિમ્મન તશાઉ વ તુઇઝ્ઝુ મન તશા-ઉ વ તુઝિલ્લુ મન તશા-ઉ બિયદિકલ ખય્ર, ઇન્ન-ક અલા કુલ્લિ શય્ઇન કદીર.**

## હિફાઝતનો ખાસ અમલ

(૨૪) નીચે દર્શાવેલાં કલિમાત સવાર—સાંજ એક એક વાર પઢી લેવામાં આવે તો જિન્નાત અને ઇન્સાનથી હિફાઝત થાય છે :

اَعُوْذُ بِكَلِمَاتِ اللّٰهِ التَّآمَّةِ مِنْ غَضَبِهٖ وَعِقَابِهٖ وَشَرِّ عِبَادِهٖ وَمِنْ هَمَزَاتِ الشَّيَاطِيْنِ وَاَعُوْذُ بِكَ رَبِّ اَنْ يَّحْضُرُوْنِ ط

**અઊઝુ બિકલિમાતિલ્લાહિત્તામ્મતિ મિન્ ગ-દબિહી વ ઇકાબિહી વ શર્રિ ઇબાદિહી વ મિન હ-મઝાતિશ્શયાતીનિ વ અઊઝુ બિ-ક રબ્બિ અંય્યહ્ઝુરૂન.**

[**અર્થ :** અલ્લાહ તઆલાના સઘળાં કલિમાતના વાસ્તાથી હું તેના ક્રોધકોપથી અને તેના અઝાબથી અને તેના બંદાઓની બુરાઇથી અને શયતાનોના વસવસાઓથી અને મારી પાસે તેમના (શયતાનોના) હાજર થવાથી પનાહ માગું છું.] *(હિસ્ન)*

## જાનમાલ અને પરિવારની હિફાઝત માટેનો અમલ

(૨૫) એક સહાબી (રદિ.)એ અરજ કરી : યા રસૂલલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ! મને પોતાની જાન, પોતાની અવલાદ, પોતાના પરિવારજનો અને પોતાના માલ વિશે (સદા) ભય રહ્યા કરે છે. આપે ઇરશાદ ફરમાવ્યો : સવાર—સાંજ આ દુઆ પઢી લો :

بِسْمِ اللّٰهِ عَلٰى دِيْنِىْ وَنَفْسِىْ وَوَلَدِىْ وَاَهْلِىْ وَمَالِىْ ط

**બિસ્મિલ્લાહિ અલા દીની વ નફ્સી વ વ-લદી વ અહ્લી વ માલી.**

[**અર્થ :** અલ્લાહ તઆલાના નામની બરકત થાય મારા દીનધર્મ, મારી જાન, મારી અવલાદ, મારા પરિવારજન અને મારા માલ પર.]

થોડાં દિવસ પછી આ સહાબી આવ્યા તો આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ પૂછયું : હવે શું હાલ છે ? અરજ કરી : કસમ છે તે ઝાતની, જેણે આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને સત્યની સાથે નબી બનાવીને મોકલ્યા છે, મારો બધો જ ખૌફ દૂર થઇ ગયો છે. *(કન્ઝુલ ઉમ્માલ : ૨/૨૩૬)*

## (૨૬) દસ હજારવાર દુરૂદ પઢવા બરાબર

اَللّٰهُمَّ صَلِّ عَلٰى مُحَمَّدٍ اَفْضَلَ صَلَوَاتِكَ ط

**અલ્લાહુમ્મ સલ્લિ અલા મુહમ્મદિન્ અફ્ઝ-લ સ-લવાતિ-ક.**

**ફઝીલત :** આ દુરૂદ શરીફ વિશે મન્કૂલ છે કે આ દસ હજારવાર દુરૂદ શરીફ પઢવા બરાબર છે. *(ઝરીઅતુલ્ વુસૂલ ઇલા જનાબિર્રસૂલ–૧૫૦)*

(૨૭) હઝરત અબૂ હુરૈરહ (રદિ.) પણ જનાબ રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)થી રિવાયત કરે છે કે એમણે ફરમાવ્યું કે, ''મુસલમાનનો સૌથી સારો સદકો એ છે કે પોતે ઇલ્મ શીખે અને પોતાના મુસલમાન ભાઇને શીખવાડે.'' *(ઇબ્ને માજહ)*

(૨૮) હઝરત અબૂ ઉમામહ (રદિ.) બયાન કરે છે કે જનાબ રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું; ''જે માણસે ઇશાની નમાઝ જમાઅત સાથે પઢી તેણે શબે કદ્રમાં જાગવાની ફઝીલત હાસિલ કરી લીધી.'' *(તબરાની)*

(૨૯) હઝરત અબૂ ઉમામહ (રદિ.)થી રિવાયત છે કે જનાબ રસૂલે

અકરમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું; ''જે માણસ સવારના વખતે પોતાના ઘરેથી વુઝૂ કરી મસ્જિદમાં આવે અને બે રકાત સુન્નતે ફજર પઢી બેસી રહે ને અંતે સવારની નમાઝ પઢે તો તે માણસની નમાઝ 'અબરાર'ની નમાઝોમાં લખાશે, અને એ માણસ 'રહમાન'ના ટોળામાં લખાશે.'' *(તબરાની)*

(૩૦) ઉમ્મુલ મુઅમિનીન હઝરત આઇશા સિદ્દીકહ (રદિ.) બયાન કરે છે કે જનાબ નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું; ''જે મુસલમાન સફ વચ્ચેના ગાળાને પૂરે છે તો અલ્લાહ તેનો એક દરજ્જો ઊંચો કરે છે અને તેનું ઘર જન્નતમાં બનાવે છે.'' *(તબરાની)*

(૩૧) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને અબ્બાસ (રદિ.) બયાન કરે છે કે જનાબ હુઝૂરે અકરમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું; ''જે માણસ પોતાના મુસલમાન ભાઇને દુઃખ પહોંચવાના ડરે પહેલી સફના બદલે બીજી સફમાં ઊભો થઇ જશે, તો અલ્લાહ તઆલા એ માણસને પહેલી સફવાળા કરતાં બમણો સવાબ આપશે.'' *(તબરાની)*

(૩૨) હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર (રદિ.) રિવાયત કરે છે કે જનાબ નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું; ''ચાર વાત જો ઇન્સાનમાં મૌજુદ હોય તો ફરી એના માટે કોઇ અંદેશો નથી, પછી ભલે એની દુનિયા કેટલીયે ખુંટી પડે : (૧) અમાનત, (૨) સાચું બોલવું, (૩) સારી આદતો અને (૪) કમાઇમાં હરામ અને શકમંદ બાબતોની સંભાળ રાખવી.'' *(અહમદ)*

એટલે કે એ ચાર બાબતો કોઇ ધરાવતો હોય ને તેની પાસે જો વધુ અમલ ન હોય તો પણ કંઇ વાંધો નથી, નજાત માટે એ ચાર વાતો પૂરતી છે.

(૩૩) હઝરત સઅદ બિન અબી વક્કાસ (રદિ.)એ અરજ કરી કે યા રસૂલલ્લાહ ! (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) મારા માટે દુઆ કરો કે અલ્લાહ તઆલા મને **''મુસ્તજાબુદ્ દઅ્વાત''** (જેની દુઆ કબૂલ થઇ જાય છે) બનાવે. જનાબ રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું; ''તમે તમારી કમાણીની હલાલ રોઝી ખાયા કરો, અલ્લાહ

તઆલા તમને એવો બનાવી દેશે.'' *(તબરાની)*

મતલબ એ છે કે હરામ રોઝી અને હરામની કમાણીને દુઆ મંઝૂર ન થવામાં–દુઆ કબૂલ ન થવામાં એટલું ચલણ છે, જેટલું હલાલ રોઝીને દુઆની કબૂલ થવામાં ચલણ છે.

(૩૪) હઝરત અબૂ હુરયરહ (રદિ.) રિવાયત કરે છે કે જનાબ રસૂલે અકરમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું, ''પૂરા ઇમાનદાર તે લોકો છે જેમનાં ગુણો સારાં છે. ખરેખર, સદ્‌ગુણી તે લોકો છે જેમનાં સંબંધો પોતાની પત્નીઓ સાથે સારાં છે.'' *(તિરમિઝી)*

એટલે, સૌથી સારાં તે લોકો છે જેમની રીતભાત ઘરવાળાઓથી સારી હોય છે.

(૩૫) હઝરત અબૂ હુરયરહ (રદિ.) ફરમાવે છે કે જનાબ સરકારે દો આલમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નો હુકમ છે, ''જે માણસમાં ત્રણ વાતો હશે તેનો ફક્ત હિસાબ જ આસાન થશે એટલું જ નહિ, બલકે તેને જન્નતમાં પણ દાખલ કરવામાં આવશે : (૧) ન દેનારને આપવું. (૨) સંબંધ–સહકાર છોડી દેનારથી મળવું અને (૩) ઝાલિમને માફ કરી દેવું. જ્યારે એ કામ કરશે તો તે જન્નતમાં જશે.'' *(બઝ્ઝાઝ, હાકિમ)*

اِنَّ مِنْ اَحَبِّكُمْ اِلَىَّ اَحْسَنُكُمْ اَخْلَاقًا۔

(૩૬) તમારા પૈકી મારા નજીક તે માણસ સૌથી વધુ મહબૂબ છે, જે તમારામાં સૌથી વધુ ચારિત્ર્યવાન (ખલીક) છે. *(બુખારી–મુસ્લિમ)*

اَلْمُسْلِمُ مَنْ سَلِمَ الْمُسْلِمُوْنَ
مِنْ لِّسَانِهٖ وَيَدِهٖ۔

(૩૭) મુસલમાન તો તે જ છે, જેની જીભ અને હાથની તકલીફથી મુસલમાન સુરક્ષિત (મહફૂઝ) રહે છે. *(બુખારી–મુસ્લિમ)*

مَنْ سَتَرَ مُسْلِمًا سَتَرَهُ اللّٰهُ
يَوْمَ الْقِيٰمَةِ ط

(૩૮) જે કોઈ મુસલમાન ભાઈની ઐબ છુપાવશે તો અલ્લાહ તઆલા કિયામતના દિવસે એની ઐબ છુપાવશે. (બુખારી–મુસ્લિમ)

اَلدُّنْيَا سِجْنُ الْمُؤْمِنِ وَجَنَّةُ الْكَافِرِ ط

(૩૯) દુનિયા મુસલમાન માટે કેદખાનું અને કાફિર માટે જન્નત છે. (બુખારી–મુસ્લિમ)

كُنْ فِى الدُّنْيَا كَاَنَّكَ غَرِيْبٌ
اَوْ عَابِرُ سَبِيْلٍ ط

(૪૦) દુનિયામાં એવી રીતે રહો, જેવી રીતે કોઇ મુસાફિર યા રહગુઝર (વટેમાર્ગુ) રહે છે. (બુખારી)

اَحَبُّ الْاَعْمَالِ اِلَى اللّٰهِ اَدْوَمُهَا وَاِنْ قَلَّ ط

(૪૧) અલ્લાહ તઆલાની નજીક સૌ અમલોમાં તે અમલ વધુ પસંદિત છે, જે હંમેશા કરાતો હોય, ભલે, થોડો હોય. (બુખારી–મુસ્લિમ)

(૪૨) એક હદીસમાં આવ્યું છે કે જે માણસ

سُبْحَانَ اللّٰهِ وَبِحَمْدِهٖ سُبْحَانَ اللّٰهِ الْعَظِيْمِ ط

**સુબ્હાનલ્લાહિ વ બિહમ્દિહી સુબ્હાનલ્લાહિલ અઝીમ.**

સાત (૭) વખત પઢશે તો તે માણસ માટે જન્નતમાં એક ગુમ્બદ (મિનારો) તા'મીર (તૈયાર) થઇ જાય છે.

[મશહૂર મુહદ્દિસ હાફિઝ ઇબ્ને કય્યિમ (રહ.)ની કિતાબ "અલ્ વાબિલુસ્સય્યિબુ" ફઝાઇલે ઝિક્ર, ફઝાઇલે આ'માલ]

(૪૩) હઝરત તમીમે દારી (રહ.)થી રિવાયત છે કે હુઝૂર નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : જે માણસ આ (નીચે દર્શાવેલાં) કલિમાતને દસ વાર પઢશે તો એના માટે ૪ કરોડ નેકીઓ લખવામાં આવશે :

اَشْهَدُ اَنْ لَّآاِلٰهَ اِلَّااللّٰهُ وَحْدَهٗ
لَاشَرِيْكَ لَهٗ اِلٰهًا وَّاحِدًا اَحَدًا
صَمَدًا لَمْ يَتَّخِذْ صَاحِبَةً وَّلَاوَلَدًا
وَلَمْ يَكُنْ لَّهٗ كُفُوًا اَحَدٌ ط

**અશહદુ અલ્લા ઇલા-હ ઇલ્લલ્લાહુ વહ્દહુ, લા શરી-ક લહૂ, ઇલાહંવ્ વાહિદન્ અ-હ-દન્ સ-મ-દન્ લમ્ યત્તખિઝ્ સાહિબતંવ્ વલા વ-લદંવ્ વ લમ્ યકુલ્લહૂ કુફુવન્ અહદ.**

(મુસ્નદે અહમદ, તિરમિઝી, અલ્લામહ સિયૂતી રહ. કૃત જામિઉલ અહાદીષ : ભાગ–૭, પેજ–૭૦)

(૪૪) દરરોજ સત્તાવીસ વખત :

رَبَّنَا اغْفِرْلِىْ وَلِوَالِدَىَّ وَلِلْمُؤْمِنِيْنَ يَوْمَ
يَقُوْمُ الْحِسَابِ ط

**રબ્બનગ્ફિર લી વ લિવાલિદય્ય વ લિલ્ મુઅમિની-ન યવ્મ યકૂમુલ હિસાબ.**

**અર્થ :** *હે મારા પરવરદિગાર ! તું મારી, મારા માં–બાપની અને તમામ મુઅમિનોની મગફિરત ફરમાવ.*

**મહાન ફઝીલત :** આ દુઆને દરરોજ સત્તાવીસ વખત પઢવાથી અલ્લાહ તઆલા હઝરત આદમ (અલૈ.)થી લઇને કિયામત સુધીના મુસલમાનોની ગણતરી બરાબર સવાબ અર્પણ કરશે.

*(આખિરતનું ભાથું, પ્રકાશન નં. ૫૪, પેજ નં. ૧૧, દારુલ ઉલૂમ ભરૂચ–કંથારીઆ)*

(૪૫) لَآاِلٰهَ اِلَّااللّٰهُ وَحْدَهٗ لَاشَرِيْكَ لَهٗ لَهُ الْمُلْكُ وَلَهُ الْحَمْدُ يُحْيِيْ وَيُمِيْتُ بِيَدِهِ الْخَيْرُ وَهُوَعَلٰى كُلِّ شَيْءٍ قَدِيْرٌ

**લા ઇલા-હ ઇલ્લલ્લાહુ વહ્દહૂ લા શરી-ક લહૂ, લહુલ્ મુલ્કુ વ લહુલ્ હમ્દુ યુહ્યી વ યુમીતુ બિયદિહિલ્ ખયરુ વ હુ-વ અલા કુલ્લિ શયઇન કદીર.**

**મહાન ફઝીલત :** જે માણસ ફર્ઝ નમાઝ પછી ચોથો કલિમો ત્રણ વાર પઢશે તો એને પ્રત્યેક રકા'ત પર એંસી (૮૦) વર્ષની ઇબાદતનો સવાબ મળશે અને જે એને પથારી પર પઢશે તો એ એના તમામ ગુનાહોનો કફફારો (પ્રાયશ્ચિત્ત) થઇ જશે અને સવારે ઊઠીને પઢશે તો સિત્તેર (૭૦) વર્ષની ઇબાદતનો સવાબ મળશે.

*(આખિરતનું ભાથું, પ્રકાશન નં. ૫૪, પેજ નં. ૧૮, દારુલ ઉલૂમ ભરૂચ–કંથારીઆ)*

(૪૬) એમ તો શુક્ર કરવા માટે કોઇ શબ્દ નિયુક્ત નથી. દરેક ઇન્સાન પોતાની ભાષામાં પણ શુક્ર અદા કરી શકે છે; પરંતુ હુઝૂર નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ શુક્ર અદા કરવા માટે એવા જામિઅ (સર્વગ્રાહી) શબ્દો પણ શીખવ્યા છે, જેનાથી એકવારમાં જ હજારો વાર શુક્ર અદા કરવાનો ફાયદો હાસિલ થઇ શકે છે. તે શબ્દો આ પ્રમાણે છે :

اَللّٰهُمَّ لَكَ الْحَمْدُ حَمْدًا دَائِمًا مَّعَ
دَوَامِكَ وَلَكَ الْحَمْدُ حَمْدًا خَالِدًا
مَعَ خُلُوْدِكَ وَلَكَ الْحَمْدُ حَمْدًا
لَامُنْتَهٰى لَهٗ دُوْنَ مَشِيَّتِكَ وَلَكَ
الْحَمْدُ حَمْدًا لَا يُرِيْدُ قَائِلُهٗ اِلَّا
رِضَاكَ وَلَكَ الْحَمْدُ حَمْدًا عِنْدَ
طَرْفَةِ كُلِّ عَيْنٍ وَّتَنَفُّسِ كُلِّ نَفْسٍ ط

**અલ્લાહુમ્મ લકલ્ હમ્દુ હમ્દન્ દાઇમમ્ મ-અ દવામિ-ક વ લકલ્ હમ્દુ હમ્દન્ ખાલિદન્ મ-અ ખુલૂદિ-ક વ લકલ્ હમ્દુ હમ્દન્ લા મુન્તહા લહૂ દૂ-ન મશિય્યતિ-ક વ લકલ્ હમ્દુ હમ્દન્ લા-યુરીદુ કાઇલુહૂ ઇલ્લા રિઝા-ક વ લકલ્ હમ્દુ હમ્દન્ ઇન્દ તર્ફતિ કુલ્લિ અય્નિંવ્ વ તનફ્ફુસિ કુલ્લિ નફ્સિન્.**

[અર્થ : હે અલ્લાહ ! તારો શુક્ર છે, એવો શુક્ર જે તારા કાયમી—દાયમી વજૂદની સાથે કાયમ—દાયમ (રહેનારો) હોય. તારો શુક્ર છે, એવો શુક્ર જે તારા હંમેશા રહેવાની સાથે હંમેશા રહે અને તારો શુક્ર છે, એવો શુક્ર જેનો તારી મશિય્યત સિવાય કોઇ અંત નથી અને તારો શુક્ર છે, એવો શુક્ર જેને કહેવાવાળો તારી રઝામંદી સિવાય બીજું કંઇ ચાહતો નથી અને તારો શુક્ર છે, આંખના દરેક પલકારા પર અને હૃદયના દરેક શ્વાસ પર.]

*(''આસાન નેકિયાં'' પા. નં. ૪૦/૪૧, પ્રકાશન નં. ૧૯૯, દા.ઉ. ભરૂચ, કંથારીઆ)*



# કોઈ મુસલમાનને મદદ કરવી

(૪૭) કોઇ મુસલમાનનું કોઇ જરૂરી કામ કરી દેવું અથવા એના કોઇ કામમાં મદદ કરવી અથવા એની કોઇ પરેશાની દૂર કરી દેવી પણ એવો અમલ છે જેના પર હુઝૂર નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ખૂબ અજર–સવાબના વાયદા ફરમાવ્યા છે.

હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને ઉમર (રદિ.) ફરમાવે છે કે હુઝૂર નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઇરશાદ ફરમાવ્યો :

*''જે માણસ પોતાના કોઇ ભાઇના કામમાં લાગેલો હોય તો અલ્લાહ તઆલા એના કામમાં લાગી જાય છે અને જે માણસ કોઇ મુસલમાન ભાઇની કશી પરેશાની કે મૂંઝવણ દૂર કરે તો અલ્લાહ તઆલા એના બદલામાં એનાથી કિયામતની પરેશાનીઓમાંથી કોઇ પરેશાની દૂર ફરમાવી દે છે.''*

*(અબૂ દાવૂદ)*

કોઇ માણસને રસ્તો બતાવી દેવો, કોઇનો સામાન ઉઠાવવામાં એની મદદ કરી દેવી–સારાંશ કે ખિદમતે ખલ્કનાં તમામ કાર્યો આ હદીસની ફઝીલતમાં સમાવિષ્ટ છે. જે લોકો બીજાઓને ખપ લાગે છે, અલ્લાહ તઆલાની નજીક તેઓ ઘણા ફઝીલતવંત લોકો છે. હદીસ શરીફમાં છે કે :

*''લોકોમાં બેહતરીન માણસ તે છે, જે લોકોને ફાયદો પહોંચાડે છે.''*

એટલા માટે જ ખિદમતે ખલ્ક યા લોકસેવાનું નાનું–મોટું દરેક કામ કરવાની તક શોધવી જોઇએ. એનાથી ઇન્સાનની નેકીઓમાં ઘણો વધારો થાય છે. એ જ પ્રમાણે જો કોઇ વ્યક્તિ પર ઝુલ્મ થઇ રહ્યો હોય તો એને ઝુલ્મથી બચાવવાની સંભવિત કોશિશ કરવી દરેક મુસલમાનના શિરે ફર્ઝ છે.

એક હદીસમાં હુઝૂર નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નો ઇરશાદ છે કે, ''મુસલમાન, મુસલમાનનો ભાઇ છે. તે ન તો એને નિઃસહાય છોડે છે અને ન તો એનાથી જૂઠ બોલે છે, ન તો એનાથી વા'દા ખિલાફી યા વચનભંગ કરે છે અને ન તો એના પર ઝુલ્મ કરે છે.'' *(તિરમિઝી, અલ્ બિર્ર વ સ્સિલહ)*

(૪૮) દરેક મુસલમાનના દિલમાં અલ્લાહ તઆલાનું નૂર મવજૂદ છે, જે દરેક હાલતમાં ઇઝઝત અને ઈહતિરામને પાત્ર છે, જેથી કોઇ મુસલમાનને તકલીફ ન પહોંચાડે, બલકે રાહત પહોંચાડવાની ફિકર કરે. હુઝૂર નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નો ઇરશાદ છે કે જેણે કોઇ પરેશાનહાલ માણસની મદદ કરી તો એના માટે અલ્લાહ તઆલા તોત્તેર (૭૩) મગફિરતો લખી આપશે, એમાંથી એક મગફિરત દ્વારા એનાં સઘળાં કાર્યો બની જશે અને બોત્તેર (૭૨) મગફિરતો કિયામતના દિવસે એના દરજાત બલંદ કરવા માટે હશે.... સૌના હક્કો અદા કરે. અખ્લાક બેહતર બનાવે. હસદ, કીના—કપટ, અદાવત, ગીબત, જૂઠ અને ટીકા—ટીપ્પણ, ફસાદ—ટંટાથી સખત પરહેઝ કરે.

*("ખઝીનએ આખિરત", પ્રકાશન નં. ૧૯૩, દા.ઉ. ભરૂચ—કંથારીઆ)*

## સદકાત, ખચરાત કરવું અને માલની પૂરેપૂરી ઝકાત અદા કરવી

(૪૯) સદકો આપનારના માટે કુર્આન શરીફ કહે છે કે, બેશક અલ્લાહપાક સદકાતથી માલમાં ૧૦ થી ૭૦૦% અને એનાથી વધારે જેને ચાહે તેને આપે છે. વ્યાજથી માલ હલાક થાય છે. માલમાં કમી આવે છે. હઝરત અબૂ હુરયરહ (રદિ.) કહે છે કે રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે સદકાતથી માલ ઓછો થતો નથી અને જે માણસ પોતાના દુશ્મન પર કાબૂ હોવા છતાં માફ કરી દે છે તો અલ્લાહ તઆલા તેની ઇઝઝતમાં વધારો કરે છે અને જે માણસ અલ્લાહના માટે આજિઝી કરે છે તો અલ્લાહ તેને સમાજમાં ઊંચો કરે છે. *(મુસ્લિમ શરીફ)* હઝરત અનસ (રદિ.)થી રિવાયત છે કે રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે જ્યારે અલ્લાહ તઆલાએ ઝમીનને પેદા કરી તો ઝમીન હરકત કરવા લાગી તો અલ્લાહ તઆલાએ પહાડોને પેદા કર્યા, જેનાથી ઝમીન થંભી ગઇ. ફરિશ્તાઓ પહાડની તાકાતથી નવાઇ પામ્યા અને પૂછયું : પહાડથી વધારે તાકાતવાળી કોઇ વસ્તુ છે ? અલ્લાહ તઆલાએ જવાબ આપ્યો : હા, લોખંડ. લોખંડથી પહાડોને તોડવામાં આવે છે અને રસ્તાઓ

બનાવવામાં આવે છે. ફરિશ્તાઓએ પૂછયું : લોખંડથી વધારે તાકાતવાળી કોઇ વસ્તુ છે ? અલ્લાહે જવાબ આપ્યો : હા, આગ. આગથી લોખંડને ઓગાળવામાં આવે છે. ફરિશ્તાઓએ પૂછયું : આગથી તાકાતવાળી કોઇ વસ્તુ છે ? જવાબ આપ્યો : હા, પાણી. પાણી આગની ગરમીને ખલાસ કરે છે. ફરિશ્તાઓએ કહ્યું : તારી મખ્લૂકમાં પાણીથી વધારે સખત કોઇ વસ્તુ છે ? જવાબ આપ્યો કે હા, હવા. હવા વાદળોને એક જગ્યાએથી બીજી જગ્યાએ લઇ જાય છે. ફરિશ્તાઓએ પૂછયું કે એનાથી વધારે કોઇ સખત મખ્લૂક છે ? તો અલ્લાહ તઆલાએ જવાબ આપ્યો કે માણસની તે ખયરાત, જે જમણા હાથથી કરે છે અને ડાબા હાથથી છુપાવે છે.

સદકો હવા, આગ, પાણી, લોખંડ સર્વથી ભારે છે. માણસ અલ્લાહના હુકમ પ્રમાણે ઝકાત, સદકો, વાજિબ, નફલ અદા કરશે તો આગ, હવા, પાણીના ઉપર ગાલિબ થઇ એના નુકસાનને ખતમ કરે છે.

હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે કે રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે અલ્લાહ તઆલા ફરમાવે છે કે આદમની અવલાદ ખર્ચ કર, હું તારા ઉપર ખર્ચ કરીશ.

*(બુખારી, મુસ્લિમ શરીફ)*

૧. એક હદીસમાં હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નો ઇરશાદ છે કે દુનિયા તે માણસનું ઘર છે, જેનું આખિરતમાં ઘર નથી અને તે માણસનો માલ છે, જેનો આખિરતમાં માલ નથી અને તેના માટે તે જ માણસ જમા કરે છે જેને અક્કલ નથી. *(ફઝાઇલે સદકાત, ભાગ—૧)*

૨. હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નો ઇરશાદ છે કે સદકો કરવામાં જલદી કર્યા કરો. એટલા માટે કે બલા (મુસીબતો) સદકાને ફાંદી નથી શકતી.

**ફાયદો :** એટલે કે અગર કોઇ બલા—મુસીબત આવવાવાળી હોય તો તે સદકા દેવાનાં કારણે પાછળ રહી જાય છે. *(ફઝાઇલે સદકાત, ભાગ—૧)*

૩. જનાબ સરકારે દો આલમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ

હઝરત બિલાલ (રદિ.)ને ફરમાવ્યું : ''ખર્ચ કરવાથી ડરો નહિ, અર્શના માલિક તરફથી ઓછાપણાની બીક રાખીશ નહિ.'' *(તબરાની)*

એટલે જે અર્શનો માલિક છે, તેના ખઝાનામાં કમી કેવી ?

૪. હઝરત જાબિર (રદિ.)થી રિવાયત છે કે જનાબ રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : ''મિસ્કીનને ખાણું ખવડાવવું રહમતને વાજિબ કરે છે.'' *(હાકિમ)*

૫. હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને ઉમર (રદિ.) બયાન કરે છે કે સરકારે દો આલમ (સલ.)એ ફરમાવ્યું : ''કોઇ ભૂખ્યા–તરસ્યાને પેટ ભરી જમાડવા તથા પાણી પિવડાવવાથી જહન્નમને સાડા ત્રણ હજાર (૩,૫૦૦) વર્ષના અંતર જેટલી દૂર કરી દેવામાં આવે છે.'' *(હાકિમ)*

અલ્લાહપાક આપણા બધાને જ ભૂખ્યાઓને ખૂબ–ખૂબ ખવડાવવાની તથા તરસ્યાઓને પાણી પીવડાવવાની ભરપૂર તૌફીક નસીબ ફરમાવે, આમીન.

૬. એક હદીસમાં આવ્યું છે કે અલ્લાહ તઆલાના નઝદીક બધા જ આ'માલમાં વધારે મહબૂબ અમલ કોઇ મુસલમાનને ખુશ કરવું છે અથવા તેના ઉપરથી ગમ (ફિકર)ને હટાવવું છે અથવા તેનું કર્ઝ અદા કરવું છે અથવા ભૂખની હાલતમાં તેને ખાણું ખવડાવવું છે. *(કન્ઝ, ફઝાઇલે સદકાત, ભાગ–૧)*

એટલે કે આ બધા આ'માલ વધારે પસંદીદહ છે. જે પણ અમલ થઇ શકે તે કરવો જોઇએ.

## બેહિસાબ સવાબ !

(૫૧) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને ઉમર (રદિ.) ફરમાવે છે કે રસૂલે અકરમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે અલ્લાહના જે કોઇ બંદાએ નીચે દર્શાવેલાં કલિમાત પઢયાં તો બે ફરિશ્તાઓ માટે મુશ્કેલ થઇ પડયું કે એમને કેવી રીતે લખે (અર્થાત્ એમનો અજર–સવાબ કેટલો લખે). આ બંને ફરિશ્તા આસમાન પર ચઢયા અને એમણે દરબારે ઇલાહીમાં

અરજ કરી : હે અમારા પરવરદિગાર ! તારા બંદાએ એવાં કલિમાત કહયાં છે કે અમારી સમજમાં નથી આવતું કે એમને કેવી રીતે લખીએ ? ! અલ્લાહ તઆલા બંદાએ કહેલાં કલિમાત જાણતો હોવા છતાં (ફરિશ્તાઓને) પૂછે છે કે મારા બંદાએ કયા કલિમાત કહયાં છે ? ફરિશ્તાઓ કલિમાતને દોહરાવે છે. અલ્લાહ તઆલા ફરમાવે છે કે આ કલિમાતને મારા બંદાએ જેવી રીતે કહયાં છે, એવી જ રીતે લખી લો. મારી મુલાકાત પર હું જ એને આ કલિમાતનો બદલો અર્પણ કરીશ. (તે કલિમાત આ પ્રમાણે છે) :

يَا رَبِّ لَكَ الْحَمْدُ كَمَا يَنْبَغِيْ لِجَلَالِ
وَجْهِكَ وَعَظِيْمِ سُلْطَانِكَ ط

**યા રબ્બિ લકલ્ હમ્દુ કમા યમ્બગી લિ-જલાલિ વજ્હિ-ક વ અઝીમિ સુલ્તાનિક.**

**અર્થ :** હે મારા પરવરદિગાર ! તારા જ માટે સર્વ પ્રકારની તારીફ છે, જેવી કે તારા ચહેરાના જલાલને અને તારી મહાન સલ્તનતને અનુરૂપ છે. *(ઇબ્ને માજહ)*

## દરેક નજર બદલ એક મકબૂલ હજનો સવાબ

(પર) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને અબ્બાસ (રદિ.)થી રિવાયત છે કે રસૂલે કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : જે નેક અવલાદ પોતાના વાલિદૈન (અથવા એમનામાંથી કોઇ એક) પર હેતપ્રેમ, શફકત અને મુહબ્બતની નજર નાખશે, તો અલ્લાહ તઆલા તેને પ્રત્યેક નજરના બદલે એક મકબૂલ હજ (નો સવાબ) અર્પણ કરે છે. સહાબા (રદિ.)એ અરજ કરી : (હે અલ્લાહના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ! જો કોઇ માણસ) દરરોજ સો (૧૦૦) વાર એમના પર નજર નાખે (તો પણ પ્રત્યેક નજરના બદલામાં તેને આ સવાબ મળશે ?) આપ (સલ.)એ ફરમાવ્યું : હા, (અને આપે આ પણ ફરમાવ્યું કે) અલ્લાહ તઆલા (ની ઝાત આપણા

ગુમાન અને અનુમાનથી ઉચ્ચતર છે અને) અતિ મહાન છે તથા બહુ પાક છે (તે દરેક પ્રકારની અધૂરપ, ક્ષતિ અને ઐબથી પાક છે, જેથી દરેક નજર બદલ આવો અને આવડો મહાન સવાબ દેવો એના માટે કંઇ જ મુશ્કેલ નથી). *(મિશ્કાત)*

**સ્પષ્ટીકરણ :** જો આપના માં–બાપ બંને યા એમના પૈકી કોઇ એક હયાત છે તો આપ ઘણાં ખૂશનસીબ છો. હૃદયપૂર્વક એમની ખિદમત કરો, એમની દિલી દુઆઓ પ્રાપ્ત કરો અને એમના પર શફકત અને આદરની દરેક નજરના બદલામાં એક મકબૂલ હજનો સવાબ પ્રાપ્ત કરો. આ પ્રમાણે આસાનીથી સેંકડો હજનો સવાબ પ્રાપ્ત કરવાની આપ સઆદત મેળવી શકો છો. મારા ભાઇઓ ! જેમના ચહેરા પર હેતપ્રેમ, શફકત અને મુહબ્બતથી એક નજર નાખશો તો દરેક નજર પર અલ્લાહ પાક તેને એક મકબૂલ હજ (નો સવાબ) આપશે. તો જે માણસ તેમની સેવા કરશે, તેમની જરૂરિયાતો અલ્લાહને રાજી અને ખુશ કરવા પૂરી કરશે તો અલ્લાહ પાક તેને તે બદલ શું સવાબ આપશે ! કોઇનાં વહમો–ગુમાનમાં પણ આવી શકતું નથી ! *અલ્લાહ પાક મા–બાપની સેવા કરવાની ભરપૂર તૌફીક અતા ફરમાવે, આમીન !*

(૫૩) **દરેક દર્દની દવા**

اَللّٰهُمَّ صَلِّ عَلٰى مُحَمَّدٍ بِعَدَدِ كُلِّ دَاءٍ
وَّدَوَاءٍ وَّبَارِكْ وَسَلِّمْ ط

**અલ્લાહુમ્મ સલ્લિ અલા મુહમ્મદિમ્ બિ-અ-દદિ કુલ્લિ દાઈંવ્ વ દવાઈંવ્ વ બારિક્ વ સલ્લિમ.**

**ફઝીલત :** દરેક પ્રકારના દરદ અને બીમારીના નિવારણ માટે બિસ્મિલ્લાહ સાથે સૂરએ ફાતિહા પઢે અને એની આગળ–પાછળ ઉપરોક્ત દુરૂદ શરીફ પઢે, પછી (બીમાર પર) દમ કરે. *(ઝરીઅતુલ વુસૂલ...૧૬૦)*

(૫૪) **કર્ઝની અદાયગી**

اَللّٰهُمَّ صَلِّ عَلٰى مُحَمَّدٍ ط

**અલ્લાહુમ્મ સલ્લિ અલા મુહમ્મદિન્.**

**ફઝીલત :** જે માણસ ઝોહરની નમાઝ પછી આ દુરૂદ શરીફને ૧૦૦ (સો) વાર પઢશે તો એને ત્રણ વાતો પ્રાપ્ત થશે :

(૧) તે કદી મકરૂઝ (કર્ઝદાર) થશે નહિ.

(૨) જો તે કર્ઝદાર થશે તો એનું કર્ઝ અદા થઇ જશે, ચાહે તે કર્ઝ ગમે તેટલું ભારેખમ હોય.

(૩) કિયામતના દિવસે એનો કોઇ હિસાબ થશે નહિ.

*(ઝરીઅતુલ વુસૂલ...૧૬૨)*

(૫૫) **જન્નતની ફળફળાદિ**

اَللّٰهُمَّ صَلِّ عَلٰى مُحَمَّدٍ عَبْدِكَ
وَعَلٰى اٰلِ مُحَمَّدٍ وَّبَارِكْ وَسَلِّمْ ط

**અલ્લાહુમ્મ સલ્લિ અલા મુહમ્મદિન્ અબ્દિ-ક વ અલા આલિ મુહમ્મદિંવ્ વ બારિક્ વ સલ્લિમ.**

**ફઝીલત :** જે માણસ દરરોજ આ દુરૂદ શરીફ પઢવાની પાબંદી કરશે તો એને જન્નતમાં ખાસ ફળ અને મેવા ખાવા મળશે.

*(ઝરીઅતુલ વુસૂલ...૧૭૩)*

### (૫૬) હજાર દિવસ સુધી સવાબ પામવાનું દુરૂદ

صَلَّى اللّٰهُ عَلٰى مُحَمَّدٍ وَّجَزَاهُ
عَنَّا مَاهُوَ اَهْلُهٗ ط

**સલ્લલ્લાહુ અલા મુહમ્મદિંવ્ વ જઝાહૂ અન્ના મા હુ-વ અહ્લુહ્.**

ફઝીલત : જે માણસ આ દુરૂદ શરીફ પઢશે તો સવાબ લખનારા ૭૦ (સિત્તેર) ફરિશ્તા એક હજાર દિવસ સુધી એનો સવાબ લખતા રહેશે.

*(ઝરીઅતુલ વુસૂલ...૧૭૭)*

### (૫૭) સઘળાં દુરૂદોની બરાબર

اَللّٰهُمَّ صَلِّ عَلٰى مُحَمَّدٍ بِعَدَدِ
كُلِّ ذِكْرِهٖ اَلْفَ اَلْفَ مَرَّةٍ ط

**અલ્લાહુમ્મ સલ્લિ અલા મુહમ્મદિમ્ બિ-અ-દદિ કુલ્લિ ઝિક્રિહી અલ્ફ અલ્ફ મર્રતિન્.**

ફઝીલત : આ દુરૂદ શરીફ પઢવું હુઝૂર નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) પર તમામ દુરૂદ મોકલવા બરાબર છે.

*(ઝરીઅતુલ વુસૂલ...૧૯૦)*

### (૫૮) અર્શે અઝીમ બરાબર સવાબ

اَللّٰهُمَّ صَلِّ عَلٰى مُحَمَّدٍ مِلْأَ السَّمٰوَاتِ
وَمِلْأَ الْاَرْضِ وَمِلْأَ الْعَرْشِ الْعَظِيْمِ ط

**અલ્લાહુમ્મ સલ્લિ અલા મુહમ્મદિમ્ મિલ્અસ્સમાવાતિ વ મિલ્અલ્ અર્દિ વ મિલ્અલ્ અર્શિલ અઝીમ.**

**ફઝીલત :** આ દુરૂદ શરીફ પઢનારને આકાશ અને જમીન ભરીને તથા અર્શે અઝીમની બરાબર સવાબ મળે છે. *(ઝરીઅતુલ વુસૂલ...૧૮૨)*

(૫૯) **દુનિયા અને આખિરતની બરકતો પામવાનું દુરૂદ**

اَللّٰهُمَّ صَلِّ عَلٰى سَيِّدِنَا مُحَمَّدٍ وَّاٰلِهٖ وَ
صَحْبِهٖ وَسَلِّمْ بِعَدَدِ مَا فِىْ جَمِيْعِ الْقُرْاٰنِ
حَرْفًا حَرْفًا وَّبِعَدَدِ كُلِّ حَرْفٍ اَلْفًا اَلْفًا ط

**અલ્લાહુમ્મ સલ્લિ અલા સય્યિદિના મુહમ્મદિંવ્ વ આલિહી વ સહ્બિહી વ સલ્લિમ્ બિ-અ-દદિ મા ફી જમીઇલ્ કુર્આનિ હર્ફન હર્ફંવ્ વ બિ-અદદિ કુલ્લિ હર્ફિન્ અલ્ફન્ અલ્ફા.**

**ફઝીલત :** દુનિયા અને આખિરતની બરકતો પ્રાપ્ત કરવા માટે પોતાના વિર્દ–વઝાઇફ અને મામૂલાતના ખતમ પર આ દુરૂદ શરીફ પઢયા કરવું.
*(ઝરીઅતુલ વુસૂલ...૧૯૨)*

(૬૦) **ચાંદ સમાન મુખડું થશે**

اَللّٰهُمَّ صَلِّ عَلَى النَّبِيِّ مُحَمَّدٍ حَتّٰى لَا يَبْقٰى مِنْ صَلٰوتِكَ
شَىْءٌ وَّبَارِكْ عَلَى النَّبِيِّ مُحَمَّدٍ حَتّٰى لَا يَبْقٰى مِنْ بَرَكَاتِكَ
شَىْءٌ وَّارْحَمِ النَّبِيَّ حَتّٰى لَا يَبْقٰى مِنْ رَّحْمَتِكَ شَىْءٌ وَّسَلِّمْ
عَلَى النَّبِيِّ مُحَمَّدٍ حَتّٰى لَا يَبْقٰى مِنْ سَلَامِكَ شَىْءٌ ط

**અલ્લાહુમ્મ સલ્લિ અલન્નબિય્યિ મુહમ્મદિન્ હત્તા લા યબ્કા મિન્ સલાતિ-ક શય્ઉંવ. વ બારિક્ અલન્નબિય્યિ મુહમ્મદિન્ હત્તા લા યબ્કા મિમ્ બ-રકાતિ-ક શય્ઉંવ્, વર્હમિન્નબિય્ય હત્તા લા યબ્કા મિર્રહ્મતિ-ક શય્ઉંવ્, વ સલ્લિમ્ અલન્નબિય્યિ મુહમ્મદિન્ હત્તા લા યબ્કા મિન્ સલામિ-ક શય્ઉન્.**

**ફઝીલત :** હુઝૂર નબીએ અકરમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના ઇરશાદ અનુસાર આ દુરૂદ શરીફને પઢનારનો ચહેરો પુલસિરાતથી પસાર થતી વખતે ચાંદથી વધુ ચમકદાર હશે. *(ઝરીઅતુલ વુસૂલ...૧૮૫)*

### (૬૧) કુર્બે ખાસ યા વિશેષ નિકટતા પામવાનું દુરૂદ

اَللّٰهُمَّ صَلِّ عَلٰى مُحَمَّدٍ كَمَا تُحِبُّ وَتَرْضٰى لَهٗ

**અલ્લાહુમ્મ સલ્લિ અલા મુહમ્મદિન્ કમા તુહિબ્બુ વ તર્દા લહૂ.**

**ફઝીલત :** હુઝૂર રસૂલે કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ એક દિવસ એક માણસને પોતાની અને હઝરત સિદ્દીકે અકબર (રદિ.)ની વચ્ચે બેસાડયા. સહાબએ કિરામ (રદિ.)ને આ વાત પર આશ્ચર્ય થયું તો આપે (સલ.) ફરમાવ્યું : આ માણસ મારા પર ઉપરોક્ત દુરૂદ શરીફ પઢે છે.

*(ઝરીઅતુલ વુસૂલ...૫૦)*

### (૬૨) મગફિરત માટે કારણભૂત

اَلْحَمْدُ لِلّٰهِ عَلٰى كُلِّ حَالٍ وَّصَلَّى اللّٰهُ
عَلٰى مُحَمَّدٍ وَّعَلٰٓى اَهْلِ بَيْتِهٖ

**અલ્હમ્દુ લિલ્લાહિ અલા કુલ્લિ હાલિંવ્ વ સલ્લલ્લાહુ અલા મુહમ્મદિંવ્ વ અલા અહ્લિ બય્તિહી.**

**ફઝીલત :** જે માણસ છીંક આવવા પર આ દુરૂદ પઢશે તો અલ્લાહ તઆલા તરફથી એક પક્ષી પેદા થશે, જે અર્શની નીચે (પોતાની પાંખો) ફફડાવતું રહેશે અને અરજ કરશે કે (હે અલ્લાહ !) આ દુરૂદ શરીફ પઢવાવાળાને બખ્શી દે. *(ઝરીઅતુલ વુસૂલ...૫૮)*

(૬૩) **મોટા માપણા વડે સવાબ મળશે**

اَللّٰھُمَّ صَلِّ عَلٰی مُحَمَّدِ اِلنَّبِیِّ
وَاَزْوَاجِہٖ اُمَّھَاتِ الْمُؤْمِنِیْنَ وَذُرِّیَّتِہٖ
وَاَھْلِ بَیْتِہٖ کَمَا صَلَّیْتَ عَلٰٓی اِبْرَاھِیْمَ
اِنَّکَ حَمِیْدٌ مَّجِیْدٌ ط

**અલ્લાહુમ્મ સલ્લિ અલા મુહમ્મદિનિન્નબિય્યિ વ અઝ્વાજિહી ઉમ્મહાતિલ મુઅ્મિનીન વ ઝુર્રિય્યતિહી વ અહ્લિ બય્તિહી કમા સલ્લય્ત અલા ઇબ્રાહી-મ, ઇન્ન-ક હમીદુમ્ મજીદ.**

**ફઝીલત :** હુઝૂરે અકરમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના ઇરશાદ અનુસાર જે માણસ એવું ચાહતો હોય કે મોટા માપણા દ્વારા (અર્થાત્ વિપુલ માત્રામાં) એને સવાબ આપવામાં આવે તો એણે આ દુરૂદ શરીફ પઢવું જોઇએ. *(ઝરીઅતુલ વુસૂલ...૩૨)*

(૬૪) **મોટો જામે કવષર મળશે**

اَللّٰھُمَّ صَلِّ عَلٰی مُحَمَّدٍ وَّعَلٰٓی اٰلِہٖ وَاَصْحَابِہٖ

وَاَوْلَادِهٖ وَاَزْوَاجِهٖ وَذُرِّيَّتِهٖ وَاَهْلِ بَيْتِهٖ
وَاَصْهَارِهٖ وَاَنْصَارِهٖ وَاَشْيَاعِهٖ وَمُحِبِّيْهٖ وَاُمَّتِهٖ
وَعَلَيْنَا مَعَهُمْ اَجْمَعِيْنَ يَا اَرْحَمَ الرَّاحِمِيْنَ ط

**અલ્લાહુમ્મ સલ્લિ અલા મુહમ્મદિંવ્ વ અલા આલિહી વ અસ્હાબિહી વ અવ્લાદિહી વ અઝ્વાજિહી વ ઝુર્રિય્યતિહી વ અહ્લિ બય્તિહી વ અસ્હારિહી વ અન્સારિહી વ અશ્યાઇહી વ મુહિબ્બીહી વ ઉમ્મતિહી વ અલય્ના મ-અહુમ્ અજ્મઇ-ન યા અરહમર્રાહિમીન !**

**ફઝીલત :** જે માણસ રસૂલે કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના હૌઝે કવષરથી મોટા માપણા વડે (વિપુલ માત્રામાં કે પુષ્કળ પ્રમાણમાં) પાણી પીવા ચાહતો હોય તો એણે આ દુરૂદ શરીફ પઢતા રહેવું જોઇએ.

*(ઝરીઅતુલ વુસૂલ...૯૭)*

(૬૫) **સમગ્ર સમયમાં દુરૂદ**

اَللّٰهُمَّ صَلِّ عَلٰى مُحَمَّدٍ فِىْ اَوَّلِ كَلَامِنَا ،
اَللّٰهُمَّ صَلِّ عَلٰى مُحَمَّدٍ فِىْ اَوْسَطِ كَلَامِنَا ،
اَللّٰهُمَّ صَلِّ عَلٰى مُحَمَّدٍ فِىْ اٰخِرِ كَلَامِنَا ط

**અલ્લાહુમ્મ સલ્લિ અલા મુહમ્મદિન્ ફી અવ્વલિ કલામિના, અલ્લાહુમ્મ સલ્લિ અલા મુહમ્મદિન્ ફી અવ્સતિ કલામિના, અલ્લાહુમ્મ સલ્લિ અલા મુહમ્મદિન્ ફી આખિરિ કલામિના.**

**ફઝીલત :** શયખુલ ઇસ્લામ અબુલ અબ્બાસ (રહ.)એ ફરમાવ્યું : જે માણસ દિવસ અને રાતમાં ત્રણ–ત્રણ વાર આ દુરૂદ શરીફ પઢશે તો જાણે તે રાત અને દિવસના તમામ સમયમાં દુરૂદ મોકલતો રહયો (એવું લેખાશે).

*(ઝરીઅતુલ વુસૂલ...૧૯૧)*

## (૬૬) હુસ્ને ખાતિમહની બશારત

اَللّٰهُمَّ صَلِّ عَلٰى مُحَمَّدٍ وَّاَنْزِلْهُ الْمَقْعَدَ الْمُقَرَّبَ عِنْدَكَ يَوْمَ الْقِيَامَةِ ط

**અલ્લાહુમ્મ સલ્લિ અલા મુહમ્મદિવ્ વ અન્ઝિલ્હુલ મક્અદલ્ મુકર્ર-બ ઇન્દ-ક યવ્મલ્ કિયામહ્.**

**ફઝીલત :** હુઝૂર રસૂલે કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના ઇરશાદ મુજબ આ દુરૂદ શરીફ પઢનારા માટે હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની શફાઅત વાજિબ થશે, જેમાં એના હુસ્ને ખાતિમહની બશારત છે. *(ઝરીઅતુલ વુસૂલ...૧૨૭)*

(૬૭) તબરાનીએ રિવાયત કરી છે કે આપ (સલ.)એ ફરમાવ્યું કે ફિકહની મજલિસમાં શરીક થવું સાંઠ (૬૦) વરસની ઇબાદતથી અફઝલ છે. *(તબરાની)*

(૬૮) ફતાવા સિરાજિય્યહમાં હદીસ બયાન કરી છે કે દીનની વાતો શીખવામાં એક (૧) દિવસ ગુઝારવો અલ્લાહની નઝદીક દસ હજાર (૧૦,૦૦૦) વરસોની ઇબાદતથી અફઝલ છે.

*(ફતાવા સિરાજિય્યહ, પાના નં. ૧૫૮)*





# ✪ પ્રકરણ–૨૨ ✪

## જન્નત (સ્વર્ગ)નું બયાન

જન્નત એક એવું સ્થાન છે, જે અલ્લાહ તઆલાએ ઇમાનવાળાઓ માટે બનાવ્યું છે અને તેમાં તે નેઅમતો અર્પણ કરી છે જેને કદી કોઇ આંખોએ ન નિહાળી, ન કોઇ કાનોએ સાંભળી અને ન કોઇ માણસના દિલ પર તેનો કોઇ હળવો અણસાર થયો. જે ઉદાહરણો અને દાખલાઓ કુર્આન મજીદ અને હદીસોમાં આવ્યા છે તે ફકત સમજાવવા માટે જ છે. હિસાબ પછી ઇમાનવાળાઓ જન્નત તરફ રવાના થશે. માર્ગમાં 'રિઝવાન' નામનું ઝરણું આવશે તેમાં તમામ ઇમાનવાળાઓ ન્હાશે. તેમનાં મોઢાં પૂર્ણિમાના ચંદ્રની જેમ ચળકતા હશે અને શરીર સાફ હશે, તેઓની ખૂબસૂરતી ઘણી જ હશે. સ્ત્રીઓ એવી શણગારવાળી હશે કે હૂરો પણ તેઓનું સૌંદર્ય નીરખી રશ્ક કરશે. તમામ ઉમ્મતો લાઇનબંધ થઇ જશે. દરેક ટોળીને એક બુલંદ નિશાન મળશે. મુહમ્મદી નિશાન (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) સૌથી વધારે સારું હશે. એક લાખ ફરિશ્તાઓ પ્રકાશિત, સુગંધિત થાળ લઇને તેઓને સત્કારવા આવશે. દરેકના માથા પર તાજ હશે. સૌ પ્રથમ હઝરત મુહમ્મદ મુસ્તફા (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની ઉમ્મત જન્નતની તરફ આગળ વધશે, પછી બાકી ઉમ્મતો આગળ–પાછળ ચાલશે. ફરિશ્તાઓ ઝળહળિત થાળ હઝરત રસૂલુલ્લાહ (સલ.) સમક્ષ રજૂ કરશે, પછી બીજા પયગમ્બરોને, પછી બીજા લોકોને પેશ કરશે. સૌથી આગળ નબી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) પસાર થશે અને સિત્તેર હજાર ફરિશ્તાઓ હઝરત જિબ્રઇલ (અલૈ.)ની સાથે હશે. સિત્તેર હજાર ચુસ્ત, ચાલાક, શણગારથી સજ્જ બુરાકો હશે. ફરિશ્તાઓ લગામ પકડી ચાલશે. તમામ ફરિશ્તાઓમાં પ્રસન્નતા પ્રસરી ગઇ હશે, જન્નતમાં હર તરફ હર્ષ–ઉલ્લાસની શહેનાઇઓ ગુંજશે. જન્નતના દ્વારો ખુલી જશે. સૌ પ્રથમ હઝરત રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) પ્રવેશ કરશે અને પાછળ પાછળ ઇમાનવાળાઓ અલ્લાહની સ્તુતિ (તારીફ) કરતા કરતા દાખલ થશે.

**જન્નતના આઠ દરજ્જાઓ છે :** [૧] દારુલ ખુલ્દ. (હંમેશા રહેવાનું ઘર) આ સામાન્ય માણસો માટે છે. [૨] દારુસ્સલામ (સલામતીનું ઘર), જે

ફકીરો અને સબ્ર કરવાવાળાઓનું સ્થાન છે. [૩] દારુલ મુકામ (ઉતારાનું ઘર) જે માલદાર, શુક્ર કરવાવાળાઓનું સ્થાન છે. [૪] અદન. આ ઇબાદત કરવાવાળા, જિહાદ કરવાવાળા, સખીઓ અને ઇમામોના માટે છે. [૫] દારુલ કરાર, આ સ્થાનમાં હાફિઝ અને આલિમ રહેશે. [૬] જન્નતુન્નઇમ, આ શહીદો અને અઝાન દેવાવાળાઓ માટે છે. [૭] જન્નતુલ મઅવા, જે મહાન શહીદો, નેક કામ કરવાવાળાઓ, વલીઓનું સ્થાન છે. [૮] જન્નતુલ ફિરદૌસ, જે પયગમ્બરો, રસૂલો અને અમલ કરનાર આલિમોનું સ્થાન છે.

ઉચ્ચ ફિરદૌસના ઉપર ઝળહળિત કોઠી છે. આ સુશોભિત સ્થાન નબીઓના સરદાર હઝરત મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના માટે છે. **'મકામે મહમૂદ'** અને **'વસીલા'** જન્નતના ખાસ દરજ્જાઓ હઝરત રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને અર્પણ થશે. અગર દુનિયાના સોના–ચાંદીને આઠ ગણું કરવામાં આવે તો એક સામાન્ય જન્નતી એનાથી પણ વધુ નેઅમત હાસિલ કરશે. બિલકુલ સામાન્ય જન્નતીને પણ જે મકાન મળશે તેની એક એક ઇંટ સોનાની અને એક એક ચાંદીની હશે. ઝાફરાન અને કસ્તૂરીનો ગારો હશે, તેના કુંગરાઓ લાલ અને ઝમરૂદના હશે. કસ્તૂરી અને અંબરથી સુવાસિત હશે. લાલ અને ગોહર (કિંમતી મોતી–પથ્થર)થી ગુંદવામાં આવશે. તે મકાનમાં સિત્તેર હજાર (૭૦,૦૦૦) વરંડાઓ હશે. દરેક પાંચસો (૫૦૦) માઇલના અંતર જેટલો પહોળો હશે અને ભાતભાતની બેઠકો હશે, જેમાં હૂર, ગિલમાન (સ્વર્ગીય રમણીય સ્ત્રીઓ અને નોકરો) અને ગાવાવાળા બેશુમાર હશે, તેમાં જાતજાતના બગીચાઓ હશે, જન્નતનાં ફળ ઘણાં જ સ્વાદિષ્ટ હશે. અગર તેમાંથી એક નાનો ટૂકડો પણ કોઇ મુરદાના મોઢામાં નાખવામાં આવે તો તે તે જ પળે સજીવન થઇ જાય અને તે ફળો હંમેશા એક હાલત પર રહેશે, કદી ઓછાં ન થશે.

**જન્નતમાં ચાર નહેરો છે :** [૧] એવા પાણીની નહેરો છે જેનું પાણી વધુ વાર રહેવાથી કદી બદલાતું નથી, બલકે તેનો સ્વાદ પહેલા જેવો જ રહે છે. [૨] દૂધની નહેરો, જેનો સ્વાદ પણ મોડે સુધી રહેવાથી બગડતો નથી. [૩] શરાબની નહેરો, જે ઘણી જ સ્વાદિષ્ટ હશે. [૪] શુદ્ધ અને સાફ મધની નહેરો, ન તો આ મધ અને દૂધ જેવી મીઠી દુનિયાની કોઇ ચીઝ છે અને ન તો પાણી અને શરાબની જોડ દુનિયામાં મળી શકે છે. તે શરાબ એવી નથી જેમાં દુર્ગંધ, કડવાશ અને નશો હોય અને જેના પીવાથી અક્કલ

બહેર મારી જતી હોય અને માણસ એલફેલ બકતો ફરે, બલકે તે શરાબ (પીણું) આ બધાં દૂષણોથી સ્વચ્છ હશે. જન્નતમાં એક એવું વૃક્ષ છે કે અગર સવારે માણસ સો વર્ષ સુધી તેના છાયામાં ચાલે તો પણ ખતમ ન થાય. દરેક જન્નતી માટે સુવર્ણ તખ્ત ઘણો જ સુશોભિત હશે. હર તરફ સ્વર્ગીય સ્ત્રીઓ (હૂરો) હશે. નોકર–ચાકરો હશે. હૂરો (સ્વર્ગીય સ્ત્રીઓ) નૂરાની મખ્લૂક છે, જેની સૌંદર્યતા અપાર હશે. જન્નતના ખાણાં અને વસ્ત્રોની ખૂબીઓનું વર્ણન કલ્પનાથી બહાર છે. ખાવું, પીવું, આરામ, ખુશી, શરીર સંબંધ, મઝા વગેરે જન્નતીઓને પ્રાપ્ત હશે અને જેનો ઇરાદો કરશે તે જ પળે તેમના સમક્ષ મવજૂદ હશે અને તેનો સ્વાદ દુનિયાના સ્વાદોથી સેંકડો દરજ્જા ઉત્તમ હશે, હાનિકારક ન હશે. ફળોની શકલ જો કે દેખીતી રીતે એક જેવી હશે, પરંતુ સ્વાદ અલગ અલગ હશે. ત્યાં નાપાકી, ગંદકી, મળ–મૂત્ર, થૂંક, છીંક, કાનનો મેલ, શરીરનો મેલ બિલકુલ ન હશે, બલકે જેટલું પણ આરોગીએ એક સુગંધિત મઝેદાર ઓડકાર આવશે અથવા મઝેદાર સુગંધિત પ્રસ્વેદ (પરસેવો) આવશે અને સૌ અન્નજળ હજમ થઇ બધો બોજ દૂર થઇ જશે. હર પળે ઝબાનથી તસ્બીહ (સુબ્હાનલ્લાહ), તકબીર (અલ્લાહુ અકબર), તહમીદ (અલ્હમ્દુ લિલ્લાહ) ઇરાદાપૂર્વક અને ઇરાદા વગર શ્વાસની માફક ચાલુ હશે, દરેક જન્નતીના માથા અને પગ તરફ બે હૂરો સુરીલી આવાઝથી ગાશે, પરંતુ તેઓનું ગાયન શયતાની સંગીત ન હશે, બલકે અલ્લાહ તઆલાની પાકી અને તારીફ હશે. તેઓનો કંઠ એટલો સારો હશે કે લોકોએ આટલી સુંદર અવાજ કદી સાંભળી ન હશે. અગર સ્વર્ગીય વસ્ત્ર દુનિયામાં પહેરવામાં આવે તો જે જુએ તે બેહોશ થઇ જાય. લોકોની આંખો જોઇ ન શકશે, અગર જન્નતની આ નેઅમતોમાં જમીન આસમાનને નાખવામાં આવે તો એ રીતે ભળી જાય કે ખબર પણ ન પડે. જન્નતમાં એક બજાર છે જેનું નામ **'સવકુલ જન્નહ'** (જન્નતી બજાર) છે. આ બજારમાં ભાત–ભાતની અને જાતજાતની નેઅમતોનો ઢગ ખડકવામાં આવશે. તેમાં જન્નતીઓ માટે યાકૂત, ઝમરૂદ, મોતી, લાલ, ઝબરજદ (કિમતી પથ્થરો) અને બીજા પ્રકારના જવાહરો અને સોના–ચાંદીની પ્રકાશિત કુરસીઓ અને મિમ્બરો હશે, જે ફકત ઇમાનવાળાઓ માટે મવજૂદ હશે અને આમાલ મુજબ દરેક જન્નતીને અર્પણ થશે. સામાન્ય જન્નતી કસ્તૂરી અને કાફૂરના ઢગ પર બેસશે અને કોઇ પોતાને સામાન્ય નહિ સમજશે, બલકે એ લોકો કુરસીવાળાઓને પણ પોતાનાથી અધિક નહિ સમજશે. સૌ

કોઇ ખૂશીમાં મગ્ન બેઠા હશે, અલ્લાહના દીદાર (દર્શન)થી ભાગ્યવાન થશે અને અલ્લાહ તઆલાની સ્તુતિ (તારીફ) બયાન કરશે. જન્નતની તમામ નેઅમતોને ભૂલી જશે અને ફરી હોશમાં આવી જશે. અલ્લાહનો દીદાર એટલો સાફ હશે, જેમ સૂર્ય અને પૂર્ણિમાના ચંદ્રને હરકોઇ પોતાની જગાથી નિહાળી શકે છે અને એકનું જોવું બીજાને આડખીલી રૂપ ન હશે. તે બધાઓ આ હાલતમાં હશે કે વાદળ છવાઇ જશે અને તેઓ પર એવી ખૂશ્બૂ વરસાવશે, જે લોકોએ કદી સૂંઘી નહિ હોય. પછી અલ્લાહ તઆલા ફરમાવશે, આ બજારથી તમને જે વસ્તુની ખ્વાહિશ હોય તે પસંદ કરી લો અને દરેક પ્રકારના રેશમી વસ્ત્રો અને બેશુમાર પાણીદાર મોતી વગેરે લઇ લો. જ્યારે જન્નતી પોતપોતાની ખ્વાહિશના મુજબ પસંદ કરી લેશે તો ફરિશ્તાઓ જેઓએ આ બજારને ઘેરી લીધું હશે, આ તોહફાઓને જન્નતીના ઘર સુધી પહોંચાડી દેશે. જન્નતી આ બજારમાં આપસમાં મળશે પછી ત્યાંથી પોતપોતાના ઘરોમાં પાછા ફરશે. તેઓની પત્નીઓ તેઓને સત્કારશે અને મુબારકબાદ (વધામણી) આપશે. સામાન્ય ઇમાનવાળાઓને અલ્લાહના દીદાર દર સપ્તાહમાં જુમ્આના દિવસે થશે અને ખાસ ઇમાનવાળાઓને દરરોજ બે વાર ફજર અને અસરના સમયે અને ખાસુલ–ખાસ ઇમાન–વાળાઓને હર પળે આ મહાન નેઅમત પ્રાપ્ત થશે અને જન્નતમાં અલ્લાહના દીદારથી વધુ કોઇ નેઅમત ન હશે. સ્વર્ગીય મર્દ અને સ્ત્રીઓ ઘણા જ સૌંદર્યવાન હશે. બધા જ દાઢી વગરના હશે. માથાનાં વાળ, પલકો અને ભૃકુટિ–ભમ્મરના સિવાય બદન પર કયાંય વાળ ન હશે. બધાની આંખો કુદરતી રીતે રાતી હશે. પુરુષ–સ્ત્રીઓ ભલે કેટલાયે વયના થઇને દુનિયાથી વિદાય થયાં હશે, ત્યાં બધાં નવજવાન હશે અને હંમેશા નવજવાન રહેશે. આપસમાં ઝઘડો–દુશ્મની ન હશે, એકબીજાને સલામ કહેશે, કોઇ બૂરી અને ગુનાહની વાત ત્યાં સાંભળવામાં ન આવશે. જે માણસ એક વેળા જન્નતમાં પ્રવેશ મેળવી લેશે પછી તેને ત્યાંથી કાઢવામાં નહિ આવે, બલકે હંમેશા હંમેશ ત્યાં જ રહેશે. જન્નતમાં ન મૃત્યુ છે, ન ઊંઘ છે. મતલબ કે જન્નતની નેઅમતો બેશુમાર છે. કુર્આન–હદીસમાં આની વિગત મૌજૂદ છે. વધુ અલ્લાહ તઆલા જેને અર્પણ કરશે ત્યાં જઇને જોઇ લેશે. [ઓ અલ્લાહ ! અમને પણ જન્નતુલ ફિરદૌસ અતા કર અને તારા રોશન ચહેરાના દર્શન કરાવ. તારા પ્યારા અને મહેરબાન હઝરત રસૂલુલ્લાહ (સલ.)ના વસીલાથી] આમીન. *(ઝુબ્દતુલ ફિકહ, કિતાબુલ ઇમાન વ તહારત, ભાગ–૧)*

# જન્નતની શારીરિક તથા આત્મિક લઝઝતો વિશે

૧. હઝરત અબૂ હુરયરહ (રદિ.) બયાન કરે છે કે રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : અલ્લાહ તઆલાએ ઇરશાદ ફરમાવ્યો છે કે મેં મારા સદાચારી બંદાઓ માટે તે નેઅમતો તૈયાર કરી છે, જે ન કોઇ આંખે જોઇ, ન કોઇ કાને સાંભળી અને ન કોઇ માનવના દિલમાં ખ્યાલ આવ્યો અને જો ચાહે તો આ આયત પઢી લો (કે તેથી સાબિતી થઇ જશે.) : **'ફલા તઅ્લમુ નફ્સુમ—મા ઉખ્ફિ—ય લહુમ....'** (છેવટ સુધી) એટલે કોઇપણ માણસને ખબર નથી, જે કંઇ જન્નતીઓ માટે આંખોની ઠંડકનો સામાન ગુપ્ત રાખવામાં આવ્યો છે. *(મિશ્કાત)*

૨. હઝરત અનસ (રદિ.) બયાન કરે છે કે રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : ''અગર જન્નતીઓની પત્નીઓ પૈકીની એક પત્ની જમીનવાળાઓ તરફ ડોકિયું કરે તો આકાશ, પૃથ્વી વગેરેની વસ્તુઓને ઝગમગાવી દે અને સુગંધથી તેને મહેકાવી દે અને તેના માથા પર જે ઓઢણી છે, તે અખિલ જગત તથા જે કંઇ તેમાં છે તેના કરતાં પણ શ્રેષ્ઠ છે.'' *(બુખારી)*

૩. હઝરત અબૂ હુરયરહ (રદિ.) બયાન કરે છે કે રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : ''જન્નતમાં એક ઝાડ છે, જેના છાંયડામાં ૧૦૦ (સો) વર્ષ સુધી ચાલ્યો જાય પણ તેને પસાર ન કરી શકે.'' *(મિશ્કાત)*

૪. હઝરત અબૂ હુરયરહ (રદિ.) બયાન કરે છે કે રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું : ''પ્રથમ જમાઅત જે સ્વર્ગમાં પ્રવેશ કરશે તે પૂર્ણિમાના ચંદ્રના સ્વરૂપે હશે. પછી જે તેઓથી ઊતરતા દરજ્જાના છે તેઓ ઘણા તેજ ચકચકિત તારાઓ સમાન હશે. તે સૌનાં દિલ એક માણસના દિલ જેવાં હશે કે તેઓ વચ્ચે ન વિરુદ્ધતા હશે અને ન કીનો—કપટ હશે. તેઓમાંના દરેક જણ પાસે 'હૂરે ઐન' (ગોરી ગોરી મોટી આંખોવાળી સુંદરી)માંથી બે પત્નીઓ હશે, જેમના પગની પિંડલીનો ગુદો, હાડકાં અને માંસ અતિ સૌંદર્યના કારણે નજર આવશે.'' *(મિશ્કાત)*

૫. હઝરત જાબિર (રદિ.) બયાન કરે છે કે રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ

વ સલ્લમ)એ ફરમાવ્યું : ''જન્નતીઓ તેમાં ખાશે અને પીશે, પરંતુ તેઓ ન થૂંકશે, ન પેશાબ–ઝાડો કરશે અને ન નાક નસીકશે.'' *(મુસ્લિમ)*

૬ હઝરત અબૂ સઇદ (રદિ.) બયાન કરે છે કે રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું : ''એક મુનાદી પુકાર કરશે કે તમારા માટે એ વાત નક્કી થઇ ચૂકી છે કે તમે સદા તંદુરસ્ત રહેશો, કદી બીમાર ન થશો અને સદા યુવાન રહેશો, કદી વૃદ્ધ ન થશો અને સદા સુખ–ચેનથી રહેશો અને કદી પણ સખતાઇ જોશો નહિ.'' *(મુસ્લિમ)*

૭. હઝરત અબૂ સઇદ (રદિ.) બયાન કરે છે કે રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : અલ્લાહ તઆલા જન્નતીઓને સંબોધશે કે હે જન્નતીઓ ! તેઓ અરજ કરશે કે, ''અમે હાજર છીએ, ખિદમતગુઝાર છીએ અને સર્વે ભલાઇઓ તારા હાથમાં છે.'' (એટલે શી આજ્ઞા છે ?) ફરમાવશે કે, ''તમે રાજી પણ થઇ ગયા ?'' તેઓ અરજ કરશે કે, ''હે પાલનહાર ! રાજી કેમ ન થાત, જો કે તેં અમને એવી એવી નેઅમતો અર્પણ ફરમાવી છે, જે આજે કોઇને અર્પણ ફરમાવી નથી.'' ઇરશાદ થશે કે, ''હું તમને એથી વિશેષ એક વસ્તુ આપું ?'' અરજ કરશે, ''હે રબ ! એનાં કરતાં વિશેષ વસ્તુ કઇ હશે ?'' ઇરશાદ થશે કે, ''હું તમારા પર સદા પોતાની રઝામંદી ઉતારતો રહીશ અને તે પછી કદી પણ નારાજ થઇશ નહિ.'' *(મિશ્કાત)*

૮. હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે કે મેં અરજ કરી : યા રસૂલલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ! જન્નતની ઇમારત કેવી છે ? આપે ફરમાવ્યું : ''એક ઈંટ સોનાની અને એક ઈંટ ચાંદીની છે અને તેનો ગારો ચોખ્ખી કસ્તૂરીનો છે અને તેની કાંકરીઓ મોતી, યાકૂત છે અને તેની માટી કેસર છે.'' *(તિરમિઝી, દારમી)*

૯. હઝરત અબૂ હુરયરહ (રદિ.) બયાન કરે છે કે રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : જન્નતમાં કોઇ ઝાડ એવું નથી કે જેનું થડ સોનાનું ન હોય. *(તિરમિઝી)*

૧૦. હઝરત બુરૈદહ (રદિ.) બયાન કરે છે કે એક માણસે અરજ કરી, યા રસૂલલ્લાહ (સલ.) ! ''શું જન્નતમાં ઘોડા પણ હશે ?'' આપે ફરમાવ્યું : ''જો અલ્લાહ તઆલા તને જન્નતમાં દાખલ કરે, પછી જ્યારે તારું મન ચાહશે કે લાલ યાકૂતના ઘોડા પર સવાર કરવામાં આવે, જે તને

ઇચ્છિત જગ્યાએ લઇને ફરે, ત્યારે એવું જ થઇ જશે." આ જ હદીસમાં છે કે જો તને અલ્લાહ તઆલા જન્નતમાં દાખલ કરે તો તારી મનગમતી, આંખોને ટાઢી કરે એવી દરેક પ્રકારની ચીઝો મળશે. *(મિશ્કાત)*

૧૧. હઝરત અબૂ સઇદ (રદિ.) બયાન કરે છે કે રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું : "જન્નતીઓમાંનો સાધારણ માણસ એવો હશે કે તેના એંસી હજાર (૮૦,૦૦૦) સેવકો અને બોત્તેર (૭૨) પત્નીઓ હશે અને તેના માટે એક ગોળાકાર ઇમારત મોતી, ઝબરજદ અને યાકૂતની એટલી વિશાળ સર્જવામાં આવશે જેમ કે નીબિયહ (શામ)થી સન્આ (યમનના કસબા)નું અંતર છે." એ જ સનદ સાથે આ હદીસ પણ છે કે આપ (સલ.)એ ફરમાવ્યું : "જન્નતીઓ પર એવો તાજ હશે, જેનું સાધારણ મોતી પૂર્વ તથા પશ્ચિમ વચ્ચેની વસ્તુઓને ચકચકિત કરી શકે છે." *(મિશ્કાત)*

૧૨. હઝરત હકીમ બિન મુઆવિયહ (રદિ.) બયાન કરે છે કે રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : "સ્વર્ગમાં એક દરિયો પાણીનો, એક મધનો, એક દૂધનો અને એક શરાબનો હશે. પછી તે દરિયામાંથી અનેક નહેરો ફાટીને વહેતી હશે." *(મિશ્કાત)*

૧૩. હઝરત અલી (રદિ.) બયાન કરે છે કે રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું : જન્નતના એક સ્થળે **'હૂરે ઐન'** (મોટી આંખોવાળી અપ્સરા) એકત્ર થઇ લલકારશે કે તેવો સાદ મખ્લૂકે કદી સાંભળ્યો ન હશે (પછી તે) આ પ્રમાણે ગાશે : **"નહ્નુલ ખાલિદાત...."** એટલે અમે અમર રહેનારીઓ છીએ, કદી ફના થઇશું નહિ, અમે મોજમજામાં રહેનારીઓ છીએ, કદીયે સખતાઇ ઝીલીશું નહિ. અમે રાજી રહેનારીઓ છીએ, કદીયે નારાજ થઇશું નહિ. તે માણસ માટે મોટી વધામણી છે જે અમારો થાય અને અમે એમના થઇએ."

૧૪. હઝરત જરીર બિન અબ્દુલ્લાહ (રદિ.) બયાન કરે છે કે રસૂલે અકરમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : તમે પોતાના પરવર–દિગારને પ્રત્યક્ષ નિહાળશો અને એક રિવાયતમાં છે કે અમે જનાબ રસૂલુલ્લાહ (સલ.)ની ખિદમતમાં બેઠા હતા તો આપે લયલતુલ બદ્ર (પુનમ)ના ચાંદને જોઇ ફરમાવ્યું કે તમે તમારા માલિકને એવી જ રીતે નિહાળશો જેમ આ ચંદ્રને જોઇ રહયા છો કે એને જોવામાં બંનેને

કંઇ હરકત નથી. (જેમ દુનિયાના રાજવીની સવારી જોવામાં આવે છે).
*(મિશ્કાત)*

૧૫. હઝરત સુહૈબ (રદિ.) બયાન કરે છે કે નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : ''જ્યારે જન્નતવાળાઓ જન્નતમાં જશે ત્યારે અલ્લાહ તઆલા ફરમાવશે કે શું તમે અન્ય કંઇ વિશેષ ચાહો છો કે તમને આપું ? તેઓ અરજ કરશે કે શું આપે અમારા ચહેરાઓને રોશન નથી કર્યા ? શું આપે અમને સ્વર્ગમાં દાખલ નથી કર્યા ? અને જહન્નમથી વિમુક્ત નથી કર્યા ? આપ ફરમાવે છે કે પછી પરદો ઉઠાવી લેવામાં આવશે, તેથી અલ્લાહ તઆલાનો જમાલે બા–કમાલ જોશે (દીદાર થશે) અને કોઇ ચીજ તેમને એવી અર્પણ થઇ ન હતી, જે પોતાના પરવરદિગારની તરફ નજર કરવાથી વિશેષ પ્રિય (મહબૂબ) હોય.'' *(મિશ્કાત)*

૧૬. હઝરત ઇબ્ને ઉમર (રદિ.) બયાન કરે છે કે રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું : ''જન્નતીઓમાં સૌથી હલકા દરજ્જાનો તે માણસ હશે કે જેને પોતાના બગીચાઓ, પત્નીઓ તથા નેઅમતના સાધનો અને ખિદમતગારો તેમ મનોરંજક સામગ્રીઓ એક હજાર (૧,૦૦૦) વર્ષના અંતર સુધી નજર આવશે અને સૌથી વધુ ઇઝઝતવાળો તે માણસ હશે, જે હક તઆલાના દીદારથી સવાર–સાંજ મુશર્રફ થશે.'' *(અહમદ, તિરમિઝી)*

૧૭. હઝરત જાબિર (રદિ.) બયાન કરે છે કે રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું : ''જન્નતીઓ પોતાની નેઅમતોમાં નિમગ્ન હશે કે ઓચિંતું તેમની રૂબરૂ એક નૂર બુલંદ થશે તો એકાએક શું નિહાળશે કે ઉપરથી હક તઆલાનો ઝૂહુર થયો હશે અને ઇરશાદ થશે : ''અસ્સલામુ અલયકુમ હે જન્નતીઓ !'' અને આ આયતની એ જ તફસીર છે : ''સલામુન્ કવલમ્ મિર્રબ્બિર્રહીમ'' તેથી હક તઆલા જન્નતીઓને તથા જન્નતીઓ હક તઆલાને જોશે અને જ્યાં સુધી ત્યાં જોતા રહેશે ત્યાં સુધી બીજી કોઇપણ નેઅમત તરફ લક્ષ આપશે નહિ; અહીં સુધી કે તે તેઓથી પરદામાં થઇ જશે અને નૂર (જે તેની અસર છે) બાકી રહી જશે.'' *(મિશ્કાત)*

**ફાયદો :** આ હદીસોના વિષયો પ્રત્યે જરા વિચાર કરવામાં આવે. શું એવી અનુપમ, અમૂલ્ય અને સદા કાયમ રહેનારી નેઅમતો જગતના કોઇપણ સુલ્તાને હફતે અકલીમ (ચક્રવર્તી રાજા)ને પણ પ્રાપ્ત છે ?

*(હઝ. મૌલાના અશરફઅલી થાનવી રહ. કૃત "તસ્હીલે શવકે વતન" અથવા "આખિરતનો શૌક")*

## રોઝાદારની ફઝીલત

હઝરત અબૂ મસઊદ અન્સારી (રદિ.)થી રિવાયત છે કે મેં રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને એક દિવસે ફરમાવતા સાંભળ્યા, જ્યારે કે રમઝાન શરીફનો પહેલો ચાંદ થઇ ગયો હતો. આપે (સલ.) ફરમાવ્યું કે જો બંદા જાણી લે કે રમઝાન કેવી ચીજ છે તો મારી ઉમ્મત તમન્ના કરે કે રમઝાન આખું વરસ રહે (તો કેવું સારું !). એક સહાબીએ અરજ કરી કે હે અલ્લાહના નબી (સલ.) ! એની વિગત અમારી સામે બયાન ફરમાવો તો આપે (સલ.) ફરમાવ્યું : બેશક, શરૂ સાલથી સાલના અંત સુધી જન્નતને મુઝય્યન (સુશોભિત) કરવામાં આવે છે. પછી જ્યારે રમઝાનનો પ્રથમ દિવસ હોય છે તો અર્શની નીચેથી એક હવા ચાલે છે તો તે જન્નત (નાં વૃક્ષો)નાં પાંદડાંને હલાવે–ઝુલાવે છે તો ગોરી અને મોટી આંખોવાળી જન્નતી સ્ત્રીઓ એ તરફ જુએ છે અને કહે છે : હે (અમારા) રબ ! તું અમારા માટે આ મહિનામાં પોતાના બંદાઓમાંથી અઝવાજ (શવહર) બનાવ, જેમનાથી અમારી આંખો ઠંડી થાય અને અમારાથી એમની આંખો ઠંડી થાય. તો (જવાબમાં) કહેવામાં આવશે કે કોઇ બંદો એવો નથી જે રમઝાનના દિવસના રોઝા રાખે; પરંતુ એની શાદી હૂરે ઇન એટલે કે જન્નતી અવરતથી કરવામાં આવે છે, જે મોતીઓના એક તંબૂમાં હોય છે. અલ્લાહ તઆલા બયાન ફરમાવે છે : *"જન્નતી સ્ત્રીઓ છે, જેમને તંબૂઓમાં રોકવામાં આવી છે."* એમના પૈકી દરેક સ્ત્રી પર ૭૦ (સિત્તેર) જોડી કપડાં હશે, દરેક જોડીના રંગ વિવિધ હશે. એ સ્ત્રીઓને ૭૦ પ્રકારની ખૂશ્બૂ લગાડવામાં આવશે, દરેક ખૂશ્બૂ એકમેકથી અલગ હશે. દરેક સ્ત્રી માટે સિત્તેર હજાર (વિશેષ પ્રકારના) નોકર અને સિત્તેર હજાર નોકરાણીઓ હશે. દરેક નોકર અને નોકરાણી (ખાદિમ અને ખાદિમહ) પાસે એક ખુમચો હશે, જેમાં એક પ્રકારનું ખાણું હશે, જેના એક એક લુકમાના અંતે એવી લઝઝત હશે, જે (લુકમાની) શરૂઆતમાં ન હશે. એમાંથી દરેક સ્ત્રી માટે સુર્ખ (લાલ) યાકૂતની ચારપાઇ (ખાટલાઓ) હશે. દરેક ચારપાઇ પર એક પથારી (બિસ્તર) હશે, જેનું અસ્તર ચમકદાર રેશમી કપડાનું હશે. દરેક પથારી (બિસ્તર) પર સિત્તેર તખ્તા હશે. દરેક શવહરને એ (ઝવજહ–પત્ની)ની જેટલું આપવામાં આવશે, જેનો અત્રે ઉલ્લેખ થયો છે. સુર્ખ યાકૂતની એવી ચારપાઇ (ખાટલા)ના પ્રમાણ અનુસાર (આપવામાં આવશે), જે મોતીઓથી શણગારાયેલી હશે, તદુપરાંત, એના પર સોનાના બે કંગન હશે. આ બધું રમઝાનના રોઝાઓમાંથી દરેક રોઝાના બદલામાં મળશે. બીજી નેકીઓનો અલગ સવાબ મળશે (એ તો વધારામાં).

*[નવાદિરુલ ઉસૂલ, ઇબ્ને ખુઝયમહ, બયહકી, અસ્બહાની કૃત તરગીબ, દુર્રે મન્સૂર : ભાગ–૧, પેજ–૪૪૯/૪૫૦]*

# ★ ઈમાનનામું ★

## ઈમાનના ફર્ઝ

**ઈમાનના બે ફર્ઝ છે :** (૧) કલિમએ તય્યિબહ ઝબાનથી પઢવો. (૨) એના અર્થને દિલથી સાચો જાણવો.

## કલિમાના ફર્ઝ

**કલિમાના ત્રણ ફર્ઝ છે :** (૧) ઉંમરમાં એકવાર પઢવો. (૨) સહીહ પઢવો. (૩) કોઇ પઢવાનું કહે તો જલદી પઢવો.

## ઈમાનની સિફતો

**ઈમાનની સાત સિફતો છે :** (૧) અલ્લાહ પર ઇમાન લાવવું. (૨) ફરિશ્તાઓ પર ઇમાન લાવવું. (૩) આસમાની કિતાબો પર ઇમાન લાવવું. (૪) પયગમ્બરો પર ઇમાન લાવવું. (૫) કિયામત પર ઇમાન લાવવું. (૬) તકદીર પર ઇમાન લાવવું. (૭) મૃત્યુ બાદ સજીવન થવા પર ઇમાન લાવવું.

## ઈમાનની શર્તો

**ઈમાનની સાત શર્તો છે :** (૧) ઇખ્તિયારે—સ્વેચ્છાએ ઇમાન લાવવું. (૨) ગૈબ પર ઇમાન લાવવું. (૩) ગૈબની ખબર અલ્લાહ જ જાણે છે, એમ કહીને ઇમાન લાવવું. (૪) હલાલને હલાલ જાણવું. (૫) હરામને હરામ જાણવું. (૬) અલ્લાહના ક્રોધ—કોપથી ડરતા રહેવું. (૭) અલ્લાહની રહમતના ઉમ્મીદવાર રહેવું.

## ઈમાનની સલામતીની શર્તો

**ઈમાન સલામત રહેવાની શર્તો ચાર છે :** (૧) ઇમાન પામવાથી ખૂશ રહેવું. (૨) ઇમાન છીનવાઇ જવાથી ડરતા રહેવું. (૩) ઇમાનથી મહરૂમ કરનાર ચીજોથી દૂર રહેવું. (૪) મુસલમાનો પર મહેરબાન રહેવું.

## ઈમાનના અહકામ

**ઈમાનના અહકામ સાત છે :** (૧) જાનથી, (૨) માલથી, (૩) તકલીફથી,

(૪) બદગુમાનીથી, (૫) ધોકાથી, (૬) હંમેશા દોઝખી બનવાથી અમન દેવી, (૭) જન્નતે લઇ જવું.

## ઈમાનના વાજિબ

**ઈમાનના બાર વાજિબો છે :** (૧) બિદઅતથી બચવું. (૨) નેક લોકોની સોહબતમાં રહેવું. (૩) ખરાબ લોકોથી દૂર રહેવું. (૪) સ્વજનોને દીનની તાલીમ આપવી. (૫) રિશ્તેદારોથી મેળમિલાપ રાખવો. (૬) બે ઝઘડતા મુસલમાનોમાં સુલેહ કરાવવી. (૭) યતીમોથી મુહબ્બત કરવી. (૮) ગરીબો પર રહમ કરવી. (૯) તરસ્યાંને પાણી પીવડાવવું. (૧૦) રસ્તેથી કાંટા, પથ્થર, ગંદકી દૂર કરવી. (૧૧) બીમારની ખબર–અંતર પૂછવી. (૧૨) મય્યિતને નવડાવવી.

## ઈસ્લામના ફર્ઝ

અલ્લાહ તઆલા અને રસૂલ (સલ.)ની પેરવીને ઇસ્લામ કહે છે.

**ઈસ્લામના પાંચ ફર્ઝ છે :** (૧) કલિમ–એ શહાદત, (૨) નમાઝ, (૩) રોઝા, (૪) ઝકાત, (૫) હજ્જ.

## ઈસ્લામના વાજિબ

**ઈસ્લામના સાત વાજિબો છે :** (૧) વિત્ર, (૨) ફિત્ર, (૩) કુર્બાની, (૪) ઉમરહ, (૫) માં–બાપની પેરવી, (૬) અવરતે શવહરની તાબેદારી કરવી, (૭) મહરમનું ભરણપોષણ.

## ઈસ્લામની સુન્નતો

(૧) ખત્ના કરાવવી, (૨) માથાના વાળ, (૩) નાકના વાળ, (૪) મૂંછના વાળ, (૫) બગલના વાળ અને (૬) દૂંટી નીચેના વાળ કઢાવવા, (૭) નખ કાપવા, (૮) દાઢી રાખવી.

*(ઝરૂરતુલ મુસ્લિમીન : દારુલ ઉલૂમ ભરૂચ, કંથારીઆ, પ્રકાશન નં. ૭૧)*

## ઈમાનિય્યાત વિશે જરૂરી માહિતી

(૧) હું અલ્લાહ તઆલા પર ઇમાન લાવ્યો,

(૨) હું અલ્લાહ તઆલાના ફરિશ્તાઓ પર ઇમાન લાવ્યો,

(૩) હું અલ્લાહ તઆલાની કિતાબો પર ઇમાન લાવ્યો,

(૪) હું અલ્લાહ તઆલાના પયગમ્બરો પર ઇમાન લાવ્યો,

(૫) અને કિયામતના દિવસ પર ઇમાન લાવું છું,

(૬) અને સારું તથા બૂરું જે કાંઇ બને છે તે બધું અલ્લાહ તઆલા તરફથી જ બને છે, એ વાત પર હું ઇમાન લાવું છું,

(૭) મૃત્યુ પછી કિયામતના દિવસે ફરી સજીવન થઇને હિસાબ–કિતાબ આપવા પર અને તેનો બદલો આપવા માટે ફરી સજીવન થવા પર હું ઇમાન લાવું છું.

મજકૂર સંપૂર્ણ સાતેવ ઇમાનિય્યાત પર ઇમાન ધરાવવું જરૂરી છે. આ સાત ઇમાની બાબતો પૈકી જો કોઇ એક બાબતનો પણ ઇનકાર કરશે તો તે વ્યકિત મુઅમિન લેખાશે નહિ, બલકે કાફિર જ લેખાશે.

*("દારુલ ઉલૂમ" માસિક, જુલાઇ–૨૦૦૧)*

## ★ નમાઝ ★

★ **મુસલમાનોને સર્વ પ્રથમ નમાઝની જ પૂછતાછ થશે.**

★ **નમાઝ એ ઇસ્લામ ધર્મમાં એક અઝીમુશ્શાન રુકન છે.**

★ **પાંચ વખતની નમાઝ દરેક બાલિગ મુસલમાન મર્દો અને અવરતોના શિરે ફર્ઝે ઐન છે. માટે દરેક મુસ્લિમે નમાઝની પાબંદી કરવી જોઇએ.**

૧. નમાઝો સંપૂર્ણ સંતોષપૂર્વક અને સંપૂર્ણ વકારની સાથે પઢવી જોઇએ.

૨. નમાઝોમાં દરેક અરકાનને સંતોષકારક રીતે અદા કરવા જોઇએ.

૩. નમાઝોમાં અમલે કષીર એટલે કે પુષ્કળ વખત ગેર નમાઝમાં જેમ કરતા હોય તે અમલ નમાઝોમાં વારંવાર કરવાથી નમાઝ તૂટી જાય છે.

૪. નમાઝોમાં દાઢી અને કપડાંની સાથે રમત રમવાથી નમાઝ તૂટી જાય છે.

૫. નમાઝોમાં વારંવાર મોઢા ઉપર હાથ ફેરવ્યા કરવાથી નમાઝ તૂટી જાય છે.

૬. જમાઅત પકડવા માટે દોડવું મકરૂહે તહરીમી છે.

૭. મજબૂરી વગર સિજદામાં હાથ ટેકવીને જવાથી અને સિજદામાંથી હાથ ટેકવીને ઊઠવાથી નમાઝ મકરૂહે તહરીમી થાય છે.

૮. જમાઅતમાં શરીક થનાર મુસલ્લીએ પોતે જ તહરીમહની પહેલી તકબીર મોઢેથી બોલવી જરૂરી છે. જો તકબીરે તહરીમહ મોંથી બોલ્યા વગર માત્ર કાનો સુધી હાથ ઉઠાવીને જમાઅતમાં શરીક થશે તો નમાઝ અદા થશે નહિ.

૯. નમાઝમાં તઅ્દીલે અરકાન એટલે કે નમાઝના બધા અરકાનને સંતોષકારક અદા કરવા વાજિબ છે.

૧૦. નમાઝ લાંબી પઢવી વાજિબ નથી. ટૂંકી નમાઝ પઢવી પણ જાઇઝ છે. અલબત્ત, મુખ્તસર નમાઝ પણ અતિ સંતોષ અને વકારપૂર્વક પઢવી જોઇએ. ઉતાવળ કરવી જોઇએ નહિ.

૧૧. નમાઝનો રુકૂઅ એવી રીતે કરવો જોઇએ કે માથું, વાંસો–પીઠ એકસરખાં થઇ જાય. જો માથું બરાબર ઝુકાવવામાં આવશે નહિ તો રુકૂઅ, જે ફર્ઝ છે, અદા થશે નહિ, એટલે નમાઝ પણ અદા થશે નહિ.

૧૨. સિજદાઓમાં બન્ને હાથની કોણીઓ જમીનથી અને પેટથી સદંતર અલગ રાખવી. જો સિજદાઓમાં હાથ જમીન પર પાથરી દેવામાં આવશે અથવા પેટની સાથે અડાડી દેવામાં આવશે તો નમાઝ મકરૂહે તહરીમી થઇ જશે.

૧૩. મેલાં–કુચેલાં, ફાટેલાં તથા અજુગતાં કપડાં પહેરીને નમાઝ પઢવાથી તે નમાઝ મકરૂહે તહરીમી થાય છે.

૧૪. નમાઝ પઢતી વખતે કિયામમાં સિજદાની જગ્યા પર અને રુકૂઅમાં પગના પંજાઓ પર અને સિજદાઓમાં નાકની દાંડી ઉપર અને કાઇદાઓમાં ખોળા પર અને સલામ ફેરવતી વખતે ખભાઓ પર નમાઝ પઢનારની નજર હોવી જોઇએ. આ પ્રમાણે નમાઝ વકારપૂર્વક અદા થશે.

૧૫. મુકતદીઓએ પાંચે નમાઝોમાં ઇમામની પાછળ સૂરએ ફાતિહા કે કુર્આન શરીફની કોઇપણ આયત પઢવી નહિ, ચૂપચાપ ઊભા રહેવું જોઇએ.

૧૬. નમાઝોમાં પગના પંજાઓ કિબ્લા તરફ રાખવા જોઇએ અને બંને પગના પંજા બિલકુલ સીધા રાખવા જોઇએ. બંને પંજાઓની વચ્ચે ચાર આંગળીઓ જેટલું અંતર રાખવું જોઇએ. *("દારુલ ઉલૂમ" માસિક, જુલાઇ–૨૦૦૧)*

**-(મવલાના) ઇસ્માઈલ અહમદ મનુબરી સા. (મ.ઝિ.)**

## ૧ : અધધધ સવાબ !

(૧) ઉમ્મુલ મુઅમિનીન હઝરત જુવયરિય્યહ (રદિ.) ફરમાવે છે કે હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ફજરની નમાઝ વખતે યા ફજરની નમાઝ પછી એમની પાસે તશરીફ લઇ ગયા અને આપ પોતાના મુસલ્લા પર બેસીને (તસ્બીહ પઢવામાં મશગૂલ હતાં). હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ચાશતની નમાઝ બાદ પાછા ફરીવાર તશરીફ લાવ્યા, તો આપ એ જ સ્થિતિમાં બેઠેલાં હતાં. હુઝૂરે અકરમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ આપને પૂછયું : તમે એ જ સ્થિતિ પર (બેઠેલાં) છો, જેના પર મેં તમને છોડયાં હતાં ? એમણે અરજ કરી : જી હા. હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : મેં તમારાથી જુદાઈ પછી ચાર કલિમાત ત્રણવાર પઢયા છે. જો એ કલિમાતને તે સૌ વઝાઈફના મુકાબલામાં તોલવામાં આવે, જે તમે સવારથી અત્યાર સુધી પઢયા છો, તો એ કલિમાતનું વજન વધી જશે. તે કલિમાત આ છે :

سُبْحَانَ اللّٰهِ وَبِحَمْدِهٖ عَدَدَ خَلْقِهٖ وَرِضٰى
نَفْسِهٖ وَزِنَةَ عَرْشِهٖ وَمِدَادَ كَلِمَاتِهٖ ط

**સુબ્હાનલ્લાહિ વ બિહમ્દિહી અ-દ-દ ખલ્કિહી વ રિદા નફ્સિહી વ ઝિ-ન-ત અર્શિહી વ મિદા-દ કલિમાતિહી.**

**અર્થ :** અલ્લાહ તઆલાની પવિત્રતા અને તેની તારીફ બયાન કરું છું, એની સમગ્ર મખ્લૂકની સંખ્યાના પ્રમાણમાં અને એની રઝામંદી કે પ્રસન્નતાના પ્રમાણમાં અને એના અર્શના વજનના પ્રમાણમાં અને એના કલિમાતના પ્રમાણ અનુસાર. *(મુસ્લિમ, અબૂ અવાનહ, અસ્હાબે સુનને અરબઅહ)*

## ૨ : શબે કદ્રના બરાબર સવાબ

કુર્આને કરીમના ફરમાન અનુસાર શબે કદ્રમાં ઈબાદત કરવાનો સવાબ એક હજાર મહિનાઓની ઈબાદતથી બેહતર છે. એક હજાર મહિનાઓની ત્રીસ

હજાર રાતો થાય છે અને વર્ષોની સંખ્યા ૮૩ (ત્યાસી) વર્ષ, ચાર માસ થાય છે, જે માત્ર અલ્લાહ તઆલાનું ઈનામ જ ઈનામ છે. વળી, અલ્લાહ તઆલાની રહમતની કોઈ હદ નથી, એ કારણે જો અલ્લાહ તઆલા બીજા કોઈ અમલ ઉપર પણ શબે કદ્ર જેટલો સવાબ આપી દે તો એના રહમતના ખઝાનામાં કશી જ કમી થવાની નથી. જેમ કે, નિમ્ન લિખિત કલિમાત ત્રણવાર પઢવાથી શબે કદ્રના બરાબર સવાબ મળે છે. આપ પણ એને મોઢે યાદ કરી લો અને આવડો મહાન સવાબ પ્રાપ્ત કરો :

لَآ اِلٰهَ اِلَّا اللّٰهُ الْحَلِيْمُ الْكَرِيْمُ ط سُبْحَانَ اللّٰهِ
رَبِّ السَّمٰوٰتِ السَّبْعِ وَرَبِّ الْعَرْشِ الْعَظِيْمِ ط

**લા ઈલા-હ ઈલ્લલ્લાહુલ હલીમુલ્ કરીમ. સુબ્હાનલ્લાહિ રબ્બિસ્સમાવાતિસ્સબ્ઈ વ રબ્બિલ્ અર્શિલ્ અઝીમ.**

*(કન્ઝુલ ઉમ્માલ : ૨/૨૨૬)*

## ૩ : અગણિત ગુનાહોની માફી

નીચે દર્શાવેલ ઈસ્તિગફાર વિશે હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નો ઈરશાદ છે કે જે વ્યક્તિ (રાતે સૂવા માટે) પોતાના બિસ્તર પર આવે અને ત્રણવાર આ (નીચે દર્શાવેલા) કલિમાત કહે તો અલ્લાહ તઆલા એના સઘળા (સગીરહ) ગુનાહ માફ ફરમાવી દેશે, ચાહે તે સમુદ્રના કાંપ જેટલા હોય અથવા આલિજ સ્થળની રેતીના રજકણોના બરાબર હોય અથવા વૃક્ષોનાં પાંદડાંના બરાબર હોય અથવા દુનિયાનાં દિવસ–રાતના બરાબર હોય.

اَسْتَغْفِرُ اللّٰهَ الَّذِىْ لَآ اِلٰهَ اِلَّا هُوَ الْحَىُّ الْقَيُّوْمُ
وَاَتُوْبُ اِلَيْهِ ط

**અસ્તગ્ફિરુલ્લાહલ્લઝી લા ઈલા-હ ઈલ્લા હુવલ્ હય્યુલ્ કય્યૂમુ વ અતૂબુ ઈલય્હ.** *(તિરમિઝી શરીફ)*

## ૪ : બજારમાં પઢવાની દુઆ

હઝરત ઉમર ઈબ્ને ખત્તાબ (રદિ.)થી રિવાયત છે કે રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : જે માણસ બજારમાં દાખલ થતી વખતે આ (નીચે દર્શાવેલી) દુઆ પઢી લેશે તો અલ્લાહ તઆલા એના હિસાબ (નામ–એ–આ'માલ)માં દસ લાખ નેકીઓ લખી આપશે, એની દસ લાખ ખતાઓ યા ગુનાહોને માફ ફરમાવી દેશે અને એના દસ લાખ દરજાત બુલંદ ફરમાવશે :

لَآاِلٰهَ اِلَّااللّٰهُ وَحْدَهٗ لَاشَرِيْكَ لَهٗ، لَهُ الْمُلْكُ
وَلَهُ الْحَمْدُ يُحْيِيْ وَيُمِيْتُ وَهُوَحَيٌّ لَّايَمُوْتُ
بِيَدِهِ الْخَيْرُ وَهُوَ عَلٰى كُلِّ شَيْءٍ قَدِيْرٌ ط

**લા ઈલા-હ ઈલ્લલ્લાહુ, વહ્દહૂ લા શરી-ક લહૂ, લહુલ્ મુલ્કુ વ લહુલ્ હમ્દુ, યુહ્યી વ યુમીતુ, વ હુ-વ હય્યુલ્ લા યમૂતુ બિ-યદિહિલ્ ખયરુ, વ હુ-વ અલા કુલ્લિ શય્ઈન્ કદીર.**

**અર્થ :** અલ્લાહ તઆલા સિવાય કોઈ મા'બૂદ નથી, તે એકલો જ છે, તેનો કોઈ ભાગીદાર નથી, બાદશાહત તેના જ માટે છે અને તમામ પ્રકારની તારીફ તેના જ માટે છે. તે જ જિવાડે છે અને તે જ મૌત આપે છે. તે સદા જીવંત રહેનાર છે, એને મૌત કદાપિ આવતું નથી. બધી ભલાઈઓ તેના જ હાથ (અંકુશ)માં છે અને તે દરેક ચીજ પર કુદરત ધરાવે છે. *(તિરમિઝી–ઈબ્ને માજહ)*

ઈમામ બગવી (રહ.)એ ''શર્હુસ્સુન્નહ''માં આ રિવાયત ટાંકીને બજારની વ્યાખ્યા પણ દર્શાવી છે **"સૂકુન્ જામિઉન્ યુબાઉ ફીહ"** (મોટી બજાર, જ્યાં આમ યા જાહેર ખરીદ–વેચાણ થતું હોય).

ઈમામ બગવી (રહ.) ફરમાવે છે કે મામૂલી ઝિક્ર કરવા પર આવો મહાન સવાબ મળવાની હિકમત એ જ છે કે ઝિક્ર કરનારે ગાફિલ લોકોના પ્રચંડ સમૂહમાં અલ્લાહ તઆલાને યાદ રાખ્યો.

એક હદીસ અનુસાર ઉપરોક્ત દુઆ પઢનાર માટે (ઉક્ત ફઝાઈલ ઉપરાંત) જન્નતમાં એક ઘર પણ બનાવી દેવાશે.

*(મુસ્તદરકે હાકિમ, નવવી કૃત "અલ અઝકાર" પૃ. ૨૪૨, હદીસ નં. ૮૫૫)*

## ૫ : એક આયતનો સવાબ એક હજાર આયતો બરાબર

(૧) અબૂ દાવૂદ, તિરમિઝી, નસાઈમાં હઝરત ઈરબાઝ ઈબ્ને સારિયહ (રદિ.)થી રિવાયત છે કે રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) રાતના સૂવાથી પહેલાં આ મુસબ્બિહાત (સૂરએ હદીદ, સૂરએ હશ્ર, સૂરએ સફ, સૂરએ જુમ્આ તથા સૂરએ તગાબુન) પઢયા કરતા હતા અને આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો કે આમાં એક (૧) આયત એવી છે જે એક હઝાર (૧૦૦૦) આયતોથી અફઝલ છે. ઈબ્ને કસીરે આ રિવાયત નકલ કરવા પછી ફરમાવ્યું કે તે અફઝલ આયત સૂરએ હદીદની આ છે :

هُوَ الْاَوَّلُ وَالْاٰخِرُ وَالظَّاهِرُ وَالْبَاطِنُ ۚ وَهُوَ بِكُلِّ شَيْءٍ عَلِيْمٌ ③ (الحدید۵۷:۳)

**હુવલ્ અવ્વલુ વલ્ આખિરુ વઝ્ઝાહિરુ, વલ્ બાતિનુ વહુવ બિકુલ્લિ શયઈન અલીમ.**

(૧) આ આયતને એક (૧) વખત પઢવાથી ઈન્શાઅલ્લાહ એક હઝાર (૧,૦૦૦) આયતો પઢવા બરાબર સવાબ મળશે.

(૨) ઈબ્ને અબ્બાસ (રદિ.)એ ફરમાવ્યું કે અગર કોઈ વખત તમારા દિલમાં અલ્લાહ તઆલા અને દીને હક (ઈસ્લામ)ના મુઆમલામાં (વિશે) શયતાન કોઈ વસવસો (ખરાબ ખ્યાલાત અથવા શક) નાખે તો આ આયતને (સૂરએ હદીદની ત્રીજી આયત)ને આહિસ્તા (ધીરેથી) પઢી લો. *(ઈબ્ને કસીર)*

## ૬ : અપાર બખશિશ

હઝરત અબૂ હુરયરહ (રદિયલ્લાહુ તઆલા અન્હૂ)થી રિવાયત છે કે

અલ્લાહના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ફરમાવે છે : ''જે શખ્સ સૂતી વખતે આ (નીચે દર્શાવેલી) દુઆ પઢે, તો તેના સઘળા ગુનાહ માફ કરી દેવામાં આવે છે. ભલે, તે ગુનાહ દરિયાનાં ફીણ જેટલા (વધુ) હોય !''

لَآاِلٰهَ اِلَّا اللّٰهُ وَحْدَهٗ لَاشَرِيْكَ لَهٗ. لَهُ الْمُلْكُ وَلَهُ الْحَمْدُ وَهُوَ عَلٰى كُلِّ شَىْءٍ قَدِيْرٌ ط لَاحَوْلَ وَلَاقُوَّةَ اِلَّا بِاللّٰهِ الْعَلِيِّ الْعَظِيْمِ ط سُبْحَانَ اللّٰهِ وَالْحَمْدُ لِلّٰهِ وَلَآاِلٰهَ اِلَّا اللّٰهُ وَاللّٰهُ اَكْبَرُ ط

**લા ઈલા-હ ઈલ્લલ્લાહુ વહ્દહૂ લા શરી-ક લહૂ, લહુલ્ મુલ્કુ, વ લહુલ્ હમ્દુ, વ હુ-વ અલા કુલ્લિ શય્ઈન કદીર. લા હવ્લ, વલા કુવ્વત ઈલ્લા બિલ્લાહિલ્ અલિય્યિલ અઝીમ. સુબ્હાનલ્લાહિ વલ્હમ્દુ લિલ્લાહિ, વ લા ઈલા-હ, ઈલ્લલ્લાહુ વલ્લાહુ અકબર.**

**અર્થ :** અલ્લાહ તઆલા સિવાય કોઈ મા'બૂદ નથી, તે એકલો જ છે, તેનો કોઈ ભાગીદાર નથી. તેના જ માટે સલ્તનત છે અને તેના જ માટે તારીફ છે અને તે દરેક ચીજ (કરવા) શકિતમાન છે. ઉચ્ચ અને મહાન અલ્લાહ તઆલાની તવફીક વગર ન તો ગુનાહથી બચવાની તાકાત છે અને ન તો નેકી કરવાની શકિત. અલ્લાહની ઝાત પાક છે અને તમામ તારીફ અલ્લાહ તઆલા માટે છે અને અલ્લાહ તઆલા સિવાય કોઈ મા'બૂદ નથી અને અલ્લાહ તઆલા સૌથી મહાન છે. *(નસાઈ-ઈબ્ને હિબ્બાન)*

## ૭ : ભારેખમ કલિમાત

હુઝૂર નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : શું હું તમને તે (કલિમાત) ન શિખવાડું, જે (કલિમાત) હઝરત નૂહ (અલયહિસ્સલામ)એ પોતાના પુત્રને શીખવ્યા હતા. (એમણે પોતાના પુત્રને

સંબોધીને ફરમાવ્યું કે) હું તને આ (કલિમાત) પઢવાનો હુકમ કરું છું :

لَآ اِلٰهَ اِلَّا اللّٰهُ وَحْدَهٗ لَا شَرِيْكَ لَهٗ، لَهُ الْمُلْكُ وَلَهُ الْحَمْدُ وَهُوَ عَلٰى كُلِّ شَيْءٍ قَدِيْرٌ ط

**લા ઈલા-હ ઈલ્લલ્લાહુ વહ્દહૂ લા શરી-ક લહૂ લહુલ્ મુલ્કુ વ લહુલ્ હમ્દુ વ હુ-વ અલા કુલ્લિ શય્ઈન્ કદીર.**

*(બુખારી—મુસ્લિમ)*

—કારણ કે બેશક, જો તમામ આસમાન ત્રાજવાના એક છાબડામાં મૂકવામાં આવે (અને બીજા છાબડામાં આ કલિમાતને મૂકવામાં આવે) તો આ કલિમાતવાળું છાબડું ઝુકી—નમી જાય અને જો (સઘળા આકાશ) એક બંધ કુંડાળું બની જાય તો આ (કલિમાત) એને તોડી—ફોડી નાખે.

—અને (હે પુત્ર !) હું તને **"સુબ્હાનલ્લાહિ વ બિ-હમ્દિહી"** પઢવાનો હુકમ આપું છું, કારણ કે બેશક, તે સમગ્ર મખ્લૂકની દુઆ છે અને મખ્લૂકની તસ્બીહ છે અને એના દ્વારા જ મખ્લૂકને રોઝી આપવામાં આવે છે.

*(ઈબ્ને અબી શયબહ—કન્ઝુલ ઉમ્માલ : ૧/૪૭૧)*

## ૮ : બીમારીમાં તંદુરસ્તીના સમયના આ'માલનો સવાબ

હઝરત અબૂ મૂસા અશ્અરી (રદિ.)થી રિવાયત છે કે રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : જ્યારે બંદો બીમાર પડે અથવા સફરે જાય અને આ બીમારી યા સફરના કારણે પોતાની ઈબાદત વગેરેના મા'મૂલાત પૂરા કરવાથી મજબૂર થઈ જાય તો અલ્લાહ તઆલાને ત્યાં એના આ'માલ એ જ પ્રમાણે લખવામાં આવે છે, જે પ્રમાણે તે તંદુરસ્તી કે સ્વાસ્થ્યની હાલતમાં અને ઈકામતના જમાનામાં કરતો રહેતો હતો. *(બુખારી—મઆરિફુલ હદીષ)*

**બીમારીની હાલતમાં પઢવાની દુઆ :**

જે માણસ બીમારીની હાલતમાં નીચેની દુઆ ચાળીસ વખત પઢશે તો જો

તે મૃત્યુ પામશે તો તેને શહીદ જેટલો સવાબ મળશે અને જો સારો–તંદુરસ્ત થઇ જશે તો તેના તમામ ગુનાહ માફ કરી દેવાશે :

لَآ اِلٰهَ اِلَّآ اَنْتَ سُبْحٰنَكَ ۖ اِنِّیْ كُنْتُ مِنَ الظّٰلِمِیْنَ ﴿۸۷﴾

(الانبیاء ۲۱:۸۷)

**લા ઇલા–હ ઇલ્લા અન્ત સુબ્હાન–ક ઇન્ની કુન્તુ મિનઝ્ ઝાલિમીન.**

અને જો બીમારીની હાલતમાં નીચે ટાંકેલી દુઆ પઢશે અને વફાત પામશે તો એને દોઝખની આગ લાગશે નહિ :

لَآ اِلٰهَ اِلَّا اللّٰهُ اَللّٰهُ اَكْبَرُ، لَآ اِلٰهَ اِلَّا اللّٰهُ وَحْدَهٗ لَا شَرِيْكَ لَهٗ، لَآ اِلٰهَ اِلَّا اللّٰهُ لَهُ الْمُلْكُ وَلَهُ الْحَمْدُ، لَآ اِلٰهَ اِلَّا اللّٰهُ وَلَا حَوْلَ وَلَا قُوَّةَ اِلَّا بِاللّٰهِ ط

**લા ઇલા–હ ઇલ્લલ્લાહુ અલ્લાહુ અકબર, લા ઇલા–હ ઇલ્લલ્લાહુ વહ્દહુ લા શરી–ક લહુ, લા ઇલા–હ ઇલ્લલ્લાહુ લહુલ્ મુલ્કુ વ લહુલ્ હમ્દુ, લા ઇલા–હ ઇલ્લલ્લાહુ વલા હવ્લ વલા કુવ્વત ઇલ્લા બિલ્લાહ.** *(તિરમિઝી, નસાઇ, ઇબ્ને માજહ)*

## ૯ : ચાર બીમારીઓથી હિફાઝત

આજકાલ અસંખ્ય બીમારીઓ ફેલાયેલી છે. અનેક અસાધ્ય–જીવલેણ બીમારીઓનો ઉપદ્રવ વધતો જ જાય છે. હૉસ્પિટલો અને દવાખાનાઓની સરખામણીમાં બીમારીઓનું પ્રમાણ વધતું જાય છે. જે બીમારીઓનું કદી નામ સુદ્ધાં સાંભળ્યું ન હતું, તે આજે વ્યાપકરૂપે જોવા મળે છે. હુઝૂર નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ચાર ભયંકર બીમારીઓથી હિફાઝતનો બહુ આસાન ઉપાય બયાન ફરમાવ્યો છે. વાંચો અને એના પર અમલ કરો !

હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : (હે કબીસહ !) જ્યારે તમે ફજરની નમાઝ પઢી ચૂકો તો ફજરની નમાઝ પછી ત્રણ વખત (આ કલિમાત) પઢયા કરો :

سُبْحَانَ اللّٰهِ الْعَظِيْمِ وَبِحَمْدِهٖ وَلَا حَوْلَ وَلَا قُوَّةَ اِلَّا بِاللّٰهِ

**સુબ્હાનલ્લાહિલ્ અઝીમિ વ બિહમ્દિહી, વલા હવ્લ વલા કુવ્વ-ત ઈલ્લા બિલ્લાહ.**

(જો તમે આ કલિમાત પઢતા રહેશો તો) અલ્લાહ તઆલા તમને ચાર બીમારીઓથી મહફૂઝ રાખશે: રકતપિત્ત, પાગલપન, આંધળાપણું અને લકવા.

*(અમલુલ યવ્મ વલ્લયૂલહ)*

## ૧૦ : બેમિસાલ કલિમાત

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.) ફરમાવે છે કે રસૂલે અકરમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે અલ્લાહના કોઈ બંદાએ નીચે દર્શાવેલાં કલિમાત પઢયાં તો બે ફરિશ્તાઓ માટે મુશ્કેલ થઇ પડયું કે એમને કેવી રીતે લખે (અર્થાત્ એમનો અજર—સવાબ કેટલો લખે). આ બંને ફરિશ્તા આસમાન પર ચઢયા અને એમણે દરબારે ખુદાવંદીમાં અરજ કરી : હે અમારા પરવરદિગાર ! તારા બંદાએ એવાં કલિમાત કહ્યાં છે કે અમારી સમજમાં નથી આવતું કે એમને કેવી રીતે લખીએ ? ! અલ્લાહ તઆલા બંદાએ કહેલાં કલિમાત જાણતો હોવા છતાં (ફરિશ્તાઓને) પૂછે છે કે મારા બંદાએ કયા કલિમાત કહ્યાં છે ? ફરિશ્તાઓ કલિમાતને દોહરાવે છે. અલ્લાહ તઆલા ફરમાવે છે કે આ કલિમાતને મારા બંદાએ જેવી રીતે કહ્યાં છે, એવી જ રીતે લખી લો. મારી મુલાકાત પર હું જ એને આ કલિમાતનો બદલો અર્પણ કરીશ. (તે કલિમાત આ પ્રમાણે છે) :

يَا رَبِّ لَكَ الْحَمْدُ كَمَا يَنْبَغِيْ لِجَلَالِ
وَجْهِكَ وَعَظِيْمِ سُلْطَانِكَ

**યા રબ્બિ લકલ્ હમ્દુ કમા યમ્બગી લિ-જલાલિ વજ્હિ-ક વ અઝીમિ સુલ્તાનિક.**

**અર્થ :** હે મારા પરવરદિગાર ! તારા જ માટે સર્વ પ્રકારની તારીફ છે, જેવી કે તારા ચહેરાના જલાલને અને તારી મહાન સલતનતને અનુરૂપ છે. *(ઈબ્ને માજહ)*

## ૧૧ : મૂલ્યવાન પાંચ કલિમાત

અલ્લાહના પ્યારા રસૂલ હઝરત મુહમ્મદ મુસ્તફા (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ હઝરત અલી (ક. વ.)ને ફરમાવ્યું કે (હે અલી રદિ !) તમને પાંચ હજાર બકરીઓ આપું યા પાંચ કલિમાત બતાવી દઉં, જેમાં તમારા માટે દુનિયા અને આખિરતની સફળતા છે ? હઝરત અલી (ક. વ.)એ અરજ કરી : યા રસૂલલ્લાહ (સલ.) ! પાંચ હજાર બકરીઓ તો (દુન્યવી દષ્ટિએ) ઘણી વધુ છે; પરંતુ મને તો પેલા પાંચ કલિમાત જ બતાવી દો (જે દુનિયા અને આખિરતની કામિયાબીનું નિમિત્ત છે). હઝરત અલી (ક.વ.)ની વિનંતી પર હુઝૂરે અકદસ (સલ.)એ આ દુઆ બતાવી :

اَللّٰهُمَّ اغْفِرْ لِيْ ذَنْبِيْ وَوَسِّعْ لِيْ خُلُقِيْ
وَطَيِّبْ لِيْ كَسْبِيْ وَقَنِّعْنِيْ بِمَا رَزَقْتَنِيْ
وَلَا تُذْهِبْ قَلْبِيْ اِلٰى شَيْءٍ صَرَّفْتَهٗ عَنِّيْ ط

**અલ્લાહુમ્મગ્ફિર્ લી ઝમ્બી, વ વસ્સિઅ્ લી ખુલુકી, વ તય્યિબ્ લી કસ્બી, વ કન્નિઅ્ની બિમા રઝક્તની, વલા તુઝ્હિબ્ કલ્બી ઈલા શય્ઈન્ સરફ્તહૂ અન્ની.**

**અર્થ :** હે અલ્લાહ ! મારા ગુનાહોને માફ ફરમાવી દે અને મારા અખ્લાકને વિશાળ ફરમાવી દે અને મારી કમાઈને પાક ફરમાવી દે અને જે રોઝી તું મને અર્પણ કરે, તેના પર મને કનાઅત (પરિતુષ્ટિ—સંતોષ) નસીબ ફરમાવ અને

જે ચીજને તું મારાથી હટાવી લે તો પછી મારા દિલમાં એની તલબ અને રુચિ બાકી ન રાખ. *(ઈબ્નુન્નજ્જાર, કન્ઝુલ ઉમ્માલ : ૨/૬૮૨)*

## ૧૨ : દસ (૧૦) સૂરતો દસ (૧૦) વસ્તુઓથી બચાવે છે

★ સૂરએ ફાતિહા (અલ્હમ્દુ શરીફ) અલ્લાહના ગઝબથી બચાવે છે.
★ સૂરએ યાસીન શરીફ કિયામતના દિવસે તરસ્યા રહેવાથી બચાવશે.
★ સૂરએ દુખાન કિયામતની ભયંકરતાથી બચાવે છે.
★ સૂરએ વાકિઅહ ફક્ર અને ફાકાથી બચાવે છે.
★ સૂરએ મુલ્ક કબરના અઝાબથી બચાવે છે.
★ સૂરએ કૌષર દુશ્મનોની દુશ્મનીથી બચાવે છે.
★ સૂરએ કાફિરૂન મૌત વખતે કુફ્રથી બચાવે છે.
★ સૂરએ ઈખ્લાસ (કુલ હુ—વલ્લાહ) મુનાફકતથી બચાવે છે.
★ સૂરએ ફલક ઈર્ષાળુઓની ઈર્ષાથી બચાવે છે.
★ સૂરએ નાસ વસવસાઓથી બચાવે છે. *(રૂહુલ મઆની)*

## ૧૩ : નૂરે અઝીમની પ્રાપ્તિ

રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : જે માણસ જુમ્અહના દિવસે મારા પર સો (૧૦૦) વખત દુરૂદ શરીફ પઢે છે તો એ માણસ કિયામતના દિવસે એવી હાલતમાં આવશે કે એની સાથે (એક એવું) નૂર હશે કે જો એ નૂરને સમગ્ર મખ્લૂક પર વહેંચી દેવામાં આવે તો એ નૂર એમના સૌના માટે (અર્થાત્ આખી મખ્લૂક માટે) કાફી થઇ પડશે. *(કન્ઝુલ ઉમ્માલ : ૨/૫૦૭)*

## ૧૪ : ગરીબના હકો

હઝરત અનસ (રદિ.) ફરમાવે છે કે રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે, અલ્લાહ તઆલા ઇરશાદ ફરમાવે છે :

‘‘જેણે મારી મખ્લૂકમાંથી કોઇ એવા કમજોર—નબળાની સાથે ભલાઇ

કરી જેનો કિફાયત કરનારો (કફાલત અર્થાત્ ભરણપોષણ કરનારો) કોઈ ન હતો તો એવા બંદાની કિફાયત અને કફાલતનો હું જામીન છું.'' *(ખતીબ)*

## ૧૫ : ભાઈની દુઆએ ગાઈબાનહ

હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ફરમાવતા હતા કે,

''મર્દ મુસલમાનની તે દુઆ જે તે પોતાના ભાઈના માટે ગાઈબાનહ કરે છે, જરૂર કબૂલ થાય છે. એના પર એક ફરિશ્તો મુકર્રર હોય છે, જ્યારે તે પોતાના ભાઈના માટે દુઆએ ખૈર કરે છે, ત્યારે ફરિશ્તો તેના પર ''આમીન'' કહે છે અને આ પ્રમાણે કહે છે : **"વ લક મિસ્લુ ઝાલિક."**

*(અલ અદબુલ મુફરદ)*

## ૧૬ : હદીસ પઢવાની બરકત

''ફવાઈદુલ ફુવાદ''માં હઝરત ખ્વાજા નિઝામુદ્દીન ઔલિયા (રહ.)એ સહીહ હદીસની ફઝીલત બયાન કરતાં લખ્યું છે કે એકવાર મવલાના રઝીયુદ્દીન નિશાપુરી (રહમતુલ્લાહ) બીમાર થઈ ગયા. બીમારી લંબાઈ. આપ હઝરતની પડોશે એક જાણકાર માણસ રહેતો હતો. તે આપ હઝરતની ખબર પૂછવા આવ્યો, એ વખતે મવલાના સાહબની હાલત ખરાબ હતી. તે દાનિશમંદ માણસ આપના સિરાણે યાને માથા તરફ બેસી ગયો અને આ હદીસ શરીફ પઢી :

**કાલન્નબિય્યુ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ અલ્ગીબતુ અશદ્દુ મિનઝ્ઝિના.**

મવલાના રઝીયુદ્દીન પર જો કે બીમારીની ભારે અસર હતી, છતાં કંઈક સ્વસ્થ થઈને આપ હઝરતે પેલા દાનિશમંદને કહ્યું :

''આ હદીસ અત્યારે પઢવાનો શો મોકો અને પ્રસંગ છે ? અત્યારે ન તો ઝિનાની કશી ચર્ચા થઈ રહી છે, ન તો ગીબત કે પરનિંદાની કશી વાત હમણાં ચાલે છે. આ હદીસ અત્યારે પઢવાનું કારણ તમે શું બતાવો છો ?''

તે દાનિશમંદે જણાવ્યું કે મારી સામે અત્યારે આપે જણાવ્યું તેવું કોઈ કારણ નથી પણ મેં એવું સાંભળ્યું છે કે, જો બીમારને સિરાણે પયગમ્બર

(સલ.)ની સહીહ હદીસોમાંથી કોઈ હદીસ પઢવામાં આવે તો ઈન્શા અલ્લાહ બીમાર શખ્સ સાજો થાય છે. આ હદીસ શરીફ મુતવાતિર સતત રીતે બયાન થયેલી અને સહીહ છે અને આપ તંદુરસ્ત થાવ એવી નિય્યતે મેં આ હદીસ શરીફ પઢી છે.

મવલાના રઝીયુદ્દીન (રહ.) આ સાંભળી ખામોશ થઈ ગયા. અલ્લાહ પાકે પોતાના ફઝલથી તેમને થોડાક જ વખતમાં તંદુરસ્તી આપી.

## ૧૭ : મૌત પર સબર અને તેનો અજર

હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે કે રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે :

અલ્લાહ તઆલાનો ઈરશાદ છે કે : ''જ્યારે હું કોઈ ઈમાનવાળા બંદા (કે બંદી)ના કોઈ પ્યારા—વહાલાને ઉઠાવી લઉં, પછી તે સવાબની ઉમ્મીદથી સબર કરે તો મારી પાસે તેના માટે જન્નતના સિવાય કોઈ બદલો (વળતર) નથી.''

*(સહીહ બુખારી, મઆરિફુલ હદીસ)*

## ૧૮ : નફલ નમાઝ કરતાં વધુ અફઝલ કામ

ફકીહ અબુલ્લૈસ સમરકંદી (રહ.) પોતાના વાલિદની સનદથી હઝરત અનસ (રદિ.)થી રિવાયત કરે છે કે :

આપ (રદિ.)એ અરજ કરી કે યા રસૂલલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ! હું એક રોટી સદકો કરું એ આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને વધારે પસંદ છે કે પછી સો રકાત નફલ નમાઝ અદા કરું એ વધારે પસંદ છે ? આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે એક રોટી સદકામાં આપો એ સો રકાત નફલ નમાઝ પઢવા કરતાં બેહતર છે. આ પછી પૂછ્યું કે યા રસૂલલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ! એક મુસ્લિમની હાજત રવાઇ—જરૂરિયાત પૂરી કરવી એ આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને વધુ પસંદ છે કે પછી સો (૧૦૦) રકાત નફલ નમાઝ પઢું એ વધુ પસંદ છે ? ફરમાવ્યું કે એક મુસલમાનની હાજત પૂરી કરો એ સો (૧૦૦) રકાત નફલ નમાઝ પઢો

એના કરતાં મને વધુ મહબૂબ છે.

આ પછી મેં અરજ કરી કે યા રસૂલલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)! હરામનો એક લુકમો–કોળિયો ખાવાનું છોડી દઉં એ વધુ ગમે છે કે પછી એક હજાર (૧,૦૦૦) રકાત નફલ નમાઝ પઢું એ વધુ ગમે છે? ફરમાવ્યું કે હા, તમો હરામનો એક લુકમો ખાવાનું છોડી દો એ બે હજાર (૨,૦૦૦) રકાત નફલ નમાઝ પઢો એના કરતાંયે મને વધુ ગમે છે.

ફરી મેં પૂછયું કે યા રસૂલલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)! એક ગીબત છોડી દેવી આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને વધુ પસંદ છે કે પછી બે હજાર (૨,૦૦૦) રકાત નફલ નમાઝ અદા કરું એ વધુ પસંદ છે? આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે તમો એક ગીબત કરવાનું માંડી વાળો એ તમે દસ હજાર (૧૦,૦૦૦) રકાત નફલ નમાઝ પઢો એના કરતાં મને વધુ પસંદ છે.

આગળ મેં સવાલ કર્યો કે એક બેવા–વિધવાની જરૂરત પૂરી કરવી આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને વધુ પસંદ છે કે પછી દસ હજાર (૧૦,૦૦૦) રકાત નમાઝ અદા કરવી એ વધુ પસંદ છે? આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ જવાબ આપ્યો કે તમો ત્રીસ હજાર (૩૦,૦૦૦) રકાત નફલ અદા કરો એના કરતાંયે આ કામ મને વધુ પસંદ છે.

આગળ મેં સવાલ કર્યો કે યા રસૂલલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)! ઘરમાં હું બાળ–બચ્ચાંઓ સાથે બેસું (નવરાશના સમયમાં) કે પછી મસ્જિદમાં જઈ બેસું એ વધુ પસંદ છે? આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે ઘડીભર પોતાના બચ્ચાંઓ વચ્ચે (દિલ ખુશ કરવા ખાતર) બેસવું એ મને મારી આ મસ્જિદ (મસ્જિદે નબવી)માં એ'તિકાફ કરવા બેસો એના કરતાં વધુ પસંદ છે. આ પછી (આ સવાલના અનુસંધાનમાં) મેં પૂછયું કે યા રસૂલલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)! ફરમાવો કે બાળ–બચ્ચાં પાછળ ખર્ચ કરવો એ વધુ પસંદ છે કે પછી ફી સબીલિલ્લાહ ખર્ચ કરું એ વધુ પસંદ છે? આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે જે કોઇ પોતાના બાળ–બચ્ચાંઓ ઉપર એક દિરહમ ખર્ચ કરે એ અલ્લાહના રસ્તામાં એક હજાર (૧,૦૦૦) દિરહમ ખર્ચ કરે એનાં કરતાં મને વધુ પસંદ છે.

છેલ્લે મેં અરજ કરી કે યા રસૂલલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ! માં—બાપની ઇતાઅત—તાબેદારી કરવામાં આવે એ વધુ ઉત્તમ છે કે પછી એક હજાર વરસ સુધી ઈબાદત કરવામાં આવે એ વધુ ઉત્તમ છે ? આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે હે અનસ (રદિ.) ! સાંભળો હવે હક—સત્ય આવી ગયું અને બાતિલ—જૂઠ દૂર થયું. માં—બાપની ઇતાઅત એ વીસ લાખ (૨૦,૦૦,૦૦૦) વરસની ઈબાદતથી પણ વધીને છે !

*(રિસાલા વસિય્યતુલ ઈરફાન, ઓગષ્ટ—૮૭)*



## દુરૂદે ઈબ્રાહીમ

اَللّٰهُمَّ
صَلِّ عَلٰى مُحَمَّدٍ وَّعَلٰٓى اٰلِ
مُحَمَّدٍ كَمَا صَلَّيْتَ عَلٰٓى اِبْرَاهِيْمَ
وَعَلٰٓى اٰلِ اِبْرَاهِيْمَ اِنَّكَ حَمِيْدٌ
مَّجِيْدٌ ط اَللّٰهُمَّ بَارِكْ عَلٰى مُحَمَّدٍ
وَّعَلٰٓى اٰلِ مُحَمَّدٍ كَمَا بَارَكْتَ عَلٰٓى
اِبْرَاهِيْمَ وَعَلٰٓى اٰلِ اِبْرَاهِيْمَ
اِنَّكَ حَمِيْدٌ مَّجِيْدٌ ط

# ✪ પ્રકરણ–૨૩ ✪

## જન્નતી આ'માલ

(૧) જે માણસનું મૌત એવી હાલતમાં આવે કે તેનો અકીદો એવો હોય કે અલ્લાહ તઆલા સિવાય બીજું કોઇ પણ ઈબાદતને લાયક નથી અને હઝરત મુહમ્મદ (સલ.) અલ્લાહ તઆલાના બંદા અને રસૂલ છે તો તે માણસ જન્નતમાં દાખલ થશે.

(૨) જે માણસ એવી ગવાહી આપે કે અલ્લાહ તઆલા સિવાય બીજું કોઈ પણ ઈબાદતને લાયક નથી, અને હઝરત મુહમ્મદ (સલ.) અલ્લાહ તઆલાના રસૂલ છે, તો એવા માણસ ઉપર સદા માટે દોઝખનો અઝાબ હરામ છે.

(૩) અઝાનનો જવાબ આપનાર જન્નતમાં દાખલ થશે.

(૪) અઝાન આપવાનો અમલ જન્નતમાં દાખલ કરાવનાર અમલ છે.

(૫) અલ્લાહ તઆલાને રાજી કરવા માટે મસ્જિદ બનાવનારનું જન્નતમાં ઘર બનશે.

**ખુલાસો :** મારા ભાઇઓ ! ઉપરની હદીસથી એ વાત સાબિત થાય છે કે ઇન્શાઅલ્લાહ મસ્જિદ બનાવનારનો ખાતિમા ઈમાનની સાથે થશે, કારણ કે જન્નતમાં તો તેનું જ ઘર બનશે, ઇન્શાઅલ્લાહ જે દુન્યાથી ઈમાનની હાલતમાં મૃત્યુ પામ્યો હશે. માટે મારા ભાઈઓ ! કોશિશ કરો. વધુ ને વધુ માલ–દૌલત મસ્જિદો પાછળ ખર્ચ કરો.

(૬) ચોવીસ કલાકમાં ફર્ઝ નમાઝો સિવાય બીજી બાર રકાતો પઢનાર માટે જન્નતમાં ઘર તૈયાર થાય છે.

ફજર પહેલાં ૨ સુન્નતો
ઝોહર પહેલાં ૪ સુન્નતો
ઝોહર પછી ૨ સુન્નતો
મગરિબ પછી ૨ સુન્નતો
ઈશા પછી ૨ સુન્નતો

(૭) સખાવત કરનાર અલ્લાહ તઆલાથી અને જન્નતથી નજીક છે.

(૮) ગરીબોને ખવડાવનાર જન્નતમાં એવા બાલાખાનાઓ (અટારીઓ)માં રહેશે, જેમાંથી આરપાર દેખાય છે.

(૯) સદકએ–ફિત્ર રોઝહદારની દરેક પ્રકારની કમઝોરીઓનો કફ્ફારો બને છે.

(૧૦) ઈદની નમાઝ પહેલાં સદકએ–ફિત્ર અદા કરવાથી મકબૂલ (કબૂલ) થઈ ચૂકેલી ઝકાતના બરાબર સવાબ મળે છે.

(૧૧) જે માણસે પાક કમાણી પર જીવન બસર કર્યું, સુન્નતો પર અમલ કર્યો અને લોકોને પોતાની શરારતોથી બચાવ્યાં તે માણસ જન્નતી છે.

(૧૨) બહેનોની સારી રીતે પરવરિશ કરનાર માણસ જન્નતમાં દાખલ થશે.

(૧૩) બે છોકરીઓની સારી રીતે પરવરિશ કરનાર માણસને જન્નતમાં હુઝૂર (સલ.)નો સહવાસ નસીબ થશે.

(૧૪) પુત્રીઓ પર પુત્રોને સરસાઈ ન આપનાર માણસને અલ્લાહ તઆલા જન્નતમાં દાખલ ફરમાવશે.

(૧૫) છોકરા–છોકરીઓ સાથે એકસરખો વર્તાવ રાખનાર માણસને અલ્લાહ તઆલા જન્નતમાં દાખલ ફરમાવશે.

(૧૬) બે બચ્ચાંઓનાં મૌત પર સબર કરનાર માં–બાપને જન્નતમાં દાખલ કરવામાં આવશે.

(૧૭) એક બચ્ચાના મૌત પર સબર કરનાર માં–બાપને જન્નતમાં દાખલ કરવામાં આવશે.

(૧૮) સાચા દિલથી કલિમ–એ–શહાદત પઢનારના ગુનાહોનાં નવ્વાણું (૯૯) દફતરો ભરેલા હોય તો પણ કલિમ–એ–શહાદતના વજનથી તેની બખશિશ થઈ જશે.

(૧૯) ઈન્સાફ કરનાર જન્નતી છે.

(૨૦) કમઝોર પર નરમી કરનારને અલ્લાહ તઆલા જન્નતમાં દાખલ ફરમાવશે. *(જન્નતી આ'માલ અને દોઝખી આ'માલ, પ્રકાશન નં. ૧૧૬)*

# ✪ પ્રકરણ–૨૪ ✪

## બિદઅતો

હઝરત અબૂબક્ર સિદ્દીક (રદિ.)થી રિવાયત છે કે નબીએ કરીમ (સલ.)એ ફરમાવ્યું :

ઈબ્લીસે કહ્યું : "ગુનાહો કરાવતાં મેં આદમીઓની કમરો તોડી નાંખી અને તૌબા કરી કરીને તેઓએ મારી કમર તોડી નાંખી. જ્યારે મેં આ મુસીબત જોઈ તો તેઓને બિદઅતોમાં ફસાવી દીધા કે જેથી તેઓ એમ જ સમજતા રહે કે તેઓ બહુ સારાં કામો કરી રહ્યાં છે. એટલે તેઓ તૌબા જ કરવા ન પામે. *(અત્તરગીબ વ ત્તરહીબ, જિ. ૧, પેજ ૮૭)*

**ખુલાસો** : આ હદીસથી બિદઅત ઘડી કાઢવાનો ભેદ ખુલી ગયો અને જે હદીસોમાં એવું આવ્યું છે કે બિદઅતીની તૌબા કબૂલ થતી નથી, જ્યાં સુધી કે તે પોતાની બિદઅતથી તૌબા નહિ કરે. તેનું એક કારણ એ પણ નીકળી આવ્યું કે બિદઅતી જ્યારે પોતાની બિદઅતને સુન્નત અને નેકી સમજે છે તો તેનાથી તૌબા જ નથી કરતો, અગર તૌબા કરત તો કબૂલ થાત.

(૧) દીનમાં જે વાતનું અસ્તિત્વ ન હોય એવી કોઇ નવી વાત પોતાના તરફથી દીનમાં દાખલ કરવી એ મરદૂદ છે.

(૨) બિદઅતી મુસલમાનનાં રોઝા કબૂલ થતા નથી.

(૩) બિદઅતી મુસલમાનની નમાઝ કબૂલ થતી નથી.

(૪) બિદઅતી મુસલમાનની હજ્જ કબૂલ થતી નથી.

(૫) બિદઅતી મુસલમાનની નફલો કબૂલ થતી નથી.

(૬) બિદઅતી મુસલમાનનાં ફર્ઝો કબૂલ થતાં નથી.

(૭) બિદઅતી મુસલમાન ઈસ્લામથી એવો નીકળી જાય છે જેવી રીતે કે આટામાંથી વાળને કાઢીને બહાર ફેંકી દેવામાં આવે છે.

(૮) બિદઅત એ ગુમરાહી છે અને દરેક પ્રકારની ગુમરાહીનો અંજામ દોઝખની આગ છે.

(૯) બિદઅતો આચરનાર લોકો સુન્નતોની બરકતોથી મહરૂમ થઈ જાય છે.

(૧૦) બિદઅતો ચાલુ કરનાર લોકોના આ'માલનામામાં તેમણે ચાલુ કરેલી બિદઅતોને અનુસરનાર લોકોના ગુનાહો પણ લખવામાં આવશે.

(૧૧) સૂરએ ઈખ્લાસને ત્રણ વખત પઢવાને જરૂરી સમજવું બિદઅત છે.

(૧૨) નિકાહ પહેલાં ઈમાને મુજમલ અને ઈમાને મુફસ્સલ પઢાવવું બિદઅત છે.

(૧૩) નિકાહ પછી નિકાહ કરનારનો મુસાફહા (હસ્તધૂનન) કરવો બિદઅત છે.

(૧૪) પાંચ વખતની નમાઝો પછી જોરજોરથી કલિમો પઢવો બિદઅત છે.

(૧૫) સદકા—ખૈરાત માટે દિવસો નક્કી કરવા બિદઅત છે.

(૧૬) ફજર, ઝોહર, અસર, મગરિબ, ઈશા, જુમ્અહ, ઈદુલ ફિત્ર અને ઈદુલ અદહાની નમાઝ પઢીને પરસ્પર મુસાફહ હસ્ત—મેળાપ કરવો બિદઅત છે.

(૧૭) ઈમામનું નમાઝોમાં અવાઝથી બિસ્મિલ્લાહ પઢવું બિદઅત છે.

(૧૮) જનાઝાની નમાઝ પઢીને દફનક્રિયા પહેલાં સામૂહિક દુઆ કરવી બિદઅત છે.

(૧૯) જનાઝાની નમાઝ પઢીને ફાતિહા પઢવું બિદઅત છે.

(૨૦) અરબી સિવાય બીજી ભાષામાં ખુત્બો પઢવું બિદઅત છે.

(૨૧) રમઝાન શરીફની છેલ્લી જુમ્અહને બીજી બધી જુમ્અહ કરતાં વધુ મહત્ત્વતા આપવી બિદઅત છે.

(૨૨) ખુત્બો પઢનારે ખુત્બો પઢતી વખતે ડાબી અને જમણી તરફ પોતાનું શરીર ફેરવવું બિદઅત છે.

(૨૩) ઈદુલ ફિત્રના ખુત્બા પછી દુઆ માંગવી બિદઅત છે.

(૨૪) ઈદુલ ફિત્રના ખુત્બા પછી પરસ્પર મુસાફહા કરવો બિદઅત છે.

(૨૫) ઇદ્દુલ અદહાના ખુત્બા પછી પરસ્પર મુસાફહા કરવો બિદઅત છે.

(૨૬) જનાઝો ઉઠાવતાં પહેલાં ફાતિહા પઢવા બિદઅત છે.

(૨૭) જનાઝાની નમાઝ પછી સામૂહિક દુઆ કરવી બિદઅત છે.

(૨૮) જનાઝાની નમાઝ પછી ફાતિહા પઢવા બિદઅત છે.

(૨૯) જનાઝા સાથે ચાલતાં ચાલતાં જોર જોરથી કલિમ—એ તય્યિબહ પઢવું બિદઅત છે.

(૩૦) જનાઝા પર પાક ફૂલોની ચાદર મૂકવું બિદઅત છે.

(૩૧) મર્હૂમને દફનાવ્યા પછી તેના ઘરવાળાઓ સાથે મુસાફહા કરવો બિદઅત છે.

(૩૨) મર્હૂમોને સવાબ પહોંચાડવા માટે ઝિયારત કરવી બિદઅત છે.

(૩૩) કિબ્લા તરફ પગ કરવા હરામ તથા મકરૂહે તહરીમી છે.

(૩૪) કુર્આન શરીફને વુઝૂ વગર પકડવું હરામ તથા મકરૂહે તહરીમી છે.

(૩૫) જનાબતની હાલતમાં કુર્આન શરીફ પઢવું હરામ તથા મકરૂહે તહરીમી છે.

(૩૬) ગેર મુસ્લિમોની ધાર્મિક ઉજવણીઓમાં શરીક થવું હરામ તથા મકરૂહે તહરીમી છે.

(૩૭) નશો લાવનારી વસ્તુ ખાવી અથવા પીવી હરામ તથા મકરૂહે તહરીમી છે.

(૩૮) અલ્લાહ તઆલા સિવાય બીજા કોઇને આલિમુલ ગૈબ માનવો શિર્ક છે.

(૩૯) કિયામતના દિવસનો ઈનકાર કરવો કુફ્ર છે.

(૪૦) મૌત પછી ફરીવાર જીવંત થવાનો ઈનકાર કરવો કુફ્ર છે.

(૪૧) કુર્આન શરીફનું અપમાન કરવું કુફ્ર છે.

(૪૨) હરામ જાનવરોને હલાલ સમજવા કુફ્ર છે.

(૪૩) હરામ વસ્તુઓને હલાલ સમજવી કુફ્ર છે.

(૪૪) "મુસ્લિમો કરતાં ગેર મુસ્લિમો સારા છે" એમ કહેવામાં કુફ્રનો ભય છે.

(૪૫) પોતાની અવરત સાથે હૈઝ (રક્તસ્ત્રાવ)ની હાલતમાં હમબિસ્તર થવું—સંભોગ કરવો હરામ તથા મકરૂહે તહરીમી છે.

*(ઈસ્લામી અરકાન, પ્રકાશન નં. ૪૪, જન્નતી આ'માલ અને દોઝખી આ'માલ, પ્રકાશન નં. ૧૧૬)*

**નમ્ર વિનંતી** : મારા ભાઈઓ અને બહેનો ! ઉપરના બદકૃત્યોથી પોતે પણ ખૂબ બચો અને બીજાને પણ બચાવો. બિદઅતીના નેક અમલો, નેકીઓ, સવાબનાં કામો કબૂલ થતાં જ નથી. બીજું, જહન્નમનો હકદાર થઈ જાય છે. આનાથી મોટું બીજું શું નુકસાન હોઈ શકે ? અલ્લાહ પાક તમામ પ્રકારની બિદઅતોથી અને હરામ કાર્યોથી બચવાની તૌફીક અતા ફરમાવે અને ચીવટાઈથી સુન્નતો પર અમલ કરવાની તૌફીક અતા ફરમાવે, આમીન !





اَللّٰهُمَّ صَلِّ عَلٰى مُحَمَّدٍ وَّعَلٰٓى اٰلِ مُحَمَّدٍ فِى الْاَوَّلِيْنَ وَالْاٰخِرِيْنَ وَفِى الْمَلَاِ الْاَعْلٰى اِلٰى يَوْمِ الدِّيْنِ ط



اَللّٰهُمَّ صَلِّ عَلٰى مُحَمَّدٍ مِّلْاَ السَّمٰوٰتِ وَمِلْاَ الْاَرْضِ وَمِلْاَ الْعَرْشِ الْعَظِيْمِ ط



# ✪ પ્રકરણ—૨૫ ✪

## આધુનિક મસાઈલ

**મસ્અલહ** : વર્તમાન યુગમાં તકવીમ (નમાઝોનું સમયપત્રક)ની બુનિયાદ ખગોળશાસ્ત્ર (Astronomy) પર રહે છે, એ કારણે અવકાતે સલાતમાં તકવીમની રિઆયત કરવામાં કશો વાંધો નથી. હા, જો બીજાં માધ્યમો દ્વારા સમયની જાણકારી મળી જાય તો પછી તકવીમને ઝન્ને ગાલિબ (ગાલિબ ગુમાન)ની બુનિયાદ પર ત્યજી દેવામાં આવશે.

**મસ્અલહ** : શરીઅતે કિબ્લાની દિશા નિયુકત કરવામાં બહુ સહૂલતથી કામ લીધું છે કે અગર કોઇપણ રીતે ઇન્સાનને કિબ્લાની દિશાનો ગાલિબ ગુમાન પ્રાપ્ત થઇ જાય તો તેણે એ જ દિશાને કિબ્લહ માનીને નમાઝ અદા કરી લેવી જોઇએ. કિબ્લા—નુમા (હોકાયંત્ર)થી પણ ગાલિબ ગુમાન પ્રાપ્ત થાય છે, એ કારણે કિબ્લા—નુમા દ્વારા કિબ્લાની દિશા નિયુકત કરવી જાઇઝ છે.

**મસ્અલહ** : ટ્રેન અને બસમાં નમાઝના આરંભમાં અને નમાઝના દરમિયાનમાં કિબ્લા તરફ મુખ કરવું જરૂરી છે, કારણ કે આ બન્ને સંજોગોમાં જો કિબ્લા તરફથી મુખ ફરી જાય તો કિબ્લહને દુરુસ્ત કરવું સંભવિત છે. એ જ કારણે જો નમાઝ શરૂ કરતી વખતે કિબ્લહ ટ્રેનની ડાબી રુખ પર હોય અને પછી રુખ બદલાય જાય તો મુસલ્લીએ પણ પોતાનું રુખ—મુખ બદલી લેવું જોઇએ.

**મસ્અલહ** : વિમાનમાં કિબ્લા—રુખ થઇને નમાઝ પઢવામાં કશો બાધ નથી; બલકે જેવી રીતે વહાણમાં નમાઝ થઇ જાય છે, એવી રીતે વિમાનમાં પણ નમાઝ અદા થઇ જશે.

**મસ્અલહ** : સ્ટીમરમાં નમાઝ પઢવાનો તે જ અહકામ છે, જે વહાણમાં નમાઝ પઢવાના છે. જો વહાણ દરિયાકાંઠે લાંગરેલું હોય અને ઊભા રહીને નમાઝ પઢવું સંભવિત હોય તો ઊભા રહીને નમાઝ પઢે. જો ઊભા રહીને નમાઝ પઢવું અશકય હોય અને બહાર નીકળવું પણ અસંભવિત હોય તો બેસીને નમાઝ પઢી લે. જો કિયામની હાલતમાં માથું ચકરાવા લાગે તો બેસીને નમાઝ પઢે. જો

ચાલતા વહાણમાં કિયામ (ઊભા ઊભા નમાઝ પઢવું) સંભવિત હોય તો ઊભા ઊભા નમાઝ પઢે, નહિતર બેસીને નમાઝ પઢે. કિબ્લાની દિશા તરફ મુખ કરવું દરેક હાલતમાં જરૂરી છે.

**મસ્અલહ** : દરેક એવી ચીજ પર સિજદહ કરવો જાઇઝ છે, જેના પર નાક અને પેશાની ટકી શકે. જો કોઇ ચીજ પર નાક અને પેશાની ટકી ન શકે તો એવી ચીજ પર સિજદહ કરવો જાઇઝ નથી. સ્પંચના ગાદલા પર સિજદહ જાઇઝ લેખાશે નહિ, કારણ કે એના પર માથું ટકતું જ નથી (માથું એમાં ઘૂસી જાય છે). જો સ્પંચના ગાદલા પર પણ એવી રીતે બિછાણું પાથર્યું હોય કે તેના પર નાક અને પેશાની ટકી જાય છે તો સિજદહ જાઇઝ લેખાશે, નહિતર જાઇઝ લેખાશે નહિ. એ જ રીતે રૂ ના ગાદલા પર યા બીજી કોઇપણ (પોચી–નરમ) ચીજ પર સિજદહ કરવાનો આ જ હુકમ લેખાશે.

**મસ્અલહ** : જો એક જ માણસ અનેક સ્થળોની અઝાન સાંભળે તો જો અઝાનો આગળ–પાછળ થાય તો માત્ર પહેલી અઝાનનો જવાબ આપવો મુસ્તહબ છે, ચાહે તે કોઇપણ મસ્જિદની અઝાન હોય. જો એક સાથે અનેક અઝાનોનો અવાજ પરસ્પર ટકરાય તો માત્ર પોતાની મસ્જિદની અઝાનનો જવાબ દેવો જોઇએ.

**મસ્અલહ** : નમાઝમાં લાઉડ સ્પીકરનો ઉપયોગ જાઇઝ છે, પરંતુ અકારણ અને જરૂરત વગર એનો ઉપયોગ કરવો જોઇએ નહિ. દા. ત. મસ્જિદ નાની હોય તો પછી એને ઉપયોગવાની જરૂર નથી.

**મસ્અલહ** : ટેલિવિઝનથી નમાઝ પઢવી (અર્થાત્ ટેલિવિઝનમાં નિહાળીને ઇમામની ઇક્તિદા કરવી) બિલકુલ જાઇઝ નથી.

**મસ્અલહ** : ટેપ રેકર્ડરથી ઇમામત અને અઝાન દુરુસ્ત નથી (અર્થાત્ ટેપ રેકર્ડરનો અવાજ સાંભળીને ઇમામની ઇક્તિદા કરવી જાઇઝ નથી અને અઝાનના હેતુસર એને માઇક સામે મૂકવી પણ જાઇઝ નથી).

**મસ્અલહ** : જે માણસની બળજબરીથી અથવા દમનપૂર્વક નસબંદી કરાવી દેવામાં આવી હોય તો એવા માણસની ઇમામત દુરુસ્ત છે. અલબત્ત, કોઇ માણસે પોતાની રાજીખુશીથી નસબંદી કરાવી હોય તો એની ઇમામત મકરૂહ છે, અહિંયા સુધી કે એ તૌબા કરી લે (તો જાઇઝ છે).

**મસ્અલહ** : નમાઝ દરમિયાન ઘડિયાળમાં જોવું એ નમાઝનો મકસદ નથી. અલબત્ત, જો કોઇ શબ્દ ઉચ્ચાર્યો તો નમાઝ ફાસિદ થઇ જશે; પરંતુ નમાઝમાં ઘડિયાળ જોવાનું આ કૃત્ય મકરૂહ જરૂર છે. એ કારણે ખુશૂઅ (ધ્યાનમગ્નતા) માટે અવરોધરૂપ છે.

**મસ્અલહ** : તસવીરવાળા કપડાં નમાઝથી બહાર સામાન્ય સંજોગોમાં પહેરવા પણ જાઇઝ નથી, તો પછી નમાઝમાં તો કોઇપણ રીતે જાઇઝ નથી; બલકે હરામ છે.

**મસ્અલહ** : હવે સામાન્યપણે ટોપી વગર નમાઝ પઢવાનો રિવાજ વધતો જ ચાલ્યો જાય છે; હાલાંકે ટોપી નેક અને પરહેઝગાર લોકોનો લિબાસ ગણાય છે અને હુઝૂર નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ બરાબર એનો ઇહતિમામ (પ્રબંધ) ફરમાવ્યો છે. અલબત્ત, એકાદવાર આપ (સલ.)થી ટોપી વગર નમાઝ પઢવાનો જવાઝ યા કોઇ ઉઝરને કારણે ટોપી વગર નમાઝ પઢવું સાબિત છે. ઉઘાડા માથે, ટોપી વગર નમાઝ પઢવું નબવી તરીકાની વિરુદ્ધ જણાય છે, એટલે મકરૂહ જરૂર લેખાશે. અલબત્ત, હરામ અને નાજાઇઝ નથી.

**મસ્અલહ** : ચાલુ નમાઝે ટોપી માથેથી ગબડી પડે તો જો એવી રીતે પડેલી હોય કે ટોપી આપોઆપ અથવા એક હાથે કોઇ પ્રકારના તકલ્લુફ (પ્રયત્ન) વગર માથે મુકાય જાય તો નમાઝ દરમિયાન જ મૂકી લે, નહિતર (નમાઝમાં) ઉઝર (ઊભું થયું હોવાને) કારણે ટોપી વગર નમાઝ પઢી લેવામાં કશો વાંધો નથી; પરંતુ જો ટોપી ઉપાડવામાં ''અમલે કષીર'' થઇ જશે તો નમાઝ જ ફાસિદ થઇ જશે.

**મસ્અલહ** : રેલવે માર્ગ અને મોટર માર્ગના અંતર (મસાફત)માં ફરક હોય તો મુસાફિર જે માર્ગે સફર કરશે એ માર્ગનો એ'તિબાર થશે. દા. ત. એક જ શહેર જવાનું છે. સડક માર્ગે તે નજીક પડે છે અર્થાત્ શરઇ મસાફતથી ઓછું અંતર છે અને ટ્રેન માર્ગે દૂર પડે છે. અર્થાત્ શરઇ મસાફત જેટલું અંતર છે યા એનાથી વધુ છે, તો હવે જો એ સડક માર્ગે જશે તો શરઇ મસાફતથી ઓછું અંતર હોવાથી 'કસર' કરશે નહિ; બલકે પૂરી નમાઝ પઢશે અને જો એ વ્યકિત ટ્રેન દ્વારા જશે તો શરઇ મસાફતને કારણે 'મુસાફિર' લેખાશે અને 'કસર' કરશે.

**મસ્અલહ** : જો કોઇ માણસની સાસરી એના વતનથી શરઇ સફરની મસાફત જેટલું દૂર ન હોય તો પૂરી નમાઝ પઢશે અને જો શરઇ સફરની મસાફત જેટલું યા એથી વધુ અંતર હોય તો જો એ માણસ સાસરિયામાં સ્થાયી રૂપે પોતાની પત્ની સાથે રહેવા માંડે તો એ એનું વતને અસલી થઇ જશે અને તે કસર કરશે નહિ, બલકે પૂરી નમાઝ પઢશે. જો તે માણસ સ્થાયી રૂપે–કાયમી ધોરણે પોતાની સાસરીમાં રહેતો ન હોય તો પછી એ એનું વતને ઇકામત લેખાશે. એટલે કે જો તે પંદર દિવસથી ઓછું થોભવાની નિય્યત કરે તો કસર કરશે, નહિંતર પૂરી નમાઝ પઢશે. જો તે માણસ સ્થાયી રૂપે રહેતો નથી, બલકે આવન–જાવન કરે છે અને પત્નીને પણ સ્થાયી રૂપે ત્યાં રાખતો નથી, તો એ સંદર્ભે ઉલમાએ કિરામનાં બે મંતવ્યો છે. અમુકના મતે તે મુકીમ બની જશે અર્થાત્ તે પૂરી નમાઝ પઢશે અને અમુકના મતે તે મુસાફિર રહેશે, જેથી તે કસર કરશે; પરંતુ વધુ પસંદિત અને સાવચેતીભર્યું મંતવ્ય એ છે કે સાસરિયે પણ પૂરી નમાઝ પઢશે, કસર કરશે નહિ.

**મસ્અલહ** : જો કોઇ માણસ એક દેશથી રોઝા રાખીને વિમાન પર સવાર થયો અને વિમાન બીજા દેશમાં ઊતર્યું ત્યારે ત્યાં ઇફતારનો સમય થઇ ચૂકયો હતો અને જ્યાંથી સવાર થયો હતો ત્યાં હજુ ઇફતારનો સમય થયો ન હતો તો હવે એ માણસ જે દેશમાં છે તે દેશના સમય અનુસાર રોઝા ઇફતાર કરે. તે દેશના સમય અનુસાર રોઝા ઇફતાર ન કરે, જ્યાંથી તે વિમાનમાં સવાર થયો હતો.

**મસ્અલહ** : જો કોઇ માણસ એક દેશથી રોઝા રાખીને સવાર થયો અને બીજા દેશમાં પહોંચ્યો તો ત્યાં ઇફતારનો સમય થયો ન હતો અને જ્યાંથી સવાર થયો હતો તે દેશમાં ઇફતારનો સમય થઇ ચૂકયો હતો, તો હવે એ ઇફતાર ન કરે, જ્યાં સુધી કે એ બીજા દેશમાં ઇફતારનો સમય ન થાય.

**મસ્અલહ** : રોઝાની હાલતમાં મિસ્વાક કરવું દુરુસ્ત છે; પરંતુ તાજું મિસ્વાક કરવું મકરૂહ છે.

**મસ્અલહ** : જે વિસ્તારોમાં ૨૦ યા ૨૨ કલાકનો દિવસ હોય તો ત્યાં એટલા લાંબા રોઝા રાખવા પડશે. અલબત્ત, કમઝોર લોકોમાં રોઝા રાખવાની શક્તિ ન હોવાની પરિસ્થિતિમાં એમને રુખ્સત રહેશે કે જ્યારે દિવસ નાના

(ટૂંકા) થઇ જાય ત્યારે કઝા કરી લે. અલબત્ત, જે વિસ્તારમાં એક લાંબી મુદ્દત સુધી દિવસ બાકી રહેતો હોય, દા. ત. છ (૬) મહિના સુધી દિવસ જ દિવસ રહેતો હોય, તો ત્યાં અંદાજા અને અનુમાનથી રોઝા રાખવા પડશે. પડોશી દેશમાં દિવસ જેટલો લાંબો હોય, તેના બરાબર રોઝા રાખે.

**મસ્અલહ** : રોઝામાં ઈંજેકશન લગાડવાથી અને ગ્લૂકોઝ ચઢાવવાથી રોઝો તૂટતો નથી, ચાહે નસમાં જ કેમ ન હોય. અલબત્ત, ગ્લૂકોઝને જઠર સુધી પહોંચાડવામાં આવે તો રોઝો તૂટી જશે.

**મસ્અલહ** : આધુનિક સંશોધનો પછી એવું કહી શકાય છે કે કાનમાં દવા નાખવાથી રોઝો તૂટશે નહિ. અલબત્ત, આંખમાં દવા નાખવામાં આવે અને તે દવા પ્રવાહી હોય તો રોઝો તૂટી જશે. કાનમાં પણ પ્રવાહી દવા ન નાખવી જ બેહતર અને સાવધાનીભર્યું છે.

**મસ્અલહ** : રોઝામાં બવાસીર (મસા)ના રોગીને પાઇપ દ્વારા દવા અંદર સુધી પહોંચાડવામાં આવે તો રોઝો તૂટી જશે, પરંતુ જો માત્ર બવાસીરની જગ્યાએ અથવા બાહ્ય સ્તરે મલમ લગાડવામાં આવે તો રોઝો તૂટશે નહિ. અલબત્ત, એ છતાંય સાવચેતી રાખવી બેહતર છે.

**મસ્અલહ** : જો તપાસના હેતુસર જઠરમાં નળી (પાઇપ) નાખવામાં આવે અને તે પોતાની સાથે ગોશ્તનો ટુકડો લઇ આવે તો પણ રોઝો તૂટશે નહિ.

**મસ્અલહ** : નાકમાં દવા નાખવાથી રોઝો તૂટી જશે.

**મસ્અલહ** : રોઝાની હાલતમાં બાફ—વરાળ લેવાથી રોઝો તૂટી જશે.

**મસ્અલહ** : રોઝાની હાલતમાં ઑકિસજન (પ્રાણવાયુ) લેવાથી રોઝો તૂટશે નહિ. અલબત્ત, જો ઑકિસજન સાથે કોઇ દવા પણ ગળામાં ઊતરે તો રોઝો તૂટી જશે.

**મસ્અલહ** : રોઝાની હાલતમાં ટૂથ પાવડર યા ટૂથ પેસ્ટ કરવું મકરૂહ છે અને જો ગળામાં એનો સ્વાદ મહસૂસ થાય અને ગળાની નીચે ઊતરી જાય તો રોઝો તૂટી જશે.

**મસ્અલહ** : રોઝાની હાલતમાં પાન—તંબાકુ ખાવાથી રોઝો તૂટી જશે અને કફ્ફારહ (પ્રાયશ્ચિત્ત) પણ વાજિબ થશે.

**મસ્અલહ** : રોઝાની હાલતમાં જો કોઇ બીમારીને કારણે હલાકતનો ભય હોય અથવા કોઇ અવયવ નષ્ટ થઇ જવાનો ભય હોય, તો કોઇ દયાનતદાર મુસ્લિમ ડૉક્ટરના કહેવાથી રુખ્સત આપવામાં આવશે.

**મસ્અલહ** : જો ઈંજેકશન ગોશ્તમાં લગાડવામાં આવે અને એની અસર ગળામાં મહસૂસ થાય તો રોઝો તૂટશે નહિ.

**મસ્અલહ** : આયોડેક્સ અને સૂંઘવામાં આવતી કોઇપણ દવાથી રોઝો તૂટતો નથી, એ શરતે કે એ દવાનાં તત્વો ગળામાં ન જાય. એ છતાંય જરૂરત વગર, અકારણ આવી દવા સૂંઘવી જોઇએ નહિ.

**મસ્અલહ** : કોઇ ઉઝર વગર રોઝાની હાલતમાં કોઇ પણ ચીજ ચાખવી મકરૂહ છે. હા, જો પતિ કઠોર, બદ અખ્લાક અને ખાણું બગડવાની પરિસ્થિતિમાં મારઝૂડ કરતો હોય તો ચાખવાની ઇજાઝત છે; પરંતુ એ છતાંય જો ગળામાં ઊતરી જશે તો રોઝો તૂટી જશે.

**મસ્અલહ** : ઈન્હેલરના ઉપયોગથી પણ રોઝો તૂટી જાય છે. દમના ઉપચાર માટે આ સાધનનો ઉપયોગ કરવામાં આવે છે. એને મોઢા પાસે લઇ જઇને પિચકારી મારવામાં આવે છે, જેમાંથી સૂકો પાવડર નીકળે છે, જેને બીમાર નાક દ્વારા ખેંચે છે.

**મસ્અલહ** : રોઝાની હાલતમાં દાંત કઢાવવાથી રોઝો તૂટતો નથી. અલબત્ત, જો લોહી ગળામાં ઊતરી જાય તો રોઝો તૂટી જશે.

**મસ્અલહ** : જો કોઇ વ્યક્તિ પાયોરિયાના રોગમાં સપડાયેલ હોય અને એનાં પેઢાંમાંથી ખૂન બરાબર વહેતું રહેતું હોય, તો માત્ર ખૂન નીકળવાથી રોઝો તૂટશે નહિ. અલબત્ત, જો ખૂન ગળાની નીચે ઊતરી જાય અને ગળામાં ખૂનનો સ્વાદ મહસૂસ થાય તો રોઝો તૂટી જશે. જો થૂંકની સાથે ખૂન ઊતરી જાય અને ખૂનનો સ્વાદ પણ મહસૂસ થાય તો રોઝો તૂટશે નહિ.

**મસ્અલહ** : રોઝાની હાલતમાં ખૂન (બ્લડ) ચેક કરાવવાથી રોઝો તૂટતો નથી.

**મસ્અલહ** : રોઝાની હાલતમાં હૃદય યા પેટના ઑપરેશનથી રોઝો તૂટશે નહિ, કારણ કે રોઝો તો જઠરમાં કોઇ ચીજ જવાથી તૂટે છે. આ હુકમ

ત્યારે છે, જ્યારે કે પેટ અને હૃદયના ઑપરેશનથી જઠરમાં કોઇ ચીજ ન જાય (જો જઠરમાં કોઇ ચીજ જશે તો રોઝો તૂટી જશે).

**મસ્અલહ** : રોઝાની હાલતમાં કોઇ એવા અવયવની પ્લાસ્ટિક સર્જરી કરવામાં આવે કે જ્યાં દિમાગ યા જઠર સુધી દવા પહોંચવાનો માર્ગ હોય, તો જો હાથ–પગ વગેરેનું ઑપરેશન હોય તો રોઝો તૂટશે નહિ અને જો કાન, આંખ, નાક વગેરેની સર્જરી કરવામાં આવે અને દવા નાખવામાં ન આવે તો રોઝો તૂટશે નહિ અને જો દવા નાખવામાં આવે તો રોઝો તૂટી જશે.

**મસ્અલહ** : જો પેટમાં જઠરના ઑપરેશન દરમિયાન કોઇ અવયવને બહાર કાઢી ફરી નાખવામાં–રોપવામાં આવે તો રોઝો તૂટી જશે.

**મસ્અલહ** : ખૂનની નળી યા નસમાં ચરબી બાઝી જાય તો એવી પરિસ્થિતિમાં કરાતા ઑપરેશનથી રોઝો તૂટશે નહિ. એ જ પ્રમાણે ખૂનની નસમાં કોઇપણ પ્રકારના ઑપરેશનથી રોઝો તૂટશે નહિ.

**મસ્અલહ** : જો કોઇ સ્ત્રી હૈઝરોધક (હૈઝને અટકાવનારી) દવાનો ઉપયોગ કરે અને એનાથી કશું નુકસાન ન થાય તો એવી દવાના ઉપયોગમાં કશો વાંધો નથી. જો સ્વાસ્થ્ય–તંદુરસ્તી માટે દવાઓ હાનિકારક હોય તો જાઇઝ લેખાશે નહિ.

**મસ્અલહ** : એન્ડોસ્કોપી (ENDOSCOPY) દ્વારા તપાસ કે ચકાસણી કરાવવાથી રોઝો તૂટતો નથી. એન્ડોસ્કોપી એક પાતળી નળી હોય છે, જેને પાછલા માર્ગે દાખલ કર્યા પછી નિરીક્ષણ કરવામાં આવે છે.

**મસ્અલહ** : ચ્યુંગમ ખાવાથી રોઝો તૂટી જાય છે.

**મસ્અલહ** : જો ડાયાબિટીસ (મધુપ્રમેહ)ની ભારે બીમારી હોય અથવા ડાયાબિટીસ બહુ જ વધી ગયું હોય અને એના માટે રોઝો રાખવાનું મુશ્કેલ હોય તો રોઝા છોડી દઇ, ફિદ્યહ આપવું એના માટે જાઇઝ છે.

**મસ્અલહ** : જો હૈઝના કારણે રોઝો રાખ્યો નહિ અથવા રોઝો તો રાખ્યો, પણ હૈઝ આવી ગયું તો ખાવું–પીવું જાઇઝ છે; પરંતુ સૌની સામે ન ખાય. જો દિવસે હૈઝથી પાક થઇ જાય તો બાકીનો દિવસ રોઝાદારની જેમ રહેવું જરૂરી છે.

**મસ્અલહ** : ગર્ભાવસ્થામાં જો કમઝોરી હોય યા હલાકતનો ભય હોય તો રોઝો ન રાખે. એ જ પ્રમાણે દૂધ પિવડાવનારી સ્ત્રી જો બાળક કમઝોર યા હલાક થવાના ભયે રોઝો ન રાખે તો કઝા કરી લે.

**મસ્અલહ** : પોતાની પત્ની યા કોઇ અજનબી–પરાયી સ્ત્રીનો શહવતપૂર્વક સ્પર્શ કરી લીધો અને ઇન્ઝાલ (વીર્ય સ્ખલન) થઇ ગયો તો રોઝો તૂટી જશે અને જો ઇન્ઝાલ થયો નથી તો રોઝો મકરૂહ થશે.

**મસ્અલહ** : બેહોશ થઇ જવાથી અને બીમારી વધી જવાથી રોઝો તૂટતો નથી.

**મસ્અલહ** : ઝખમમાંથી વધુ પ્રમાણમાં લોહી કે પરુ નીકળવાથી રોઝો તૂટતો નથી.

**મસ્અલહ** : જો સારી પેઠે કોગળો કરી લીધો, પછી પાણીની કંઇક તરી (ભીનાશ) મોઢામાં ખેંચી એને થૂંક સાથે ગળી ગયો તો રોઝો તૂટશે નહિ.

**મસ્અલહ** : લોબાન, ઊદ અને બીજી સુગંધી ચીજોથી રોઝો ફાસિદ થતો નથી. અલબત્ત, જો એમનો ધુમાડો ગળામાં ઇરાદાપૂર્વક દાખલ કર્યો તો રોઝો ફાસિદ થઇ જશે.

નોટ : ફૂલ સૂંઘવાથી રોઝો ફાસિદ થતો નથી.

**મસ્અલહ** : જો રોઝાની હાલતમાં દાંતો દરમિયાનની ચણા જેટલી કોઇ ચીજને મોઢામાંથી બહાર કાઢી ખાય લીધી તો રોઝો ફાસિદ થઇ જશે.

**મસ્અલહ** : જો આપોઆપ–આપ મેળે ઊલટી થાય તો રોઝો ફાસિદ થશે નહિ, ભલે મોં ભરીને જ કેમ ન થાય.

**મસ્અલહ** : આલ–એ–તનાસુલ (શિશ્ન)થી ઇરાદાપૂર્વક વીર્ય કાઢવાથી રોઝો ફાસિદ થઇ જાય છે, ચાહે ગમે તે હેતુથી જ કેમ ન કાઢ્યું હોય.

**મસ્અલહ** : માત્ર જોવાથી ઇહ્તિલામ (સ્વપ્નદોષ) થઇ જાય તો રોઝો ફાસિદ થશે નહિ.

**સવાલ** : કસમનો કફ્ફારો શું છે ?

**જવાબ** : દસ (૧૦) ગરીબ મોહતાજોને બે વખત ખાવાનું ખવડાવે

અથવા કાચું અનાજ આપી દે. (દરેકને એટલું આપે જેટલું સદકએ ફિત્રમાં આપવામાં આવે છે) અથવા દસ ગરીબ મોહતાજોને દરેકને એટલું મોટું કપડું આપે જેનાથી પૂરું શરીર ઢંકાઇ જાય. એક એક જોડ કાપડ આપવાથી પણ કફ્ફારો અદા થઇ જશે. અગર કોઇ માણસ એટલો ગરીબ હોય કે ગરીબોને ખાવાનું અથવા કપડું આપી શકતો ન હોય તો લગાતાર ત્રણ રોઝા રાખવાથી પણ કફ્ફારો અદા થઇ જશે. *(બેહિશ્તી ઝેવર)*

**સવાલ** : ખુત્બાના સમયે ખતીબે ખુત્બો પઢતી વખતે હાથમાં અસો લેવો શું હુકમ રાખે છે?

**જવાબ** : અસો હાથમાં લેવો પણ જાઇઝ છે અને ન લેવો બેહતર છે. લેનારને જરૂરી સમજવું અને ન લેનારને મહેણાં–ટોણાં મારવું દુરુસ્ત નથી. એ જ પ્રમાણે લેનારને ટોકવું પણ દુરુસ્ત નથી. *(કિફાયતુલ મુફ્તી : ૩/૨૩૬)*

**સવાલ** : મસ્જિદમાં બે વ્યક્તિ એક ઇમામ અને બીજો મુક્તદી નમાઝ પઢી રહ્યા હોય અને ત્રીજો મુક્તદી આવે તો કઇ જગ્યાએ ઊભો રહે? શું ઇમામને ઇશારો કરીને આગળ મોકલીને ઇમામની જગ્યાએ ઊભો રહે?

**જવાબ** : અગર આગળ જગ્યા હોય તો ઇમામને ઇશારો કરી દે, નહિ તો તેની સાથે નમાઝ પઢનારને પાછળ ખસવા માટે ઇશારો કરી દે. બેહતર એ છે કે ઇમામ પોતાની સાથેવાળા નમાઝીને પાછળ ખસવા ઇશારો કરી દે, મતલબ એ કે ઇમામને આગળ જવા માટે કહેવાને બદલે મુક્તદીને પાછળ હટવા માટે કહેવું બેહતર છે. *(ઉમદતુલ ફિકહ : ૨/૨૦૭)*

**સવાલ** : મારો એક ગેર મુસ્લિમ દોસ્ત છે, તેના ભાઇના લગ્ન લેવાયા છે અને મને જમવાની દાવત આપેલ છે. તો મારાથી તેની દાવત કબૂલ કરાય કે કેમ? અમારા બંનેની ઘણી સારી દોસ્તી છે. તે મારા ઘરે આવે છે અને હું એના ઘરે જાઉં છું અને હું એના ઘરે દાવત ખાવા ન જાઉં તો અમારી દોસ્તી બગડે એમ છે. તફસીરથી જવાબ આપવા વિનંતી.

**જવાબ** : કાફિરો સાથે દિલી મુહબ્બત તેમજ દોસ્તીનો સંબંધ રાખવો જાઇઝ નથી, ધંધાકીય સંબંધ રાખવો જાઇઝ છે. એવા ધંધાકીય સંબંધને લઇ તે દાવત કરે અને તેને સ્વીકારવામાં મસ્લિહત હોવાની સાથે તે ખાવું પાક હોય તો જાઇઝ છે. વિના કારણ તેઓથી મેળ–મેળાપ તેમજ સંબંધ મકરૂહ છે.

*(ફતાવા : મહમૂદિય્યહ : ૯/૩૬૯)*

**સવાલ** : ઘણા લોકો કર્ઝે હસનાનો મતલબ એવો કરે છે કે અગર કર્ઝ લેનારના હાથમાં રકમ આવે તો આપવાની. અગર ન જ આવે તો માફી સમજે છે. (એટલે જે હસના શબ્દ આવે છે તેનો અર્થ આ રીતે લે છે) તો આ બાબત સહીહ હકીકત શું છે?

**જવાબ** : કર્ઝે હસનાનો મતલબ એ કે કર્ઝ આપનાર તે કર્ઝ વડે સામે–વાળાથી કોઇ લાભ ન ઉઠાવે. બીજા શબ્દોમાં એને બિનવ્યાજુ કર્ઝ કહી શકાય છે. બાકી લોકો જે મતલબ લે છે તે કોઇ જગ્યાએ જોવામાં નથી આવ્યો. કર્ઝ તો અદા કરવું જરૂરી છે, નહિ તો ગુનેહગાર ઠરશે. અલબત્ત, કર્ઝ આપનાર માફ કરી દે તો એની મરજી. *(ફક્ત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.)*

**સવાલ** : ૧. અહલે સુન્નત, ૨. અહલે સુન્નત વલ જમાઅત, ૩. હનફી મઝહબ, ૪. દેવબંદી, ૫. વહાબી, ૬. બિદઅતી, ૭. ઇસાઇ ધર્મ. આ સાત વિશે જણાવશો કે કોને કહે છે?

**જવાબ** : **અહલે સુન્નત વલ જમાઅત** : સુન્નતનો એ રસ્તો જેના ઉપર સહાબએ કિરામ (રદિ.) હતા, તેને અપનાવનારી જમાઅતને અહલે સુન્નત વલ જમાઅત કહેવામાં આવે છે. *(કવાઇદુલ ફિકહ : પેજ ૧૯૭)* અહલે સુન્નત એનું જ ટૂંકું નામ છે.

**હનફી મઝહબ** : શરીઅતના બુનિયાદી ઉસૂલો (કુર્આન, સુન્નત, ઇજમાઅ અને કિયાસ)નું જે સ્પષ્ટીકરણ ઇમામ અબૂ હનીફહ (રહ.)એ કર્યું છે તેને હનફી મઝહબ કહેવામાં આવે છે.

**દેવબંદી** : અહલે સુન્નત વલ જમાઅતના તરીકાઓનો પ્રચાર અને પ્રસાર કરવા દેવબંદ નામના કસ્બામાં દારુલ ઉલૂમ નામી સંસ્થા કાયમ કરી જે ચળવળ ભારતીય ઉપખંડમાં ચલાવવામાં આવી, તેના હિમાયતીને દેવબંદી કહેવામાં આવે છે.

**વહાબી** : અરબસ્તાનના નજદ નામી ઇલાકામાં શૈખ મુહમ્મદ બિન અબ્દુલ વહાબ નામી એક સુધારક થઇ ગયા. તેમના અનુયાયીઓને વહાબી કહેવામાં આવે છે. અત્યારે હાલત એ છે કે જે માણસ નબીએ કરીમ (સલ.)ના લાવેલ દીન ઉપર તેની મર્યાદાઓમાં રહી અમલ કરે અને સુન્નતની પૈરવી કરે છે અને બિદઅતોથી અળગો રહે છે તેને વહાબી કહેવામાં આવે છે અને બદનામ કરવામાં આવે છે કે આ માણસ આકાએ નામદાર (સલ.)થી મુહબ્બત નથી

કરતો, બલકે આપ (સલ.)ની પવિત્ર શાનમાં ગુસ્તાખી તેમજ બેઅદબી કરે છે.

**બિદઅતી** : જે વસ્તુ દીનમાં ન હોય તેને ઉપજાવી દીનમાં દાખલ કરનાર અને દીનનો એક ભાગ માનનાર બિદઅતી કહેવાય છે.

**ઈસાઈ ધર્મ** : હઝરત ઈસા (અલૈ.)ને માનનારા જે ધર્મ પાળે છે તેને ઈસાઇ ધર્મ કહેવામાં આવે છે.

## જરૂરી ગુઝારિશ

રસૂલે પાક (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની સૌથી મોટી સુન્નત એ છે કે દીનની મહેનતના માટે પોતાની જાન, માલ અને વખત લગાવવામાં આવે.

## જઝ્બએ દા'વત

છોળ દેના ફર્ઝ હૈ રાહે ખુદામેં સબકો ઘર
રસ્મે ઈમાં ઝિંદા કર જબ દહ્રમેં બળ્હ જાએ શર

★ ★ ★

શર હી શર બાલાએ શર અંદર ભી શર બાહર ભી શર
ગર ન સીખા દીન તૂને તેરી દુન્યા પુર ખતર

★ ★ ★

سُبْحٰنَ رَبِّكَ رَبِّ الْعِزَّةِ عَمَّا يَصِفُوْنَ ﴿١٨٠﴾ وَسَلٰمٌ عَلَى الْمُرْسَلِيْنَ ﴿١٨١﴾ وَالْحَمْدُ لِلّٰهِ رَبِّ الْعٰلَمِيْنَ ﴿١٨٢﴾ (الصّٰفّٰت ٣٧:١٨٠-١٨٢)

આપનો પરવરદિગાર જે મહાન ઇઝ્ઝતવાળો છે, તે એવી વાતોથી પવિત્ર છે જેને તેઓ (કાફિરો) બયાન કરે છે અને સર્વે રસૂલો પર સલામ છે અને સઘળા વખાણ અલ્લાહ તઆલાને જ માટે છે, જે તમામ જગતોનો પાલનહાર છે. *(સૂ. સાફ્ફાત, ૧૮૦ થી ૧૮૨)*



## સૂરએ અન્આમની પ્રથમ ત્રણ આયતો પઢવાની મહાન ફઝીલતો :

### ચાળીસ હજાર(૪૦,૦૦૦) ફરિશ્તાઓ કયામત સુધી ....

(૧)હદીસ: હઝરત જાબિર (રદિ.)થી રિવાયત છે કે રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે, જે માણસ સૂરએ અન્આમની શરૂઆતની ત્રણ આયતો પઢશે તો એના માટે ચાળીસ હજાર ફરિશ્તાઓ કિયામત સુધી ઇબાદત કરશે. એમની એ ઇબાદતનો બધો સવાબ આ આયતો પઢનારના નામ-એ-આ'માલ (કર્મપત્ર)માં લખવામાં આવશે. ઉપરાંત, એક ફરિશ્તો સાતમા આકાશમાંથી લોખંડની ગદા લઇને ઉતરે છે. જ્યારે શયતાન પઢનાર વ્યક્તિના દિલમાં વસવસા નાખે છે તો એ ફરિશ્તો એ ગદાથી શયતાનને બરાબર ફટકારે છે, જેથી એ પઢનાર અને શયતાનની વચ્ચે સિત્તેર (૭૦) પડદા આડ વાડ બની જાય છે. અલ્લાહ તઆલા કિયામતના દિવસે એને ફરમાવશે : ''તું મારા છાંયડા તળે ચાલ, મારા છાંયડા સિવાય બીજો કોઇ છાંયડો નથી. જન્નતનાં ફળ ખા, મારી હૌઝે કવષરનું પાણી પી, સલસબીલની નહેરમાં ગુસલ કર. તું મારો બંદો છે અને હું તારો રબ.''

(હાશિયતુસ્સાવી અલા તફસીરિલ જલાલૈન : ૨/૧૬૪)

(૨) આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું કે જે કોઇ આ ત્રણ આયતો સવારના સમયે પઢશે તો અલ્લાહ તઆલા સિત્તેર હજાર ફરિશ્તા તેની હિફાઝત માટે મુકર્રર કરી આપશે અને સાતમા આસમાનથી એક ફરિશ્તો પોતાની સાથે લોખંડનો હથોડો લઇને ઉતરશે. જ્યારે પણ શયતાન તેના દિલમાં કોઇ બુરાઇ પેદા કરવા ઇચ્છશે તો તે હથોડાથી તેને મારશે, તેમજ પઢનાર અને શયતાન વચ્ચે સિત્તેર હજાર (૭૦,૦૦૦) પડદા થઇ જશે. ઉપરાંત, કિયામતના દિવસે આ પઢનારને કોઇ હિસાબ કે અઝાબ થશે નહીં.

(રૂહુલ બયાન, ભાગ-૩)

સૂરએ અન્આમની શરૂઆતની ત્રણ આયતો આ પ્રમાણે છે :

بِسۡمِ اللّٰہِ الرَّحۡمٰنِ الرَّحِیۡمِ

اَلۡحَمۡدُ لِلّٰہِ الَّذِیۡ خَلَقَ السَّمٰوٰتِ وَالۡاَرۡضَ وَجَعَلَ الظُّلُمٰتِ
وَالنُّوۡرَ ۬ؕ ثُمَّ الَّذِیۡنَ کَفَرُوۡا بِرَبِّہِمۡ یَعۡدِلُوۡنَ ﴿۱﴾ ہُوَ الَّذِیۡ
خَلَقَکُمۡ مِّنۡ طِیۡنٍ ثُمَّ قَضٰۤی اَجَلًا ؕ وَاَجَلٌ مُّسَمًّی عِنۡدَہٗ ثُمَّ اَنۡتُمۡ
تَمۡتَرُوۡنَ ﴿۲﴾ وَہُوَ اللّٰہُ فِی السَّمٰوٰتِ وَفِی الۡاَرۡضِ ؕ یَعۡلَمُ سِرَّکُمۡ
وَجَہۡرَکُمۡ وَیَعۡلَمُ مَا تَکۡسِبُوۡنَ ﴿۳﴾ (الانعام۶:۳، پارہ۷)

اَللّٰھُمَّ صَلِّ عَلٰی مُحَمَّدٍ وَّعَلٰۤی اٰلِ مُحَمَّدٍ کَمَا
صَلَّیۡتَ عَلٰۤی اِبۡرَاھِیۡمَ وَعَلٰۤی اٰلِ اِبۡرَاھِیۡمَ اِنَّکَ
حَمِیۡدٌ مَّجِیۡدٌ ط اَللّٰھُمَّ بَارِکۡ عَلٰی مُحَمَّدٍ
وَّعَلٰۤی اٰلِ مُحَمَّدٍ کَمَا بَارَکۡتَ عَلٰۤی اِبۡرَاھِیۡمَ
وَعَلٰۤی اٰلِ اِبۡرَاھِیۡمَ اِنَّکَ حَمِیۡدٌ مَّجِیۡدٌ ط

## જન્નતમાં ૧૦૦૦ ઝાડો રોપી દેવામાં આવશે

### ★ તસ્બીહની ફઝીલત ★

જે માણસ (એકવાર)

سُبْحَانَ اللّٰهِ وَبِحَمْدِهٖ

**સુબ્હાનલ્લાહિ વ બિહમ્દિહી**

પઢે છે, તાં તેના માટે જન્નતમાં એક હજાર ઝાડ રોપી દેવામાં આવે છે. આ વૃક્ષોનાં મૂળિયાં સોનાનાં હશે અને ડાળાં–પાંખડાં મોતીઓથી જડાયેલાં હશે તથા એમનાં ફળ અતિ ગોળમટોળ હશે (એટલે કે બહુ જ મનમોહક અને સૌંદર્યવાન હશે), જે માખણથી વધુ નરમ–મુલાયમ હશે અને મધથી વધુ મીઠાં હશે. જયારે જયારે પણ એ વૃક્ષો ઉપરથી કોઈ ફળ તોડવામાં આવશે, તો એની જગ્યાએ (આપોઆપ) બીજું ફળ ઊગી કે ફૂટી નીકળ શે, જેવું કે આથી પહેલાં હતું. (હાકિમ, દયલમી અન્ અનસ.... સંદર્ભ : કન્ઝુલ ઉમ્માલ : ભાગ–૧, પેજ : ૨૪૦, હદીસ ક્રમાંક : ૨૦૫૪)

## અધધધ... સવાબ

હઝરત હસન (રદિ.)એ રિવાયત કરી છે કે, માણસ કબ્રસ્તાન જાય અને આ દુઆ પઢે :

اَللّٰهُمَّ رَبَّ الْاَجْسَادِ الْبَالِيَةِ وَالْعِظَامِ النَّخِرَةِ
الَّتِىْ خَرَجَتْ مِنَ الدُّنْيَا وَهِىَ بِكَ مُؤْمِنَةٌ اَدْخِلْ
عَلَيْهَا رُوْحًا مِّنْ عِنْدِكَ سَلَامًا مِّنِّىْ ط

**અલ્લાહૂમ્મ રબ્બલ્ અજસાદિલ્ બાલિયતિ વલ્**

**ઈજામિન્નખિરતિલ્લતી ખરજત્ મિનદ્દુનિયા વહિય–બિક–મુઅમિનતન્ અદ્ખિલ્ અલય્હા રુહુમ્ મિન્ ઈન્દિક સલામમ્ મિન્ની**

તો હઝરત આદમ (અલૈ.)થી લઈને તે વખત સુધી જેટલા મુસલમાન મરણ પામ્યા હશે તે બધાં જ અલ્લાહ તઆલાથી એની બખ્શિશની દુઆ કરે છે અને ઈબ્ને અબી દુનિયાની રિવાયતમાં છે કે, હઝરત આદમ (અલૈ.)થી લઈ (એ દુઆ પઢે) તે વખત સુધી જેટલા મુસલમાનો મરણ પામ્યા છે અને મરશે તે બધાની સંખ્યા પ્રમાણે એને નેકી મળશે.

(હવાલો : મૌત–કબ્ર અને બરઝખનો ખરો અહેવાલ)

(મૌ. મુફતી અહમદ બેમાત સા. રહ.ની કિતાબ)

## ઘર અને સફરમાં ચોર–ડાકુઓથી હિફાઝત પામવાનું મુજર્રબ દુરૂદ શરીફ

اَللّٰهُمَّ صَلِّ عَلٰى مُحَمَّدِ ِالنَّبِيِّ كَمَا اَمَرْتَنَا اَنْ نُّصَلِّيَ عَلَيْهِ ط وَصَلِّ عَلٰى مُحَمَّدِ ِالنَّبِيِّ كَمَا يَنْبَغِيْ اَنْ يُّصَلّٰى عَلَيْهِ ط وَصَلِّ عَلٰى مُحَمَّدِ ِالنَّبِيِّ بِعَدَدِ مَنْ صَلّٰى عَلَيْهِ ط وَصَلِّ عَلٰى مُحَمَّدِ ِالنَّبِيِّ بِعَدَدِ مَنْ لَّمْ يُصَلِّ عَلَيْهِ ط وَصَلِّ عَلٰى مُحَمَّدِ ِالنَّبِيِّ كَمَا تُحِبُّ وَتَرْضٰى اَنْ يُّصَلّٰى عَلَيْهِ ط

**અલ્લાહુમ્મ સલ્લિ અલા મુહમ્મદિનિન્ નબિય્યિ કમા અમર્તના અન્નુસલ્લિ–ય અલય્હિ, વ સલ્લિ અલા મુહમ્મદિનિન્ નબિય્યિ કમા યમ્બગી અંય્યુસલ્લા અલય્હિ, વ સલ્લિ અલા મુહમ્મદિનિન્ નબિય્યિ બિઅ–દદિ મન્ સલ્લા અલય્હિ, વ સલ્લિ અલા મુહમ્મદિનિન્ નબિય્યિ બિઅ–દદિ મલ્લમ્ યુસલ્લિ અલય્હિ, વ સલ્લિ અલા મુહમ્મદિનિન્ નબિય્યિ કમા તુહિબ્બુ વ તર્દા અંય્યુસલ્લા અલય્હિ.**

[**અર્થ :** હે અલ્લાહ ! તું રહમત નાઝિલ ફરમાવ હઝરત મુહમ્મદ નબી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) પર, જેમ કે તેં અમને હુકમ ફરમાવ્યો છે કે અમે આપ (સલ.) પર સલાત મોકલીએ અને રહમત નાઝિલ ફરમાવ તું મુહમ્મદ નબી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) પર, જેવી રીતે આપ (સલ.) પર રહમત મોકલવાનું મુનાસિબ હોય અને રહમત નાઝિલ ફરમાવ તું હઝરત મુહમ્મદ નબી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) પર, તે લોકોની સંખ્યા અનુસાર, જેઓ આપ (સલ.) પર દુરૂદ મોકલે છે અને રહમત નાઝિલ ફરમાવ તું હઝરત મુહમ્મદ નબી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) પર, તે લોકોની સંખ્યાના પ્રમાણમાં, જેઓ આપ (સલ.)ને દુરૂદ મોકલતા નથી અને રહમત નાઝિલ ફરમાવ તું હઝરત મુહમ્મદ નબી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) પર, જેવી રીતે કે તું આપ (સલ.) પર દુરૂદ મોકલવાનું પસંદ કરે છે અને (જેવી રીતે કે તું) દુરૂદ મોકલવા ચાહે છે.]

**ફાયદો :** જો કોઈ માણસ ઘરેથી નીકળવા પહેલાં અથવા કોઈ મુસાફિર પોતાના સફરમાં ૧૧ (અગિયાર) વખત આ દુરૂદ શરીફ પઢીને પોતાનાં બદન અને માલ–સામાન પર દમ કરી લેશે, તો દરેક પ્રકારની ચોરી, લૂંટફાટ, મારધાડ

અને ડાકાટીથી અલ્લાહ તઆલા હિફાઝત ફરમાવશે તથા ઝાલિમ, ડાકુ અને લૂંટારો એની તરફ નિગાહ પણ ઉઠાવી શકશે નહિ. તદુપરાંત, રાતે સૂતા પહેલાં મકાનની ચારે તરફ આ દુરૂદ શરીફને દસ વાર પઢીને ફૂંકી દેશે, તો ઈન્શા અલ્લાહ એ મકાન ચોરી, લૂંટફાટ અને ડાકાટીથી મહફૂઝ રહેશે અને કોઈ બદનિય્યત એની તરફ મુખ પણ કરશે નહિ. મુજર્રબ (અનુભવસિદ્ધ) અમલ છે. (ઝરીઅતુલ્ વુસૂલ....૧૫૮)

## મામૂલી ઈકરામે મુસ્લિમ કરવા બદલ તમામ ગુનાહ માફ

હઝરત અનસ ઈબ્ને માલિક (રદિ.) ફરમાવે છે કે, હઝરત સલ્માન ફારસી (રદિ.) હઝરત ઉમર ઈબ્ને ખત્તાબ (રદિ.) પાસે આવ્યા. હઝરત ઉમર (રદિ.) તકિયાને અડેલીને બેઠા હતા. હઝરત સલ્માન (રદિ.)ને નિહાળી તેમણે તે તકિયો હઝરત સલ્માન (રદિ.) માટે ગોઠવી દીધો. હઝરત સલ્માન (રદિ.)એ કહ્યું : અલ્લાહ અને તેના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ સાચું જ ફરમાવ્યું : હઝરત ઉમર (રદિ.)એ કહ્યું : હે અબૂ અબ્દુલ્લાહ ! અલ્લાહ અને રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નું તે ફરમાન જરા અમને પણ સંભળાવો. હઝરત સલ્માન (રદિ.)એ કહ્યું : એક વાર હું હુઝૂરે અકરમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની ખિદમતમાં હાજર થયો. આપ (સલ.)એ એક તકિયાને ટેક લગાવેલી હતી. હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ તે તકિયો મારા માટે મૂકી દીધો. પછી મને ફરમાવ્યું : હે સલ્માન ! જો કોઈ મુસલમાન પોતાના મુસલમાન ભાઈ પાસે જાય છે અને તે મેઝબાન પોતાના મહેમાનના ઈકરામ અને સત્કાર માટે તકિયો મૂકી દે છે, તો અલ્લાહ તઆલા અવશ્ય એની મગફિરત ફરમાવી દે છે. (હયાતુસ્સહાબા : ૨/૫૬૧)

## દરરોજ સાત (૭) વખત પઢી અલ્લાહથી જે પણ સવાલ કરશો અલ્લાહ પૂરો કરશે :

اَللّٰهُمَّ عَالِمَ الْغَيْبِ وَالشَّهَادَةِ اِعْصِمْنِىْ فِىْ هٰذَا الْيَوْمِ مِنْ شَرِّ كُلِّ مُصِيْبَةٍ نَزَلَتْ مِنَ السَّمَآءِ وَاجْعَلْنِىْ فِىْ كُلِّ خَيْرٍ يَّنْزِلُ مِنَ السَّمَآءِ ط

અર્થ : અય અલ્લાહ! ખુલી અને છુપી ચીઝોંના જાણનાર, આજના દિવસે આસમાનથી જે મુસીબત નાઝિલ થાય, તેનાથી મારી હિફાઝત કર અને જે ખૈર (ભલાઈ) આસમાન (આકાશ)થી નાઝિલ થાય તે મને અતા કર.

(અદુઆઉ લિસ્સુયૂતી : ૨/૯૫૮)

ફઝીલતઃ હઝરત હસન બસરી રહિમહુલ્લાહુ તઆલા ફરમાવે છે કે, હઝરત સમુરહ બિન જુન્દુબ રદિયલ્લાહુ તઆલા અન્હૂ ફરમાવે છે કે, હું તમોને એક હદીષ ન સંભળાવું જે મૈં હુઝૂરેપાક (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)થી વારંવાર સાંભળી છે, એવીજ રીતે હઝરત અબૂબક્ર સિદ્દીક રદિયલ્લાહુ તઆલા અન્હૂથી વારંવાર સાંભળી, એજ રીતે હઝરત ઉમર રદિયલ્લાહુ તઆલા અન્હૂથી વારંવાર સાંભળી છે ? મૈં કહ્યું : હાં. તેમણે કહ્યું : સવાર–સાંજ જે માણસ એને પઢશે, કોઇ દુઆ ન કરશે, પણ આ કે અલ્લાહ તબારક વ

તઆલા એની દુઆઓને કબૂલ ફરમાવશે. રાવી (સમુરહ)રદિ. એ કહ્યું કે મૈં અબ્દુલ્લાહ બિન સલામથી મુલાકાત કરી.મૈં કહ્યું : તમોને એક હદીષ ન સંભળાવું જે મૈં હુઝૂરે પાક (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ અને અબૂબક્ર અને ઉમર ફારૂક રદિયલ્લાહુ તઆલા અન્હુમાથી વારંવાર સાંભળી છે? તેમણે કહ્યું: હાં, (સંભળાવો)મૈં હદીષે(મઝકૂરા) સંભળાવી. તેમણે કહ્યું: ખુદાની કસમ! મારા માં-બાપ કુરબાન થાય અલ્લાહના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ પર, આ તે કલિમાત છે, જે અલ્લાહ તબારક વ તઆલાએ હઝરત મૂસા અલયહિસ્સલાતુ વસ્સલામને અતા ફરમાવ્યા હતા, તેઓ દરરોજ સાત વખત એને પઢતા હતા, પછી જે પણ સવાલ કરતા અલ્લાહ તબારક વ તઆલા એને પુર્ણ ફરમાવતા હતા.

## માં-બાપ (વાલિદૈન)નાં હક્ક અદા કરી દીધા

ફઝીલત : અલ્લામહ અય્ની રહિમહુલ્લાહુ તઆલાએ શર્હે બુખારીમાં એક હદીસ નકલ કરી છે કે, જે માણસ એક વખત આ દુઆ પઢે અને ત્યાર પછી આ દુઆ કરે કે યા અલ્લાહ ! આનો સવાબ મારા વાલિદૈનને પહોંચાડી દે, તો તેણે વાલિદૈનનો હક્ક અદા કરી દીધો.

اَلْحَمْدُ لِلّٰهِ رَبِّ الْعَالَمِيْنَ ط رَبِّ السَّمٰوٰتِ وَرَبِّ الْاَرْضِ وَرَبِّ الْعَالَمِيْنَ ط وَلَهُ الْكِبْرِيَآءُ فِي السَّمٰوٰتِ وَالْاَرْضِ وَهُوَ الْعَزِيْزُ الْحَكِيْمُ ط لِلّٰهِ الْحَمْدُ رَبِّ السَّمٰوٰتِ وَرَبِّ الْاَرْضِ رَبِّ الْعَالَمِيْنَ ط وَلَهُ الْعَظْمَةُ فِي السَّمٰوٰتِ وَالْاَرْضِ وَهُوَ الْعَزِيْزُ الْحَكِيْمُ ط هُوَ الْمَلِكُ رَبُّ السَّمٰوٰتِ وَرَبُّ الْاَرْضِ وَرَبُّ الْعٰلَمِيْنَ ط وَلَهُ النُّوْرُ فِي السَّمٰوٰتِ وَالْاَرْضِ وَهُوَ الْعَزِيْزُ الْحَكِيْمُ ط

અર્થ : ''તમામ વખાણો તે અલ્લાહ માટે છે, જે બન્નેવ જહાંનનો પાલનહાર છે. આસમાનનો રબ અને ઝમીનનો રબ અને બન્નેવ જહાંનનો રબ છે, અને એનાજ માટે મોટાઇ છે આસમાનમાં અને ઝમીનમાં, એજ ઝબરદસ્ત હિકમતવાળી ઝાત છે.

અલ્લાહના માટે વખાણો છે, જે આસમાનનો રબ છે અને ઝમીનનો રબ અને બન્નેવ જહાંનનો રબ છે.

એનાજ માટે મોટાઈ છે આસમાનમાં અને ઝમીનમાં, તે ઝબરદસ્ત હિકમતવાળો છે. તેજ બાદશાહ છે, આસમાનનો રબ અને ઝમીનનો રબ અને બન્નેવ જહાંનનો રબ છે. એનાજ માટે રૌશની (નૂર) છે આસમાનમાં અને ઝમીનમાં અને તે ઝબરદસ્ત હિકમતવાળો છે.''

(ફઝાઇલે સદકાત : ૧/૨૬૮ હદીસ: ૪)

# અલ્લાહથી અહ્દો-પૈમાન

اَللّٰهُمَّ رَبَّ السَّمٰوٰتِ وَالْاَرْضِ، عَالِمَ الْغَيْبِ وَالشَّهَادَةِ، اِنِّیْ اَعْهَدُ اِلَيْكَ فِیْ هٰذِهِ الْحَيٰوةِ الدُّنْيَا اَنِّیْ اَشْهَدُ اَنْ لَّآ اِلٰهَ اِلَّا اَنْتَ، وَحْدَكَ لَا شَرِيْكَ لَكَ وَاَنَّ مُحَمَّدًا عَبْدُكَ وَرَسُوْلُكَ، فَاِنَّكَ اِنْ تَكِلْنِیْ اِلٰى نَفْسِیْ تُقَرِّبْنِیْ مِنَ الشَّرِّ وَتُبَاعِدْنِیْ مِنَ الْخَيْرِ وَاِنِّیْ اِنْ اَثِقُ اِلَّا بِرَحْمَتِكَ، فَاجْعَلْ لِّیْ عِنْدَكَ وَعَهْدِكَ وَعَهْدًا تُوَفِّيْنِيْهِ يَوْمَ الْقِيَامَةِ اِنَّكَ لَا تُخْلِفُ الْمِيْعَادَ ط

અય અલ્લાહ ! આસ્માન તથા જમીનના પરવરદિગાર ! છૂપી અને જાહેરી વાતો જાણવાવાળા ! બેશક, હું તારાથી આ દુનિયાની ઝિંદગીમાં અહદ કરું છું કે હું (સાચા દિલથી) એના પર ગવાહી આપું છું કે તારા સિવાય કોઇ મા'બૂદ નથી. તુ (પોતાની ઝાત અને સિફાતમાં) એકલો છે. તારો કોઇ શરીક નથી. અને એ કે મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) તારા બંદા અને તારા રસૂલ છે. (આ અહદ) એટલા માટે (કરું છું) કે બેશક, તેં અગર મને મારા નફ્સે (અમ્મારહ)ના હવાલે કરી દીધો (એટલે કે) તો તેં મને શર (બુરાઇ)ના નજદીક કરી દીધો અને ખૈરથી દૂર કરી દીધો (એટલે કે તુ આવુ ન કરતો) એટલા માટે કે હું તો તારી રહમતના સિવાય બીજી કોઇ ચીજ પર ભરોસો નથી કરતો. એટલા માટે તુ મારાથી એવો અહદ કરી લે જેને તુ કયામતના દિવસે પૂરો કરે (કે તુ મને જન્નતમાં

દાખલ કરી દેજે). બેશક, તુ પોતાના વાયદાથી નથી ફરતો.

હદીસ શરીફમાં આવે છે કે :

જે માણસ અલ્લાહથી ઉપરોકત અહદ તથા વાયદો કરી લે (અને પછી તેના ઉપર કાયમ રહે) તો અલ્લાહ પાક કયામતના દિવસે પોતાના (મુકર્રબ) ફરિશ્તાઓને ફરમાવશે કે "મારા આ બંદાએ મારાથી એક વાયદો લીધો છે, તમે તેને પૂરો કરો." ચુનાન્ચે: અલ્લાહ તઆલા તેને (પોતાના ફઝલો કરમથી) જન્નતમાં દાખલ કરી દેશે. (રાવી હદીસ) : હઝરત (રહ.) કહે છે કે મેં કાસિમ બિન અબ્દુર્રહમાનને બતાવ્યું કે ઔફે મને એવી એવી (એટલે કે ઉપરોકત) હદીસ સંભળાવી છે. તો એના પર હઝરત કાસિમે ફરમાવ્યું : (એમાં તઅજ્જુબની શું વાત છે ?) અમારા ઘરમાં તો દરેક પર્દાવાળી (બાલિગ) છોકરી પોતાના પર્દામાં (ઘરમાં) આ દુઆને પઢયા કરે છે.

## દુરૂદે મલવાન

ત્રણ વાર પઢવાથી ત્રીસ હજાર વાર પઢવા બરાબર સવાબ મળે છે :

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ ط

اَللّٰهُمَّ صَلِّ عَلٰى سَيِّدِنَا مُحَمَّدٍ مَّا اخْتَلَفَ الْمَلَوَانِ وَتَعَاقَبَ الْعَصْرَانِ وَكَرَّ الْجَدِيْدَانِ وَاسْتَقَلَّ الْفَرْقَدَانِ وَبَلِّغْ رُوْحَهٗ وَاَرْوَاحَ اَهْلِ بَيْتِهٖ مِنَّا التَّحِيَّةَ وَالسَّلَامَ وَبَارِكْ وَسَلِّمْ عَلَيْهِ كَثِيْرًا ط

**અલ્લાહુમ્મ સલ્લિ અલા સય્યિદિના મુહમ્મદિમ્ મખ્ત–લફલ્ મલવાનિ, વ તઆ–કબલ્ અસ્રાનિ, વ કર્રલ્ જદીદાનિ, વસ્તકલ્લલ્ ફર્કદાનિ, વ બલ્લિગ્ રૂહ–હૂ વ અર્વા–હ અહ્લિ બય્તિહી મિન્નત્તહિય્યત વ સ્સલા–મ, વ બારિક્ વ સલ્લિમ્ અલય્હિ કસીરા.**

[**અર્થ :** હે અલ્લાહ ! તું અમારા સરદાર હઝરત મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) પર રહમત નાઝિલ ફરમાવ, જ્યાં સુધી કે રાત–દિવસ બદલાતાં રહે અને સવાર–સાંજ આવતાં રહે તથા રાત–દિવસ વારાફરતી આવતાં રહે તેમજ ઉત્તર ધ્રુવ પાસેના બન્ને ઝગમગિત તારલાઓ બુલંદ રહે અને આપ (સલ.)ની મુબારક રૂહને તથા આપના અહલે બૈત (કુટુંબીજનો)ની રૂહોને અમારા તરફથી સલામ અને સલામતી પહોંચાડી દે તથા તું આપ (સલ.)ની ઝાત પર પુષ્કળ બરકત અને સલામતી નાઝિલ ફરમાવ.]

**ફઝીલત :** આ દુરૂદ શરીફ ત્રણ વાર પઢવાથી ત્રીસ હજાર વાર પઢવાનોસવાબ મળશે. હુઝૂર નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની શફાઅત નસીબ થશે. કર્ઝની અદાયગી માટે સહાયરૂપ અને અકસીર છે. દીન–દુનિયાની ભલાઈઓ પ્રાપ્ત થશે. (તફસીરે રૂહુલ બયાન)

## દુઆએ ખૈર

اَللّٰهُمَّ اِنِّیْ اَسْـَٔلُکَ اِیْمَانًا کَامِلًا وَّیَقِیْنًا صَادِقًا وَّرِزْقًا وَّاسِعًا وَّحَلَالًا وَّطَیِّبًا وَّقَلْبًا خَاشِعًا وَّلِسَانًا ذَاکِرًا وَّتَوْبَةً نَّصُوْحًا وَّتَوْبَةً قَبْلَ الْمَوْتِ وَرَاحَةً عِنْدَ الْمَوْتِ وَمَغْفِرَةً وَّرَحْمَةً بَعْدَ الْمَوْتِ وَالْعَفْوَ

عِنْدَ الْحِسَابِ وَالْفَوْزَ بِالْجَنَّةِ وَالنَّجَاةَ مِنَ النَّارِ
بِرَحْمَتِكَ يَاعَزِيْزُ يَاغَفَّارُ ط رَبِّ زِدْنِيْ عِلْمًا وَّاَلْحِقْنِيْ
بِالصّٰلِحِيْنَ۔ اٰمِيْنَ يَارَبِّ ط

અલ્લાહુમ્મ ઈન્ની અસ્અલુ-ક ઈમાનન્ કામિલંવ્ વ યકીનન્ સાદિકંવ્ વ રિઝ્કંવ્ વાસિઅંવ્ વ હલાલંવ્ વ તય્યિબંવ્ વ કલ્બન્ ખાસિઅંવ્ વ લિસાનન્ ઝાકિરંવ્ વ તવ્બતન્ નસૂહંવ્ વ તવ્બતન્ કબ્લલ્ મવ્તિ વ રાહતન્ ઈન્દલ્ મવ્તિ વ મગ્ફિરતંવ્ વ રહ્મતન્ બઅ્દલ્ મવ્તિ વલ્ અફ્વ ઈન્દલ્ હિસાબિ વલ્ ફવ્ઝ બિલ્ જન્નતિ વન્નજા-ત મિનન્નારિ બિ રહ્મતિ-ક યા અઝીઝુ યા ગફ્ફારુ. રબ્બિ ઝિદ્ની ઈલ્મંવ્ વઅલ્હિક્ની બિસ્સાલિહીન. આમીન યા રબ્બિ.

## શયતાનથી અને કિયામતના અઝાબથી હિફાઝત માટે

بِسْمِ اللهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ

اَلْحَمْدُ لِلّٰهِ الَّذِيْ خَلَقَ السَّمٰوٰتِ وَالْاَرْضَ وَجَعَلَ الظُّلُمٰتِ
وَالنُّوْرَ ۵ ثُمَّ الَّذِيْنَ كَفَرُوْا بِرَبِّهِمْ يَعْدِلُوْنَ ① هُوَالَّذِيْ
خَلَقَكُمْ مِّنْ طِيْنٍ ثُمَّ قَضٰۤى اَجَلًا ط وَاَجَلٌ مُّسَمًّى عِنْدَهٗ ثُمَّ اَنْتُمْ
تَمْتَرُوْنَ ② وَهُوَاللهُ فِي السَّمٰوٰتِ وَفِي الْاَرْضِ ط يَعْلَمُ سِرَّكُمْ
وَجَهْرَكُمْ وَيَعْلَمُ مَاتَكْسِبُوْنَ ③ (الانعام۶:۳، پارہ۷)

અલ્હમ્દુ લિલ્લાહિલ્લઝી ખ-લ-કસ્સમાવાતિ વલ્અર્દ વ-જ-અ-લઝ્ઝુલુમાતિ વન્નૂર. સુમ્મલ્લઝી-ન ક-ફ-રૂ

**બિરબ્બિહિમ્ યઅ્દિલૂન. હુવલ્લઝી ખ–લ–ક–કુમ્ મિન્ તીનિન્ સુમ્મ કઝા અ–જ–લા. વ અ–જ–લુમ્મુસમ્મન્ ઈન્દહૂ સુમ્મ અન્તુમ્ તમ્તરૂન. વ–હુવલ્લાહુ ફિસ્સમાવાતિ વ ફિલ્અર્દિ યઅ્લમુ સિર્રકુમ્ વ જહ્–ર–કુમ્ વ યઅ્લમુ મા તક્સિબૂન.** (પારહ ૭, સૂરએ અન્આમ : ૧, ૨, ૩)

આ આયતોને પઢનારા પર અલ્લાહ તઆલા કિયામતમાં કોઈ અઝાબ નહિ ફરમાવે. ('રૂહુલ બયાન', પેજ ૩૦)

## દુઆએ નબવી (સલ.)

اَللّٰهُمَّ اقْذِفْ فِيْ قَلْبِيْ رَجَاءَكَ وَاقْطَعْ رَجَائِيْ عَمَّنْ سِوَاكَ حَتّٰى لَا اَرْجُوْا اَحَدًا غَيْرَكَ اَللّٰهُمَّ مَاضَعُفَتْ عَنْهُ قُوَّتِيْ وَقَصُرَ عَنْهُ عَمَلِيْ وَلَمْ تَنْتَهِ اِلَيْهِ رَغْبَتِيْ وَلَمْ تَبْلُغْهُ مَسْئَلَتِيْ وَلَمْ يَجْرِ عَلٰى لِسَانِيْ مِمَّا اَعْطَيْتَ اَحَدًا مِّنَ الْاَوَّلِيْنَ وَالْاٰخِرِيْنَ مِنَ الْيَقِيْنِ فَخُصَّنِيْ بِهٖ يَا اَرْحَمَ الرَّاحِمِيْنَ ط

**અલ્લાહુમ્મક્ ઝિફ્ ફી કલ્બી રજા–અ–ક વક્તઅ્ રજાઈ અમ્મન્ સિવા–ક હત્તા લા અર્જૂ અ–હ–દન્ ગય્–ર–ક. અલ્લાહુમ્મ મા ઝઉફત્ અન્હૂ કુવ્વતી વ કસુ–ર અન્હુ અ–મ–લી, વ લમ્ તન્તહિ ઈલય્હિ રગબતી, વ લમ્ તબ્લુગ્હુ મસ્અ–લ–તી, વ લમ્ યજિર્ અલા લિસાની મિમ્મા અઅ્તય–ત અ–હ–દમ્ મિનલ્ અવ્વલી–ન વલ્ આખિરી–ન મિનલ્ યકીનિ ફખસ્સિની બિહી યા અર્હમર્ રાહિમીન.** ('નૂરુલ અબ્સાર', 'તારીખુલ ખુલફા')

## દુઆ

اَللّٰهُمَّ اَحْسِنْ عَاقِبَتَنَا فِى الْاُمُوْرِ كُلِّهَا وَاَجِرْنَا مِنْ خِزْىِ الدُّنْيَا وَعَذَابِ الْاٰخِرَةِ ط

**અલ્લાહુમ્મ અહ્‌સિન્ આકિ-બ-તના ફિલ્ઉમૂરિ કુલ્લિહા વ અજિર્ના મિન્ ખિઝ્‌યિદ્દુન્યા વ અઝાબિલ્ આખિરહ્.**

[**અર્થ** : હે અલ્લાહ ! અમારાં તમામ કામોનો અંજામ બેહતર ફરમાવ અને અમને દુનિયાના અપમાન અને આખિરતના અઝાબથી પનાહ અતા ફરમાવ.] (અલ્ હિઝ્બ : ૬૦)

## યા અલ્લાહ મને એવો બંદો બનાવી લે

اَللّٰهُمَّ اجْعَلْنِىْ اُعَظِّمُ شُكْرَكَ وَاُكْثِرُ ذِكْرَكَ وَاَتَّبِعُ نَصِيْحَتَكَ وَاَحْفَظُ وَصِيَّتَكَ ط

**અલ્લાહુમ્મજ્અલ્ની ઉઅઝ્ઝિમુ શુક્ર-ક વ ઉક્ષિરુ ઝિક્-ક વ અત્તબિઉ નસીહ-ત-ક વ અહ્‌ફઝુ વસિય્ય-ત-ક.**

[**અર્થ** : હે અલ્લાહ ! મને તું એવો બંદો બનાવી લે કે તારો શુક્ર કર્યા કરું, તારી યાદ (ઝિક્ર) કર્યા કરું અને તારી નસીહતને માનું અને તારા હુકમને યાદ રાખું.] (અલ્ હિઝ્બ : ૭૬)

## અલ્લાહુમ્મ ઈન્ન કુલૂ-બના....

اَللّٰهُمَّ اِنَّ قُلُوْبَنَا وَنَوَاصِيَنَا وَجَوَارِحَنَا بِيَدِكَ لَمْ تُمَلِّكْنَا مِنْهَا شَيْئًا فَاِذَا فَعَلْتَ ذٰلِكَ بِنَا فَكُنْ اَنْتَ وَلِيَّنَا وَاهْدِنَا اِلٰى سَوَاءِ السَّبِيْلِ ط

**અલ્લાહુમ્મ ઈન્ન કુલૂ–બના વ નવાસિ–યના વ જવારિ–હના બિ–યદિ–ક, લમ્ તુમલ્લિક્ના મિન્હા શયૂઆ. ફ–ઈઝા ફઅલ્ત ઝાલિ–ક બિના ફ–કુન્ અન્ત વલિય્યના વહ્દિના ઈલા સવાઈસ્સબીલ.**

[**અર્થ :** હે અલ્લાહ ! અમારા દિલ, અમારી પેશાનીઓ અને અમારા તમામ અવયવો તારા જ અંકુશમાં છે. એમના પૈકી કોઈના પણ તેં અમને માલિક બનાવ્યા નથી. બસ, જયારે તેં અમને આવા લાચાર પેદા ફરમાવ્યા છે, તો હવે તું જ અમારો કારસાઝ (કાર્યસાધક) બની જા અને અમને સીધા રસ્તાની હિદાયત ફરમાવ.] (અલ્ હિઝ્બ : ૭૭)

## પાંચ અહમ ચીજો માટે દુઆ

اَللّٰھُمَّ اِنِّیۡ اَسۡئَلُکَ الصِّحَّۃَ وَالۡعِفَّۃَ وَالۡاَمَانَۃَ وَحُسۡنَ الۡخُلُقِ وَالرِّضَاءِ بِالۡقَدۡرِ ط

**અલ્લાહુમ્મ ઈન્ની અસ્અલુ–ક સ્સિહ્હ–ત વલ્ઈફ્ફ–ત વલ્અમા–ન–ત વ હુસ્નલ્ ખુલુકિ વર્રિઝા–અ બિલ્કદ્રિ.**

[**અર્થ :** હે અલ્લાહ ! હું તારાથી તંદુરસ્તી, પાકદામની, અમાનતદારી, સારા અખ્લાક અને તકદીર પર રાજી રહેવાનો સવાલ કરું છું.] (અલ્ હિઝ્બ : ૭૮)

## તવક્કુલ, હિદાયત અને નુસરતની દુઆ

اَللّٰھُمَّ اجۡعَلۡنِیۡ مِمَّنۡ تَوَکَّلَ عَلَیۡکَ فَکَفَیۡتَہٗ وَاسۡتَھۡدَاکَ فَھَدَیۡتَہٗ وَاسۡتَنۡصَرَکَ فَنَصَرۡتَہٗ۔

ફ–કફયતહૂ વસ્તહ્દા–ક ફ–હદયતહૂ વસ્તન્સ–ર–ક ફ–નસર્તહૂ.

## વસવસાઓને ખૌફે ઈલાહીમાં ફેરવવાની દુઆ

اَللّٰهُمَّ اجْعَلْ وَسَاوِسَ قَلْبِىْ خَشْيَتَكَ وَذِكْرَكَ وَاجْعَلْ هِمَّتِىْ وَهَوَاىَ فِيْمَا تُحِبُّ وَتَرْضٰى۔

અલ્લાહુમ્મજ્અલ્ વસાવિ–સ કલ્બી ખશ્ય–ત–ક વ ઝિક્–ક વજ્અલ્ હિમ્મતી વ હવા–ય ફીમા તુહિબ્બુ વ તર્ઝા.

## રાતે યા દિવસે આ કલિમાત જરૂર પઢે અને અલ્લાહથી પોતાની હાજતની દુઆ માંગે

اَللّٰهُمَّ اِنِّىْ اَسْاَلُكَ صِحَّةً فِىْ اِيْمَانٍ وَّاِيْمَانًا فِىْ حُسْنِ خُلُقٍ وَّنَجَاةً يَّتْبَعُهَا فَلَاحٌ وَّرَحْمَةً مِّنْكَ وَعَافِيَةً وَّمَغْفِرَةً مِّنْكَ وَرِضْوَانًا ط

અલ્લાહુમ્મ ઈન્ની અસ્અલુ–ક સિહ્હતન્ ફિ ઈમાનિંવ્ વ ઈમાનન્ ફી હુસ્નિ ખુલુકિંવ્ વ નજાતંય્યત્બઉહા ફલાહુંવ્ વ રહ્મતમ્ મિન્ક વ આફિ–યતંવ્ વ મગ્ફિ–રતમ્ મિન્ક વ રિઝ્વાના.

[અર્થ : હે અલ્લાહ ! હું તારાથી સિહ્હતનો ઈમાનની સાથે અને ઈમાનનો સારા અખ્લાક સાથે અને એવી નજાતનો જેની

સાથે (દુનિયા અને આખિરતની) ફલાહ હોય અને તારી રહમતનો અને આફિયતનો તથા તારી મગફિરત અને રઝામંદીનો સવાલ કરું છું. (તું મને આ સઘળી ચીજો અતા ફરમાવી દે.)] (હિસ્ન : ૮૫)

## ચાર (૪) કુર્આને મજીદ પઢવાનો સવાબ

હુઝૂર રસૂલે કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : જે માણસ ફજરની નમાઝ પછી બાર (૧૨) વખત **કુલ્ હુવલ્લાહુ અહદ...** પઢશે તો (એનું આ કૃત્ય સવાબમાં એવું છે) જાણે એણે ચાર વાર કુર્આને કરીમ પઢયું અને એ દિવસે પૃથ્વીના પટ પર વસતા લોકોમાં તે સૌથી અફઝલ માણસ હશે, એ શરતે કે તે ગુનાહોથી બચે. (કન્ઝુલ ઉમ્માલ : ૧/૫૯૯)

## મુનાજાતે મકબૂલમાંની કેટલીક લાભકારક મૂળ અરબી દુઆઓ તથા નઝમમાં તેનો તરજુમો

فَاطِرَ السَّمٰوٰتِ وَالْاَرْضِ ۟ اَنْتَ وَلِيّٖ فِي الدُّنْيَا وَالْاٰخِرَةِ ۚ

تَوَفَّنِيْ مُسْلِمًا وَّاَلْحِقْنِيْ بِالصّٰلِحِيْنَ ﴿۱۰۱﴾ (سورۂ یوسف ۱۲:۱۰۱، پارہ ۱۳)

اَللّٰهُمَّ اِنِّيْ نَعِيْمَ لَّا يَنْفَدُ وَقُرَّةَ عَيْنٍ لَّا تَنْقَطِعُ

وَرِضَاءً بِالْقَضَاءِ وَبَرْدَ الْعَيْشِ بَعْدَ الْمَوْتِ وَلَذَّةَ

النَّظَرِ اِلٰى وَجْهِكَ وَالشَّوْقَ اِلٰى لِقَائِكَ مِنْ غَيْرِ

ضَرَّاءَ مُضِرَّةٍ وَّفِتْنَةٍ مُّضِلَّةٍ ط

**ફાતિરિસ્સમાવાતિ વલ્ અર્દિ અન્ત વલિય્યિ ફિદ્ દુન્યા વલ્ આખિરહ્. તવફ્ફની મુસ્લિમંવ્ વ અલ્હિક્ની બિસ્સાલિહીન. અલ્લાહુમ્મ ઈન્ની અસ્અલુ–ક નઈમલ્ લા યન્ફદુ વ કુર્ર–ત અય્નિલ્ લા તન્કતિઉ વ રિઝાઅમ્ બિલ્ કઝાઈ વ બર્દલ્ અય્શુ બઅ્દલ્ મવ્તિ વ લઝ્ઝતન્નઝ્રિ ઈલા વજ્હિક વશશવ્કિ ઈલા લિકાઈ–ક મિન્ ગય્રિ દર્રાઈમ્ મુદિર્રતિ વ ફિત્નતિમ્ મુદિલ્લતિન્.**

અય ખુદાએ ખાલિકે અર્દો સમા,
અય ખુદાએ માલિકે રવઝે જઝા.
હય તૂ હી દુન્યામેં મેરા કારસાઝ,
ઔર તૂ હી હય આખિરતકા કારસાઝ.
મૌત દે યા રબ મુઝે ઈસ્લામ પર,
ઔર મુઝકો સાલિહોંકે સાથ કર.
દે વહ ઠંડક આંખમેં અય ઝુલજલાલ,
ઔર વહ નેઅમત દે ન હો જિસકો ઝવાલ.
રખ રઝામંદ અપની ખ્વાહિશ પર મુઝે,
કર ન દે હિર્સો–હવા મુઝતર મુઝે.
બાદ મરનેકે મુઝે રાહત મિલે,
ઔર તેરે દીદારકી લઝ્ઝત મિલે.
કર અતા અપના મુઝે શવ્કે લિકા,
દીનો–દુન્યાકી ખરાબીસે બચા.

اَللّٰهُمَّ لَقِّنِىْ حُجَّةَ الْاِيْمَانِ عِنْدَ الْمَمَاتِ ط اَللّٰهُمَّ اغْفِرْلِىْ ذَنْبِىْ وَاخْسِئْ شَيْطَانِىْ وَفُكَّ رِهَانِىْ وَثَقِّلْ مِيْزَانِىْ وَاجْعَلْنِىْ فِى النَّدِىِّ الْاَعْلٰى ط

**અલ્લાહુમ્મ લક્કિની હુજ્જતલ્ ઈમાનિ ઈન્દલ્ મમાતિ. અલ્લાહુમ્મગ્ફિર્ લી ઝમ્બી વખ્સીઅ્ શય્તાની વ ફુક્કિ રિહાની વ ષક્કિલ્ મીઝાની વજ્અલ્ની ફિન્નદિય્યિલ્ અઅ્લા.**

ઔર દલીલ ઈમાનકી દિલકો મેરે,
યા ઈલાહી મરતે દમ સિખલા તૂ દે.
મગફિરત મેરી કર અય રબ્બે ગફૂર,
ઔર કર દે મુઝસે તૂ શયતાંકો દૂર.
મુઝસે હર એક બંદ મેરા દે છૂળા,
કર મુઝે કય્દે મઆસી સે રિહા.
પલ્લા મેરી નેકીયોં કા ઔર સવાબ,
કર દે ભારી ઔર બળ્હા રોઝે હિસાબ.
તબકએ અઅ્લામેં દે મુઝ કો જગા,
મજલિસે બાલામેં દેં મુઝકો જગા.

اَللّٰهُمَّ اِنِّیْٓ اَسْئَلُکَ الْفَوْزَ فِی الْقَضَاءِ وَنُزُلَ الشُّهَدَاءِ وَعَيْشَ السُّعَدَاءِ وَمُرَافَقَةَ الْاَنْبِيَاءِ وَالنَّصْرَ عَلَی الْاَعْدَاءِ اِنَّکَ سَمِيْعُ الدُّعَاءِ ط

**અલ્લાહુમ્મ ઈન્ની અસ્અલુકલ્ ફવ્ઝ ફિલ્ કઝાઈ વ નુઝુલશ્શુહ્દાઈ વ અય્શસ્સુઅદાઈ વ મુરાફકતલ્ અમ્બિયાઈ વન્નસ્ર અલલ્ અઅ્દાઈ ઈન્નક સમીઉદ્દુઆઈ.**

ચાહતા હૂં મૈં યહ તેરે ફઝલસે,
કામ્યાબી મેરી કિસ્મતમેં મિલે.
ઔર શહીદોં કી તરહ અય મુસ્તઆન,
કર મુઝે અપના મુઅઝ્ઝઝ મેહમાન.

ખુશનસીબોં કા સા મુઝકો ઐશ દે,
ઝિંદગી મેરી ફરાગતમેં કટે.
ઔર મુઝે પયગમ્બરોં કે સાથ કર,
દુશ્મનોં પર દે મુઝે ફત્હો—ઝફર.
તૂ હી સુન લેતા હૈ બંદોં કી દુઆ,
કર લે મકબૂલ અય ખુદા મેરી દુઆ.

• • •

اَللّٰهُمَّ لَاعَيْشَ اِلَّا عَيْشَ الْاٰخِرَةِ ط اَللّٰهُمَّ اجْعَلْ
حُبَّكَ اَحَبَّ الْاَشْيَاءِ اِلَيَّ وَاجْعَلْ خَشْيَتَكَ اَخْوَفَ
الْاَشْيَاءِ عِنْدِيْ وَاقْطَعْ عَنِّيْ حَاجَاتِ الدُّنْيَا
بِالشَّوْقِ اِلٰى لِقَائِكَ وَاِذَا اَقْرَرْتَ اَعْيُنَ اَهْلِ الدُّنْيَا
مِنْ دُنْيَاهُمْ فَاَقْرِرْ عَيْنِيْ مِنْ عِبَادَتِكَ ط

**અલ્લાહુમ્મ લા અય્શ ઈલ્લા અય્શુલ્ આખિરહ. અલ્લાહુમ્મજ્અલ્ હુબ્બ—ક અહબ્બલ્ અશ્યાઈ ઈલય્ય, વજ્અલ્ ખશ્યત—ક અખ્વફલ્ અશ્યાઈ ઈન્દી, વક્તઅ્ અન્ની હાજાતિદ્ દુન્યા બિશ્શવ્કિ ઈલા લિકાઈ—ક વ ઈઝા અક્રરત અઅ્યુના અહ્લિદ્ દુન્યા મિન્ દુન્યાહુમ્ ફ—અક્રિર્ અય્ની મિન્ ઈબાદતિક.**

ઐશ તો યા રબ હય ઐશે આખિરત,
દે મુઝે વહ ઐશ ઔર કર મગફિરત.
દે મુઝે અપની મુહબ્બત ઈસ કદર,
હર મુહબ્બત સે યહી હો બેહ્તર.

ઔર મુહબ્બત સે હી તેરી અય ગની,
સબસે બઢ્હકર હો મુઝે દિલબસ્તગી.
દે મુઝે ખવ્ફ અપના રબ સે બેશતર,
સબસે બઢ્હકર હો મુઝે તેરા હી ડર.
તેરે મિલનેકા હો શૌક ઈતના મુઝે,
કર દે જો દુન્યાસે બેપરવા મુઝે.
ઔર હંય દુન્યાકી જિતની હાજતેં,
ભૂલ બેઠું સબકો મૈં ઈશ શૌકમેં.
જિસ તરહ દુન્યાસે દુન્યાદાર કી,
ઠંડી કરતા હય તૂ આંખે અય ગની.
કર મેરી આંખોંકો ભી ઠંડક અતા,
બંદગીસે અપની અય રબ્બુલ્ ઊલા.

• • •

اَللّٰهُمَّ اَعِنِّيْ عَلٰى غَمَرَاتِ الْمَوْتِ وَسَكَرٰتِ الْمَوْتِ

اَللّٰهُمَّ اغْفِرْلِيْ وَارْحَمْنِيْ وَاَلْحِقْنِيْ بِالرَّفِيْقِ الْاَعْلٰى ط

**અલ્લાહુમ્મ અઈન્ની અલા ગમરાતિલ્ મવ્તિ વ સકરાતિલ્ મવ્તિ અલ્લાહુમ્મગ્ફિર્લી વર્હમ્ની વ અલ્હિક્ની બિર્રફીકિલ્ અઅ્લા.**

મવ્તકી સખતીમેં ઔર સકરાતમેં,
જબ લગા રેહતા હય શયતાં ઘાતમેં.
હો ઈલાહી તૂ મદદગારો—મુઈન,
મુઝ પે ગાલિબ હો ન જાએ વોહ લઈન.
મરતે દમ યા રબ મેરી ઈમદાદ કર,
ઔર જહન્નમસે મુઝે આઝાદ કર.
કુલ ગુનાહોંસે મેરે તૂ દરગુઝર,
ઔર મુઝ પર રહમ અય રહમાન કર.

તબકએ અઅ્લામેં જો બંદે તેરે,
તેરે સબ બંદોંમેં હંય ખાસ ઔર ચુને.
મુઝકો ભી યા રબ હો સાથ ઉન્કા નસીબ,
ઉનસે કર દે અય ખુદા મુઝકો કરીબ.

حَسْبِيَ اللّٰهُ عِنْدَ الْمَوْتِ، حَسْبِيَ اللّٰهُ عِنْدَ الْمَسْأَلَةِ فِي الْقَبْرِ، حَسْبِيَ اللّٰهُ عِنْدَ الْمِيْزَانِ، حَسْبِيَ اللّٰهُ عِنْدَ الصِّرَاطِ، حَسْبِيَ اللّٰهُ لَآ اِلٰهَ اِلَّا هُوَ عَلَيْهِ تَوَكَّلْتُ وَهُوَ رَبُّ الْعَرْشِ الْعَظِيْمِ ط

**હસ્બિયલ્લાહુ ઈન્દલ્ મવ્તિ, હસ્બિયલ્લાહુ ઈન્દલ્ મસ્અલતિ ફિલ્ કબ્રિ, હસ્બિયલ્લાહુ ઈન્દલ્ મીઝાનિ, હસ્બિયલ્લાહુ ઈન્દસ્ સિરાતિ, હસ્બિયલ્લાહુ લા ઈલા–હ ઈલ્લા હુ–વ અલય્હિ તવક્કલ્તુ વ હુ–વ રબ્બુલ્ અર્શિલ્ અઝીમ.**

મરતે દમ ઔર કબ્રમેં વક્તે સુવાલ,
હસ્બિયલ્લાહ બસ હય ફઝલે ઝુલજલાલ.
તોલે જાએંગે અમલ મીઝાં મેં જબ,
પુલ પે જબ ચલને લગેંગે લોગ સબ.
હર જગહ હર હાલમેં ઔર હર નફસ,
હસ્બિયલ્લાહ હય મુઝે અલ્લાહ બસ.
ફઝલ તેરા હી હય મેરે વાસ્તે,
ઔર તેરી ઈમદાદ કાફી હય મુઝે.
બસ હય મુઝકો ફઝલો–ઈમદાદે ખુદા,
ઔર નહીં કોઈ ઈલાહ ઉસકે સિવા.
હય વોહી મઅ્બૂદે બરહક ઔર ખુદા,
ઔર ઉસી પર બસ ભરોસા હય મેરા.
ઔર વોહી હય સાહિબે અર્શે અઝીમ,
યહ વોહી ગફ્ફારો–સત્તારો–હલીમ.

(''આખિરતનો શવક'' મૌ. અશરફઅલી થાનવી રહ.)

## એકવાર બિસ્મિલ્લાહિર્રહમાનિર્રહીમ પઢવાની મહાન ફઝીલત :

بِسۡمِ اللّٰهِ الرَّحۡمٰنِ الرَّحِيۡمِ ○

**એકવાર બિસ્મિલ્લાહ... પઢવા બદલ છોત્તેર હજાર (૭૬૦૦૦) નેકીઓ મળશે, છોત્તેર હજાર (૭૬,૦૦૦) ગુનાહ માફ થશે, છોત્તેર હજાર (૭૬,૦૦૦) દરજાત બુલંદ થશે.**

બિસ્મિલ્લાહ ની તિલાવત કરવા બદલ મળતા અજર-સવાબનું વર્ણન કરતાં મશહૂર સહાબી હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસઊદ (રદિ.) ફરમાવે છે કે :

قَالَ رَسُوْلُ اللّٰهِ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ مَنْ قَرَأَ "بِسۡمِ اللّٰهِ الرَّحۡمٰنِ الرَّحِيۡمِ" كَتَبَ اللّٰهُ لَهٗ بِكُلِّ حَرْفٍ اَرْبَعَةَ اٰلَافٍ حَسَنَةً وَمَحَا عَنْهُ اَرْبَعَةَ اٰلَافٍ سَيِّئَةً وَرَفَعَ لَهٗ اَرْبَعَةَ اٰلَافٍ دَرَجَةً

(અર્થ : રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયાહ વ સલ્લમએ ફરમાવ્યું : જે માણસ "બિસ્મિલ્લાહિર્રહમાનિર્રહીમ"ની તિલાવત કરે છે, તો અલ્લાહ તઆલા બિસ્મિલ્લાહના દરેક હર્ફ (અક્ષર)ના બદલામાં તેના નામ-એ-આ'માલ (કર્મપત્ર)માં ચાર હજાર નેકીઓ લખી દે છે અને તેના ચાર હજાર ગુનાહ માફ ફરમાવી દે છે અને તેના ચાર હજાર દરજાત બુલંદ ફરમાવી દે છે.)

(તફસીરે ફત્હુલ કદીર : ૧/૧૯, સંદર્ભ : મવલાના મુહમ્મદ રૂહુલ્લાહ નક્શબંદી કૃત "બિસ્મિલ્લાહ કે ફઝાઈલ વ બરકાત": ૧૨૬)

## સૂરએ આલિ ઈમરાનની એક આયતની મહાન ફઝીલત :



شَهِدَ اللّٰهُ اَنَّهٗ لَاۤ اِلٰهَ اِلَّا هُوَ ۙ وَالْمَلٰٓئِكَةُ وَاُولُوا الْعِلْمِ قَآئِمًۢا بِالْقِسْطِ ؕ لَاۤ اِلٰهَ اِلَّا هُوَ الْعَزِيْزُ الْحَكِيْمُ ﴿۱۸﴾ (آل عمران ۳:۱۸)

**હદીસ :** હઝરત અબૂ વાઈલ (રહ.)એ હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ (રદિ.)થી રિવાયત કરીને બયાન કર્યું કે રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : જે માણસ સૂરએ આલિ ઈમરાનની ઉપરોક્ત આયત ''શહિદલ્લાહુ અન્નહૂ લા ઈલા-હ...'' પઢયા કરતો હોય તો એને કિયામતના દિવસે બારગાહે ઈલાહીમાં લાવવામાં આવશે. પછી અલ્લાહ તઆલા ફરમાવશે : મારા બંદાએ મારાથી અહદ કર્યો હતો-તે વચનબદ્ધ થયો હતો- અને હું વચનપાલનનો સૌથી વધુ હકદાર છું. મારા બંદાને જન્નતમાં દાખલ કરી દો.

(અલ્લામહ ઈબ્ને અબ્દુલ બર્ર (રહ.) કૃત ''જામિઉ બયાનિલ ઈલ્મિ વ ફદલિહ'' ૧/૯૯, સંદર્ભ : મવલાના મુફતી મુહમ્મદ તકી ઉસ્માની સા. કૃત ''તરાશે'' પૃષ્ઠ : ૫૪/૫૫)

## અતિ ટૂંકા સમય (સરેરાશ પાંચ મિનિટ) માં કિયામત સુધી એક અબજ અને અડસઠ કરોડ (૧,૬૮0000000) નેકીઓ મેળવવાનો મસ્નૂન અમલ

હદીસ : હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ (રદિ.)થી રિવાયત છે કે હુઝૂર નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું :

હઝરત મૂસા ઈબ્ને ઈમરાન (અલૈ.) હઝરત જિબ્રઈલ (અલૈ.)ને મળ્યા. હઝરત જિબ્રઈલ (અલૈ.)એ હઝરત મૂસા (અલૈ.)ને કહ્યું : જો કોઈ માણસ આયતુલ કુર્સી આટલી આટલી વાર પઢશે, તો તેને આટલો અજર-સવાબ મળશે. હઝરત મૂસા (અલૈ.)એના પર અમલ કરવાની શક્તિ ધરાવતા ન હતા, જેથી હઝરત મૂસા (અલૈ.) એ પોતાના પરવરદિગારની બારગાહમાં દુઆ ગુઝારી કે, તે એમને આ (અજર-સવાબ)થી કમઝોર (મહરૂમ) ન કરી દે. પછી હઝરત જિબ્રઈલ (અલૈ.) બીજી વાર આવ્યા અને હઝરત મૂસા (અલૈ.)ને કહ્યું : આપનો રબ ફરમાવે છે કે, જે માણસ દરેક ફર્ઝ નમાઝ પછી એકવાર આ પ્રમાણે (દુઆ) પઢે :

اَللّٰھُمَّ اِنِّیْ اُقَدِّمُ اِلَیْکَ بَیْنَ یَدَیْ کُلِّ نَفَسٍ
وَّلَمْحَةٍ وَّلَحْظَةٍ وَّطَرْفَةٍ یَّطْرِفُ بِھَا اَھْلُ السَّمٰوٰتِ
وَاَھْلُ الْاَرْضِ فِیْ کُلِّ شَیْءٍ ھُوَ فِیْ عِلْمِکَ کَائِنٌ اَوْقَدْ
کَانَ، اُقَدِّمُ اِلَیْکَ بَیْنَ یَدَیْ ذٰلِکَ کُلِّہٖ۔"

(અને) ત્યાર બાદ **"આયતુલ કુર્સી"** પઢે, તો રાત-દિવસના ચોવીસ કલાક થાય છે, દરેક **કલાકમાં** તે માણસ તરફથી મારી પાસે **"કિયામત સુધી સાત કરોડ (૭૦૦૦૦૦૦૦) નેકીઓ"** આવતી રહેશે અને ફરિશ્તાઓ તે નેકીઓને લખવામાં મશગૂલ રહેશે.

(અલ હાકિમ, સંદર્ભ : કન્ઝુલ ઉમ્માલ : ૨/૧૩૧-૧૩૨, હદીસ ક્રમાંક : ૩૪૬૮)

ઉપરાક્ત દુઆનો અર્થ : હે અલ્લાહ ! હું દરેક શ્વાસ, દરેક ક્ષણ, દરેક પલક અને દરેક એવા સમયમાં કે જેમાં આકાશો અને પૃથ્વીવાસીઓ પોતાની આંખોને એવી ચીજોની મશગૂલીમાં પલકાવે છે કે જે તારા ઈલ્મ અનુસાર અસ્તિત્વમાં આવી ચુકી છે અથવા ભવિષ્યમાં અસ્તિત્વમાં આવશેં, (બલ્કે) હું તો ઉપરોક્ત ચીજોથી આગળ વધીને તારી સમક્ષ આયતુલ કુર્સીને પેશ કરું છુ.

## આયતુલ કુર્સી




اَللّٰهُ لَاۤ اِلٰهَ اِلَّا هُوَ ۚ اَلۡحَیُّ الۡقَیُّوۡمُ ۬ۚ لَا تَاۡخُذُهٗ
سِنَةٌ وَّلَا نَوۡمٌ ؕ لَهٗ مَا فِی السَّمٰوٰتِ وَمَا فِی
الۡاَرۡضِ ؕ مَنۡ ذَا الَّذِیۡ یَشۡفَعُ عِنۡدَهٗۤ اِلَّا بِاِذۡنِهٖ ؕ
یَعۡلَمُ مَا بَیۡنَ اَیۡدِیۡهِمۡ وَمَا خَلۡفَهُمۡ ۚ وَلَا یُحِیۡطُوۡنَ
بِشَیۡءٍ مِّنۡ عِلۡمِهٖۤ اِلَّا بِمَا شَآءَ ۚ وَسِعَ كُرۡسِیُّهُ
السَّمٰوٰتِ وَالۡاَرۡضَ ۚ وَلَا یَـُٔوۡدُهٗ حِفۡظُهُمَا ۚ وَهُوَ
الۡعَلِیُّ الۡعَظِیۡمُ ﴿۲۵۵﴾ (البقرہ٢:٢٥٥)

# નમ્ર વિનંતી

બિસ્મિલ્લાહિર્રહમાનિર્રહીમ

**નહ્‌મદુહૂ વ નુસલ્લી અલા રસૂલિહિલ કરીમ.......**

પવિત્ર અહાદીસમાં અમુક આ'માલ એવાં જોવા મળ્યાં, જે દેખાવમાં અત્યંત મુખ્તસર અને હલકાં–ફુલકાં જણાયાં, પરંતુ એમના આચરણ (અમલ) પર સવાબ બહુ જ પુષ્કળ બયાન થયો છે, જે અલ્લાહ તઆલાની કરીમ ઝાતનો માત્ર ફઝલો કરમ છે અને તેની અપાર બખ્શિશ છે, જે અમ ફકીરો માટે એની અસીમ રહમત છે. આ કિતાબમાં તે આ'માલને એકત્રિત અને સંગૃહીત કરાયાં છે, જેથી તે મહાન સવાબ પ્રાપ્ત થઇ શકે; પરંતુ યાદ રહે કે દીન કેવળ એ આ'માલ પર જ અવલંબિત નથી; બલકે દરેક મુસલમાનના શિરે ફર્ઝ છે કે તે તમામ પ્રકારના હક્કો અને ફરાઇઝને અદા કરે તથા તમામ પ્રકારના ગુનાહોથી બચવાની ભરપૂર કોશિશ પણ કરે.

કિતાબમાં વર્ણવાયેલા અમુક આ'માલને અમલમાં મૂકવા પર ગુનાહોની બખ્શિશનો વાયદો કરાયો છે, એના વિશે આ વાત ખાસ લક્ષમાં રહે કે એમાં માફીથી ગુનાહે સગીરહની માફી મુરાદ છે, કારણ કે ગુનાહે કબીરહ તૌબા વગર માફ થતાં નથી, જેથી કોઇને આ ગેરસમજ થવા ન પામે કે તે ગમે તે પ્રકારનાં ચાહે તેટલા ગુનાહ કરતો રહે, છતાં તૌબા વગર એ આસાન આ'માલ દ્વારા માફી થતી રહેશે.

તદુપરાંત, કોઇ સજ્જન એવા ધોકામાં પણ ન રહે કે જ્યારે અમે મોટા નેક કામોથી મહરૂમ છીએ તો આવા આસાન અને મુખ્તસર આ'માલ કરવાથી શું ફાયદો થવાનો છે ? અથવા જ્યારે અમે મોટા મોટા નેક કામ કરી રહ્યા છીએ તો પછી આવા (નાના નાના) આ'માલ કરવાની શી જરૂર છે ? આ બેઉ ખ્યાલ શયતાની ફરેબ છે, કારણ કે મારા મહબૂબ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નો જેમના પર મારા માં–બાપ કુરબાન થાય, ઈરશાદ છે :

**''નેકીની કોઈ વાતને કદાપિ હકીર (ગૌણ) ન સમજો !''**

કારણ કે શક્ય છે કે આ જ નેકી કબૂલ થઇ જાય અને એની જ બરકતથી આપણી બાકી રહેલી ઝિંદગી પણ દુરુસ્ત થઇ જાય.... જેથી આ સમતોલ જઝબા કે વલણથી આ કિતાબનું વાંચન કરી અમલ કરો. (''આસાન નેકિયાં''નો સારાંશ)

(નોંધ : તમામ દુઆઓ દિલપૂર્વક અને યકીન સાથે પઢવી જોઇએ. ઈન્શા અલ્લાહ અવશ્ય ફાયદો થશે.)

**વમા તવફીકી ઈલ્લા બિલ્લાહ, વલા હવ્લ વલા કુવ્વ–ત ઈલ્લા બિલ્લાહ....**

# સંપાદકની વિનંતી

હઝરત ઈબ્ને અબ્બાસ રદિયલ્લાહુ તઆલા અન્હૂથી રિવાયત છે કે, હુઝૂરે અકદસ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ફરમાવે છે, જે કોઈ મારા પર કોઈ કિતાબમાં દુરૂદ લખે તો જયાં સુધી એ કિતાબમાં મારું નામ રહેશે ત્યાં સુધી એ લખનારને સવાબ મળતો રહેશે.

અને હઝરત અબૂ હુરયરહ રદિયલ્લાહુ અન્હૂની રિવાયતમાં છે કે, લખનાર પર ફરિશ્તા દુરૂદ મોકલતા રહેશે. વળી, એક રિવાયતમાં એવો ઉલ્લેખ છે કે, ફરિશ્તા, દુરૂદ લખનાર માટે ઈસ્તિગફાર કરતા રહે છે.

('ફઝાઈલે દુરૂદ શરીફ'માંથી)

તો દુરૂદ શરીફની ઈશાઅત એટલે કે એના પ્રચાર—પ્રસાર કે ફેલાવામાં શક્ય એટલી કોશિશ કરવી. દુરૂદ શરીફ છપાવી પ્રગટ કરવાથી, એની તબ્લીગ થશે—લોકો સુધી પહોંચશે અને જેટલા લોકો એને પઢશે, ઈન્શા અલ્લાહ બારગાહે રહમતુલ્ લિલ્ આલમીન સલ્લલ્લાહુ અલયહિ વ આલિહી વ અસ્હાબિહી વ સલ્લમ—માં કુબૂલિય્યત થવા સાથે આ કામ સદ્કએ જારિયહ લેખાશે. વળી, છપાવી પ્રગટ કરનારને કલામ પઢનારાઓ જેટલો સવાબ મળતો રહેશે.

તે લોકોની મિસાલ કે જેઓ પોતાનો માલ અલ્લાહના માર્ગમાં ખર્ચ કરે છે, એક તે દાણા સમાન છે, જેમાંથી સાત કંટીઓ ઉગે છે કે જેની દરેક કંટીમાં ૧૦૦ દાણા હોય છે અને અલ્લાહ જેના માટે ચાહે છે બમણા કે સો ગણા કરી દે છે અને અલ્લાહ સર્વ વ્યાપી અને સર્વજ્ઞ છે. (સૂરએ બકરહ, આયત નં. ૨૬૧)

# જરૂરી નિવેદન તથા અપીલ

ભાઈઓ ! આ કિતાબ "તોહફ–એ–દુન્યા વ આખિરત" ભાગ–૧, પ્રકાશન નં. ૨૭૮ તથા "તોહફ–એ–દુન્યા વ આખિરત" ભાગ–૨, પ્રકાશન નં. ૪૪૮ ગુજરાતીમાં પોતાના, પોતાની ફેમિલીના તથા પોતાના મર્હૂમોના સવાબ અર્થે છપાવવી હોય તો દારુલ ઉલૂમ અરબિય્યહ ઈસ્લામિય્યહ ભરૂચ– કંથારીઆનો સીધો કોન્ટેક્ટ કરશો.

મારા ભાઈઓ ! આ ક્ષણભંગુર દુનિયા ત્યાગી દેવાય તે પહેલાં, માલ સંગ્રહનો હિસાબ–કિતાબ પૂછાય તે પહેલાં, માલ ગેર રસ્તે ઉપડી જાય તે પહેલાં કંઈક માલ–મત્તા અલ્લાહ તઆલાના માર્ગે ખર્ચ કરો. અલ્લાહ તઆલા સાથે પણ વેપાર કરતા જાઓ અને એમાં સૌથી સરસ અને સારો માર્ગ (રસ્તો) ઈલ્મે દીન તથા દીની કિતાબોના પ્રચારમાં નાણાં (પૈસા) ખરચ કરવા તે છે. એ જ "સદકએ જારિયહ" અને "બાકી રહેનાર નેકીઓ" છે, જે મરણ પછી પણ કામ લાગનાર છે. મૃત્યુ પછી પોતાનું નામ–એ–આ'માલ ચાલુ રહે, તેનો આ ઘણો જ સારો અને બેહતરીન રસ્તો છે.

ઉમ્મતના માલદાર મુસલમાન મર્દો તથા ઔરતોને ખાસ વિનંતી છે કે દીની સાહિત્ય (કિતાબો)ના પ્રચાર–પ્રસાર માટે ઉપયોગી પ્રકાશનો પ્રગટ કરવાના તથા છપાવવાના આ નેક કાર્યમાં દરેક પ્રકારે અમલી સાથ–સહકાર આપી સવાબે દારૈન હાસિલ કરો.

વધુ વિગત માટે દારુલ ઉલૂમના "પ્રકાશન વિભાગ"થી સંપર્ક કરવા વિનંતી.

**(મૌલાના) હસન ભડકોદ્રવી (સા.)**
(ભારતમાંથી) 02642-257086
(પરદેશમાંથી) 011-91-2642-257086

**પ્રકાશન વિભાગ :**
દારુલ ઉલૂમ અરબિય્યહ ઈસ્લામિય્યહ ભરૂચ
મહમૂદનગર, મુ. પો. **કંથારીઆ**–૩૯૨ ૦૧૫
તા. જિ. ભરૂચ (ગુજરાત–ઈન્ડિયા)

# અભિપ્રાય

અઝ : મુફતી અબ્દુલ્લાહ વલી કાવીવાલા સા. (દા.બ.)
"આશ્યાના નગર, કૌષર મંઝિલ, દારૂલ ઉલૂમ અરબિય્યહ
ઈસ્લામિય્યહ ભરૂચ, કંથારિઆ, ગુજરાત, ભારત"

بِسۡمِ اللّٰهِ الرَّحۡمٰنِ الرَّحِيۡمِ ○

હામિદંવ વ મુસલ્લિયંવ વ મુસલ્લિમન, હુવલ મુવફિફક લિસ્સવાબ.

આ કિતાબ "તોહફએ દુન્યા વ આખિરત" (ભાગ-૧) જે ૫૪૬ પૃષ્ઠોમાં ફેલાયેલ છે. જેનું મે પહેલે થી છેલ્લે સુધી પુરેપુરી રીતે વાંચન કર્યુ છે, તે કિતાબો પણ જોઈ જે કિતાબોનો આમાં હવાલો આપવામાં આવ્યો છે. જ્યાં હવાલા બિલ્કુલ ન હતા ત્યાં હદીસની મોઅતબર કિતાબો જોઈ આ કિતાબને મોઅતબર હવાલાઓથી સુશોભિત કરી મુદલ્લલ કરી છે.(ફલિલ્લાહિલ હમ્દુ અલા ઝાલિક).

આ કિતાબમાં ઈમાનિયાત વિશે મુબારક કલિમાઓની ફઝીલતો, તથા દુરૂદ શરીફનાં અલગ અલગ કલિમાત જે અહાદીસ થી સાબિત છે, અને અજ્ર અને સવાબના એતેબારથી તથા દુન્યવી એતેબારથી જેના બેશુમાર ફાયદાઓ અને અહમ ફઝીલતો છે તે બધા જમા કરી દીધા છે. એવીજ રીતે ઝિક્રુલ્લાહ અને માસૂરા દુઆઓ જે સહીહ હદીસોથી સાબિત છે તે પણ ફઝીલતો અને ફાયદાઓ સાથે વર્ણવવામાં આવી છે. કુર્આને પાકની તિલાવત અને અલગ-અલગ સુરતોને પઢવાની ફઝીલતો, ફાયદાઓ અને અસ્માએ હુસ્ના ની ફઝીલત, નવાફિલ અને ફર્ઝ નમાઝોની ફઝીલતો, અને દિવસ-રાતના અમલો જે રસૂલે અકરમ(સલ.)થી સાબિત છે, તે સુન્નતોનું વર્ણન પણ વિસ્તાર સાથે કરવામાં આવ્યું છે (પછી તે

સુન્નતોનો સંબંધ વુઝૂ, ગુસ્લ, લિબાસ, નમાઝ, ખાવા પીવા અને રહેણી કરણી સાથે કેમ ન હોય.) આ કિતાબમાં હુકૂકુલ ઈબાદનું વર્ણન વિશેષ રૂપે કરવામાં આવ્યું છે, શરઈ પર્દો, ઝીનાની વઈદો, ઝીનાનાં દુન્યવી ઉખરવી નુકસાનો અને હાલે ઉત્પન્ન થયેલ ફિત્નાઓ, સિનેમા, વિડીયો અને ટીવીનાં બેહયા પ્રોગ્રામ, બેપર્દગીનો જુવાળ અને એનાથી થતા દીની તથા દુન્યવી નુકસાનોને સમાજની હિફાઝત માટે લખવામાં આવ્યા છે, પસંદીદા અશ્આર, આખિરતની ફિક્ર, મૌતની યાદ, બિદઅતો, મર્હૂમોના ઈસાલે સવાબનો તરીકો, સહીહ અકીદાઓ, અને સાચા મોતી જેવા બેશુમાર વિષયો પર આ કિતાબ તૈયાર કરવામાં આવી છે. આ કિતાબમાં જ્યાં-જ્યાં સુધારાની જરૂરત હતી ત્યાં-ત્યાં ખૂબ તહકીક સાથે સુધારા કર્યા છે, કિતાબ ઘણીજ ફાયદા-કારક અને કિંમતી છે, તમામ મુસલમાન મર્દ અને ઔરત આ કિતાબનું વાંચન જરૂરથી કરે, આ કિતાબને પોતાના ઘરોમાં જવાન, ઘરડા, છોકરાઓ દરેક સામે પઢવામાં આવે.

અલ્લાહ પાક આ કિતાબને બેહદ કબૂલ ફરમાવે અને આ કિતાબ પાછળ મેહનત કરનારાઓ, છપાવનારાઓ, ખર્ચ કરનારાઓ અહલે ખૈર હઝરાતની દરેક મેહનતો, કોશિષોને શર્ફે કબૂલિયતથી નવાઝે, મકસદોમાં ભરપૂર કામયાબી આપે, બન્ને જહાંનમાં અજ્રે અઝીમ અતા ફરમાવે, આખિરતના માટે ઝખીરો તથા સવાબે જારિયહ બનાવે, ઉમ્મતના માટે હિદાયતનો સામાન બનાવે. આમીન.

ખાદિમુલ હદીસ વલ ઈફતા
અહકર : અબ્દુલ્લાહ વલી કાવીવાલા ગુફિરલહૂ,
૨૦/શવ્વાલુલ મુકર્રમ સન હી. ૧૪૩૩
૮/સપ્ટેમ્બર સન ઈસ્વી ૨૦૧૨
ભરૂચ, કંથારિઆ, ગુજરાત, ભારત.

# દુરૂદે ઈબ્રાહીમ

اَللّٰھُمَّ صَلِّ عَلٰی مُحَمَّدٍ وَّعَلٰٓی اٰلِ
مُحَمَّدٍ کَمَا صَلَّیْتَ عَلٰٓی اِبْرَاھِیْمَ
وَعَلٰٓی اٰلِ اِبْرَاھِیْمَ اِنَّکَ حَمِیْدٌ
مَّجِیْدٌ ط اَللّٰھُمَّ بَارِکْ عَلٰی مُحَمَّدٍ
وَّعَلٰٓی اٰلِ مُحَمَّدٍ کَمَا بَارَکْتَ عَلٰٓی
اِبْرَاھِیْمَ وَعَلٰٓی اٰلِ اِبْرَاھِیْمَ
اِنَّکَ حَمِیْدٌ مَّجِیْدٌ ط